જેહાંગીર કરાણીની ઇરાની ઇતીહાસીક નવલકથા.

# ગુલશીરીના:
# ઇરાનની છેલ્લી શાહજાદી.




રચનાર

મરહુમ શાયર રૂસ્તમ ઇરાની.





મુંબાઇ.

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનારા. લિ૦

૨૦–૨૨, બોરા બાજાર, કોટ, મુંબઇ.



મરહુમ શાયર

રૂસ્તમ ગુસ્તાદ ઇરાની.

જન્મ. મરણ.

તા. ૨૭ મી અકટોબર ૧૮૩૭. તા. ૧૧ મી જુલાઇ ૧૮૯૨.

જેહાંગીર કરાણીની ઇરાની ઇતીહાસીક નવલકથા.

# ગુલશીરીના:

## ઇરાનની છેલ્લી શાહજાદી.


રચનાર

મરહુમ શાયર રૂસ્તમ ઇરાની.



મુંબાઈ.

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર, વિ૦

૨૨૦-૨૨, વોરા બજાર, કોટ.

# મરહુમ શાયર રૂસ્તમ ગુસ્તાદ ઇરાની.

**"બતન ઝેન્દેહે પીલ બો બજાન જેઝ્રેઇલ,**
**બદસ્ત અબ્રે બેહમન, બદેલ રૂદે નીલ."**

"(તેનું) આંગ મસ્ત હાથીના જેવું હતું અને તેનું રૂહ જેબ્રેઇલ (સરોશ)ના જેવું પાક હતું; તેના હાથો બહમનના વાદળાં જેવા અને તેનું જીગર નીલના દરયાવ મીસાલે (વહેતું) હતું."

એક કાબેલ લેખક, મહાન શાયર, અને વાસ્તવિક ટીકાકાર તરીકે પોતાના જમાનામાં વખણાઇ ગયલા આ પહેલવાની પેશાની ધરાવતા નરનો જન્મ તા. ૨૭ મી અકટોબર ૧૮૩૭ ને દીવસે મુંબઇમાં થયો હતો. બચપણથીજ ચાલાકી અને લખવાની ઝેણુ અને શક્તિનો પુરાવો આપવા માંડી ૧૮૫૩ થી ૫૬ એટલે ૧૬ મે વરશે તો "પારસી મિત્ર"માં મરનારનાં હાથનાં ફાંકડાં લખાણો અને ઉત્તમ કવિતાઓ દેખાવ દેવા પામી હતી.

ત્યારબાદ બહારકોટ જે તે વેળા પારસીઓનું "હેડ-કવાર્ટર" જેવું હતું, ત્યાં એક સારા પાયા ઉપર સ્કુલ કહાડી અને ત્યારબાદ ૧૮૬૦ થી "દોસ્તે હીંદ" નામનાં પત્ર સાથે સંબંધ જોડાયો. ત્યારબાદ ૧૮૬૨ થી ૧૮૬૪ સુધી "મુંબાઇ સમાચાર" પત્ર સાથે લેખક અને મેનેજર તરીકે રહયા બાદ "સૂર્યોદય" પત્ર જેના પેત્રન મરહુમ સર મંગળદાસ નથુભાઇ હતા તે પત્રમાં જોડાયા, જેમાંથી થોડોક વખત બાદ છુટા પડયા. અને એક પ્રીટીંગ પ્રેસ કહાડયું. પછી ૧૮૭૧-૭૨ માં પાછો મુંબાઇ સમાચાર સાથે સંબંધ જોડાયો. "તે વેળાની મી. રૂસ્તમની સમાચાર પ્રેસ અને પત્ર સંબંધી જાનફેશાની, અઠંગ મહેનત, ચાલાક ધામધુમ અને તેજી ધરપરડ કેટલાકોની યાદદાસ્તમાં હજી તાજી છે."

ત્યારબાદ મી. રૂસ્તમનો મર્હુમ પબ્લીશર મી. જેહાંગીર બી. કરાણી સાથે સંબંધ જોડાયો અને તે ઓળખાણ દોસ્તીમાં ફેરવાઇ જઇ મરનારની જીંદગીની છેલ્લી પળ સુધી કાયમ રહયો, જે અરસામાં રૂસ્તમ ઇરાની અને જેહાંગીર કરાણીનાં ભેગાં બળથી અનેક ઉપયોગી

પુસ્તકો બાહેર પડયાં અને ગુજરાતી સાહિત્યને શણગાર્યું. ૧૮૮૦ થી મરણના છેલ્લા દીવસ સુધી "જ્ઞાનવર્ધક" ચોપાનિયાંમાં મર્હુમની કસાયલી કલમથી અનેક ગઝલો કવિતા તેમજ નીતિબોધને લગતાં લખાણો આવતાં હતાં. વળી મરહુમ જેહાંગીર કરાણીનાં પખવાડીક પત્ર "પારસી ટીકાકાર" જન્મયું ત્યારથી મી૦ રૂસ્તમની સ્વતંત્ર કલમથી ચાલતું હતું.

ગુજરાતી સાહિત્ય શણગારવામાં મરહુમે જીંદગી અર્પણ કીધી હતી તે એમનાં લખેલાં અને સુધારેલાં પુસ્તકોની ટીપ ઉપરથી જણાશે.

મર્હુમનાં અધિપતિપણાં હેઠળ સુધારા વધારા સાથે નવીન રૂપ રંગમાં છપાઇ પ્રસિદ્ધ થયલાં પુસ્તકોની ટીપ.

૧. ફરામર્ઝ નામુ; ૨. બાગો બહાર; ૩. ચત્રીકા નામુ; ૪. દારાબ નામું; ૫. કેરશારપ નામુ; ૬. સુર—સાગર; ૭. જર ચાહે સો કર; ૮. સેતાયશ નામુ; ૯. ગોપીચંદ આખ્યાન; ૧૦. હોરી સંગ્રહ; ૧૧. કબીર કાવ્ય; ૧૨. ગ્લૅડવીનનું ગુલેસ્તાન; ૧૩. ગ્લૅડવીનની કરીમા; ૧૪. હોરી સાગર; ૧૫. બાહારે દાનેશ; ૧૬. બરજોર નામુ.

એમનાં પોતાની કલમથી લખાયલાં પુસ્તકો:—

૧—૨. રજપૂત વીરરસ કથા પુ. ૧—૨; ૩. અકબર કથા; ૪. લોક કથા; ૫. વીલક્ષણ કથા; ૬—૭. જન રમુજ વાર્તા સંગ્રહ પુ. ૧—૨; ૮. અરેબ્યન કીસ્સા; ૯. ગુલશીરીના; કવીતાનાં પુસ્તકો ૧૦. રૂસ્તમી મુનાજાત; ૧૧. રૂસ્તમી પંદનામુ; ૧૨. આદરબાદ મારાસ્પંદનું પદનામું; ૧૩. અમર મુનાજાત; ૧૪. ગુન્ચે અવસ્તા; ૧૫. બીલાલ કથ્યારો; ૧૬. ખુશરો શીરીનનો કીસ્સો; ૧૭. દોખમે નોશીરવાન; ૧૮. રૂસ્તમી કવીતા; ૧૯. રૂસ્તમી ગાયણ; ૨૦. રૂસ્તમી ફાગબાજી; ૨૧. મુકતાદ; ૨૨. જરી બનાવ પરવાનુ; ૨૩. પેગામે મોહબત; ૨૪. રૂપાંઉ બેતબાજી; ૨૫. એનેસ્ટીનું મોત; ૨૬. બીજા સર જમશેદજીનો સ્વર્ગવાસ; ૨૭. હસન સારવાન; ૨૮. ફીરોઝે મોહબ્બત; ૨૯ ખ્યાલ બાજ ઇરાની; ૩૦ થી ૫૦ આશરે વીસ નાટકો.

મરહુમની કલમથી લખાયલા નાટકો અનેક હતા પણ એકજ નાટક 'ઇરાનની બાદશાહાતની પડતી"નો નાટક ભજવવામાં આવ્યો હતો અને તે ઘણો વખણાયો હતો.

મરનાર ફારસી ઝબાનનો મહા વિદ્યાવંત, નજુમમાં ઘણુંજ સમજનારો, ગાયણનો કાબેલ સમજનાર અને સમજાવનાર, અઠંગ ગાનાર અને ગવાડનાર મહુંમ દાદાભાઇ વરકીંગ બાક્ષવાળા જે "દાદી ગાયનકાર" તરીકે મશહુર થઇ ગયા છે અને જે ગાયણમાં પુર્ણ જ્ઞાન ધરાવતા હતા તેની સાથે દોસ્તીના ઘાડા સંબંધમાં હતા.

મરહુમના મિત્રોમાં હિન્દના દાદા મહુંમ દાદાભાઇ નવરોજી, રાવસાહેબ વિશ્વનાથ નારાયણ મંડળીક, ડો. ભાઉ દાજી; મહુંમ કવિશ્વર નર્મદાશંકર જેવા મહાન બુદ્ધિવાન નરો હતા. વળી હકીમો બાકર અને ફરામજી ખરાદી જેવા યુનાની હકીમમાં ઉસ્તાદ ગણાતા સાહેબો મરનારના અગંત મિત્રો હોવાથી મહુંમ યુનાની વૈદાંનું પણ ઘણું સારૂં જ્ઞાન ધરાવતા હતા, જેનો લાભ ગરીબોને આપવાને તેઓ ચુકતા નહીં.

મરનાર એક મહાન પવિત્ર આત્મા હતા તેથી મરનારે તા. ૧૦ મી જુલાઇ ૧૮૯૨ ના રવીવારે પોતાને મળવા જનાર મિત્રોને ચેતવ્યુ હતું કે સોમવારની તેઓ સહવાર જોનાર નથી. પોતાનાં બહેનને પોતા આગળ રવીવારે સાંજે બોલાવી કહ્યું કે "સોમવારની સહવારે પાંચ વાગે મારો જીવ તે હકતાલાની જનાબમાં જશે. માટે સર્વે તૈયારી કરી રાખજો. મારી કબાટમાંથી મારા છેલ્લા આરામઘાહ માટેનાં કપડાં તૈયાર કરો. મારી મરજી છે કે મારે હાથે હેઠળ ખડકીમાં ઉતરી આવું; ત્યાં સફાઇદાર ચાદર બીછાવી, મારૂં આંગ સાફ કરી સુવું ને મારી આસપાસ ચાર મોમબત્તી સળગાવી તમો બેસો ને જ્યારે બરાબર પાંચ વાગે મારો પ્રાણ તે કીરતારને કેમ સોંપુ તે તમે જોવો." પછી રાતના બાર વાગાને શુમારે પોતાના એક પુરા બીરાદરને પોતા આગળ બોલાવ્યો અને કહ્યું કે "હવે સહવારે પાંચ વાગે હું પેલી જેહાંન કુચ કરી જઇશ." પોતાનાં બેહેન ભાઇને જે જે કહેવાતું હતું તે કહ્યું, પછી પોતે "અર્ષમ—યથા"ના

પવિત્ર કલામો બન્ને હાથ જોડી પઢવા માંડયા. એમ એબાદતમાં મશગુલ રહી છેલ્લી બંદગી કરતાં કરતાં નબળા ઝીણા પુકાર સહીત બરાબર પોતે આગળથી ચેત્યા મુજબ સહવારે પાંચ વાગેજ પોતાનો પવિત્ર અને કિમતી જાન તે કીરતારને સ્વાધીન કીધો.

મરનારનાં કવખતનાં અવસાન ઉપર મુંબાઇનાં આગેવાન ગુજરાતી ઇંગ્રેજી પત્રોએ નોંધ લેતાં મરનારની કારકીર્દી અને લખાણ–શક્તિ માટે ઉત્તમ મત ઉચાર્યાં હતાં.

મરહુમનું રૂહ મીનોમાં શાદ થજો!

"ઓશાંન્ બેહેશત્ બેહેરે બાદ!
અનઓશહી શાંન બ ઓય્ રવાંન્ રસાદ!
બ ઓય્ બેહેશ્ત્ રોશન્ બ આશાનીદ્!"

"તેઓ બહેશ્ત પામો! તેઓનાં રવાંન અમર્ગી પામો! રોશનીવાળાં બેહેશ્તમાં આશાયશ પામો."

અએદૂન્ બાદ! અએદૂન્ તરજ બાદ!
જેમ એ દુવા ચાહી છે તેમ થાઓ! તેનાં કરતાંબી જયાદા થાઓ!



## પ્રગટ કર્તા તરફના બે બોલ.



મર્હુમ શાયર રૂસ્તમ ઇરાની અમારા મર્હુમ પિતાજીના એક પરમ–પ્રિય મિત્ર હતા. મર્હુમ રૂસ્તમ રોજ બપોરે બે વાગાથી સાંજે પાંચ વાગા સુધી "કરાણીની દુકાને" પધારી મરહુમ પિતાજીની પાસે બેસી સાહિત્ય શણગારવાના કામમાં મશગુલ રહેતા. એ અમારા દિલસોજ મરહુમની યાદગીરી રાખવાની એકલી નેમથી આ "ગુલશીરીના"નો એમની કસાયલી કલમથી લખાયલો ઇરાની શાહનશાહાતની કમનસીબ પડતીના હિંગામનો કિસ્સો રજુ કરતાં ઉમેદ રાખીશું કે માદરવતન ઇરાન તરફનાં હાલ થયલાં ખેંચાણ વેળાએ તે હોંશથી વંચાશે.

ગુજરાતી સાહિત્યની સેવા બજાવતાં એક ઉમેદ એજ રાખીશું કે આ પ્રકારનાં સાહિત્યને શ્રીમંત જરથોસ્તી શેઠીયાઓ તેમજ શોખીન વાંચક–વર્ગ યોગ્ય ઉત્તેજનના આશરાની નવાજેશ કરવામાં પછાત પડશે નહિ, જેથી સાહિત્યની સેવા બજાવવાનાં અમારા અદના પ્રયત્નો ચાલુ રાખી શકાય.

આ કેતાબની પ્રસ્તાવના અને "પારસી-ઇસ્લામી સંબંધ"નો રેસાલો જાણીતા અભ્યાસી મી૦ જેહાંગીર માનેકજી દેશાઇ, એમ. એ. ની કલમથી લખાયલો છે, જે આ કીસ્સાનાં વળાં ઉપર ઘણું અજવાળું નાખે છે. એ એકમાર્ગી ઉમંગી ભાઇએ મહેનત લઇ એ વિષય લખવા માટે અમો ભારે આભારી થયા છીયે.

કમતરીન સેવકો,

**જેહાંગીર બી. કરાણીના છોકરાઓ.**

મુંબાઇ તા. ૧ લી આગસ્ટ ૧૯૩૦.

# પ્રસ્તાવના.

---

ફર્ઝન્દે ઇરાનીમ મા, શીરાને ગોરરાનીમ મા,
મર્દાને મયદાનીમ મા, કય દર ગમે જાનીમ મા?
ઇરાની રા તા બતન જાન અસ્ત,
ઇરાન માલે ઇરાનીઆન અસ્ત!
ગરઝ તનો જાન બોગૂઝરીમ, અઝ ખૂને શર્યાન બોગૂઝરીમ,
અઝીનો અઝાન બોગૂઝરીમ, મા કય અઝ ઇરાન બોગૂઝરીમ?
ઇરાની રા તા બતન જાન અસ્ત,
ઇરાન માલે ઇરાનીઆન અસ્ત!

"અમો ઇરાનનાં ફર્ઝંદો છીએ, પોકારતા સિંહ જેવા જોરાવર છીએ, મયદાને જંગમાં યાહોમ પડનારા છીએ, તો અમને જાનની શી પરવાહ? જ્યાં સુધી એક ઇરાનીનાં તનમાં જીવ રહેશે ત્યાંસુધી તો ઇરાન ઇરાનીઓનીજ મતા છે! અમે તન અને જાનની પણ દરકાર કરીશું નહીં. ધોરી નસ કાપી લોહી કાઢી આપીશું, બીજી સઘળાં ચીઝોનો ભોગ આપીશું, પણ ઇરાન અમે કેમ છોડી શકીએ? જ્યાં સુધી એક ઇરાનીનાં તનમાં જાન છે ત્યાં સૂધી તો ઇરાન ઇરાનીઓ-નીજ મિલ્કત ગણાવાની!"

"ગુલશીરીના"ના કર્ત્તા મર્હુમ લેખક અને કવિ રૂસ્તમ ઇરાની છે, અને આ એમનું સુંદર એબારતમાં લખાયલું પુસ્તક વાંચતાંજ આપણને હાલના એક ઇરાની શાએરે લખેલી ઉપલી કવેતા યાદ આવી જાય છે, અને આ કાવ્યમાં કેટલી સચાઇ સમાઇ છે, અને ઇરાનને આરબોના હાથમાં જતું બચાવવાને તે વારના ઇરાનીઓએ કેટલી જીવતોડ કોશેશ કરી હતી, અને બળવા પછી બળવા ઉઠાવી આરબોને કેટલી હેરાનગતિ આપી હતી, એ તો ઇતિહાસ ઉપરથી આપણ જાણીએ છીએ. આરબ

લખનારાઓ પોતે કબુલ કરે છે કે આ ચાલુ અને ચાલુ ઉપરાસાપરી થતાં ઇરાની બંડોથી આરબ લશકર ઇરાનમાં એટલું બધું અને એટલો બધો વાર રોકાઇ રહ્યું કે સ્પેન સિવાય યુરોપના બીજા ભાગો પર હલ્લો કરતાં આરબોને ફરજ્યાત હઠવું પડયું, નહીં તો આખો યુરોપ પણ તેઓ પોતાને હાથ કરી લેતે! મઝહબ તરફની જાનફેશાની ઇરાનીઓએ જે પાછળથી બતાવવા માંડી તે પહેલાંથીજ– યાને યઝદેઝર્દના વખ્ત-થીજ–બતાવી હતે તો ઇરાનનો દહાડો બરગશ્તે નહીજ થતે, પરંતુ અંદર અંદરના મિનાકેશા, સ્વાર્થ, ધર્મગુરૂ વર્ગની બેદરકારી, એશ-આરામ વગેરે બદીઓને લીધેજ ઇરાનની તારાજી થઇ, જો કે ઇરાનીઓએ ઇરાનને બચાવવાને પોતાથી થયું એટલું કીધું. આરબોની ચઢતી કળા એટલે તેમનાં લશકરો વધ્યાંજ ગયાં, અને ઇરાનીઓ પાસે મબલખ દૌલત હતી, તો પણ દહાડો વાંકો આવ્યો એટલે એ દૌલતથી એમને ફાયદા કરતાં નુકસાન વધારે થયું અને આરબો ફાવ્યા.

મર્હુમ રૂસ્તમ ઇરાનીનાં જણાવવા પ્રમાણે 'ગુલશીરીના' યઝદે-ઝર્દની બેટીનું નામ છે, પણ આ નામ તવારીખ ઉપરથી મળતું નથી. આ પુસ્તકમાં એમણે જે જે વિગતો આપી છે તે ઘણી ખરી ઐતિહાસિક છે અને કેટલીક કલ્પિત પણ લાગે છે, એટલે એમના ગ્રંથને આપણ તવારીખ ન કહેતાં તવારીખી નવલકથા (Historical Novel) કહીએ તો ચાલે. જેમ ડુમા, સ્કૉટ વગેરે લેખકોએ ઐતિહાસિક વિષયોને નવલકથાનું રૂપ આપ્યું છે–અને તેમાં પોતાની કલ્પના શકિતનો ઉપયોગ કર્યો છે–તેમ મર્હુમ શાએરે આ પુસ્તકમાં પણ કરેલું લાગે છે.

"અથોરનાનો" ઉપર આ ચોપડીના કર્તા વારંવાર પ્રહાર કરે છે કે અથોરનાનોને લીધેજ ઇરાનની તારાજી થઇ. આ વાતમાં સત્યાંશ છે, પણ ટીકા વધુ સખ્ત છે. ધર્મગુરૂવર્ગના કાવાદાવાને લીધે–જેમ બીજા મહાન દેશોનું પણ બન્યું છે તેમ–ઇરાનની પડતી થઇ અને

સાસાન્યન શાહનશાહત ભાંગી પડી, પરંતુ પોતાના મઝહબ અને દેશ માટે અથોર્નાનો પણ છેવટ સૂધી લડયા અને મૂઆ—અને દસ્તુર ધવલે 'ઇરાનશાહ'ને ઇરાનની બહાર લઇ જવાની હામ ભીડી—એ સઘળું આપણો શાએર પણ કબુલ રાખે છે, એટલુંજ નહીં પણ અરદેશર બાબેગાનના અમલમાં જરથોસ્તી ધર્મની નવીન રચના થઇ, અને હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ આપણો આતશ રાતદીન પ્રજ્વળતો રહયો, અને આજે પાછી આપણી દીન ઉંચ તબકકે પુગી, એ અથોર્નાનોનાજ પ્રતાપ એ ભૂલવું જોઇતું નથી.

આ પુસ્તકમાં દસ્તુર દાદ જેવો ૯૦ વર્ષનો, જેટલો પરહેઝગાર તેટલોજ બહાદુર આબેદ આપણું ધ્યાન ખેંચે છે; જાણે હકીમ જામાસ્પનોજ એ બીજો અવતાર છે! આપણે વાંચીએ છીએ કે માથ્રનાં બળથી તે ફરેસ્તાઓને અત્રે બોલાવી અને તેમની સાથે ગોફ્તેગો કરી શકતો. તેની સલાહ અને ડહાપણ પ્રમાણે જો ઇરાની સરદારો ચાલ્યા હતે તો તે પડતીના વખતમાં પણ ઇરાનનો પુનરોધ્ધાર કરી શકતે, પણ કિસ્મત આગળ નાચાર!

બીજી વસ્તુ જે આપણું ધ્યાન ખેંચે છે તે ઇરાનીઓનાં કળાકૌશલ્ય હતાં. યંત્રકળાની મદદથી નિર્જીવ ઘોડેસ્વાર અને હાથીસ્વાર પુતળાંઓ દ્વારા આતશનો વરસાદ વરસાવી લાખો દુશ્મનોની તારાજી કરવી એ કંઇ જેવું તેવું બુધ્ધિબળ બતાવતું નથી. આ "આતશનો વરસાદ" તે કંઇજ નહીં પણ દારૂગોળા છોડવાની ક્રિયા (bombardment) હોવી જોઇએ, જેની શોધ પણ પહેલવહેલી ઇરાનીઓએજ કીધી હોય. વળી આજે આપણે અમેરિકાની બધી ભોંયરાની (underground) અજાયબીઓ જોઇને અજબ થઇએ છીએ, પરંતુ આ ચોપડી વાંચતાં જણાય છે કે સાસાની જમાનામાં તો એવા ભોંયનીચેના રસ્તાઓ (subterranean passages) અને છુપાદ્વારો (trap-doors) આખાં ઇરાનમાં હતાં, જે શિલ્પકળામાં ઇરાનીઓ કેટલા કાબેલ હશે તે જણાવે છે.

  

પારસીઓ અને મુસલમાનોનો ધર્મ અને સાહિત્યવિષયક સંબંધ એની પછીના લેખમાં આપવામાં આવ્યો છે, જ્યારે તેમનો રાજદ્વારી સંબંધ જે આ લખનારના બપાવાના બાવા મર્હુમ બરજોરજી પાલનજી દેશાઇએ એક લેખમાં બતાવ્યો છે તે, "તારીખે શાહાને ઇરાન"નાં બીજાં વાલ્યુમમાં પાને ૨૫૪ થી ૨૬૫ માં આપ્યો છે, જે વાંચવાથી એ વિષય ઉપર વધુ જાણવાનું બનશે.

જેહાંગીર માણેકજી દેશાઇ,

એમ. એ.

# પારસી-ઇસ્લામી સંબંધ.

——:o:——

"The Persians had, by their vicinity and frequent intercourse with the Arabians, introduced the Magian religion among some of their tribes, particularly that of Tamim, a long time before Mohammed, who was so far from being unacquainted with that religion, that he borrowed many of his own institutions from it, as will be observed in the progress of this work (i. e. Koran)."

—G. SALE.

રણક્ષેત્રની ઉપર લશકરનાં બળથી પારસીઓ ઉપર ઇસ્લામીઓ જો કે ફાવી ગયા હોય તોપણ જરથોસ્તી મઝહબનું ઓજસ્ તે પડતીના વખતમાં પણ એટલું ઝળહળતું હતું કે ઇસ્લામી ધર્મ, કળા અને સાહિત્યની ઉપર તેણે એટલી જબરદસ્ત અસર કરી કે જમાના પછી જમાના વહેતા ગયા છતાંયે એ સર્વેમાં અંતર્ભૂત રહેલું પારસી તત્વ નિર્મૂળ થઇ શક્યું નહીં. આધુનિક સમયમાં કોઇક પારસીઓ મુસલમાનોને 'દીન-દુશ્મન' ગણી ધિક્કારે એ જેટલું દિલગીરી ભરેલું છે તેટલુંજ ઇસ્લામીઓ પારસીઓને "ગબ્ર" "આતશપરસ્ત" વગેરે નામોથી સંબોધે એ પણ છે. આપણને મુક્તકંઠે એટલું તો કબુલ કરવુંજ પડશે કે પ્રાચીન પારસી કીર્ત્તિનો જીર્ણોધ્ધાર કરવામાં ઇસ્લામી બીરાદરોએ કંઇ નાનોસૂનો કે ક્ષુલ્લક ફાળો તો નથીજ આપ્યો: એકજ દાખલો આપીએ તો વિશ્વવિખ્યાત ફિરદૂસીનું 'શાહનામુ', જેના પ્રતાપેજ આપણા અનાદિ ગૌરવ અને દિગ્વિજયનો આજે આપણને ભાસ થાય છે. એવી રીતે પારસી અને ઇસ્લામી બન્ને કોમો એકેક સાથે એવા અલૌકિક ગાઢ

સંબંધથી ગુંથાઇ રહી છે કે તે સંબંધનો ઇનકાર કરવો કે તોડવો એ એમાંથી કોઇને માટે પણ શકય નથી. લગભગ ૮૦ વર્ષની એક જુની કેતાબમાં[1] આ બાબતનું સુંદર સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. એમાં મહાન્ પયગમ્બર હઝરત મહંમદે પારસીઓ માટે શી આજ્ઞા દીધી હતી તેની વિગત આપવામાં આવી છે. પ્રારંભમાં આધુનિક લેખક કહે છે: "આએ ફરમાનની અસલ નકલ હઝરત અમીર ઉલ મોમીનીન અલી ઇબ્ને અબુ તાલેબ 'રદી અલ્લા અનહુ' (= રાજી રહે પરવરદેગાર તેની ઉપર!)—એ તેના પોતાના દસ્તખતથી ગોસ્પંદના લાલ ચામડાં ઉપર લખેલી હતી." આ પછી કહેવામાં આવે છે કે: "આ ફરમાન હઝરત મહમદ સલ. તરફથી સલમાને ફારસી[2] કે તેના ભાઇ મેહેદી ફરૂગ બીન શખ્સાનને તથા તેની ઓલાદ અને કોમને... લખી આપેલું છે." સમગ્ર સૃષ્ટિનાં લોકોમાં એવી માન્યતા બેસી ગયેલી લાગે છે કે હઝરત મહંમદે પોતાનો ધર્મ "તલ્વાર અને કુરાન"થી પ્રસરાવ્યો અને પ્રવર્ત્તાવ્યો હતો, અર્થાત્ બળાત્કારથી એ ધર્મનું પ્રતિસ્થાપન કરવામાં આવ્યું હતું, કિંતુ એ પ્રમાદ છે: હજરત મહંમદના જાયનશીનોએ પાછલા ઝમાનામાં જુલ્મનાં બી વાવ્યાં હોય તેથી અરબ્બી નબીને દોષ દઇ શકાતો નથી, કારણકે 'કુરાને શરીફ'માં તો એનો સાક્ષાત્ આદેશ મળે છે કે: "લાઇકરાહા ફીદ દીને"–દીનનાં કામમાં જોર તથા જુલ્મ કરવો નહી. વળી એ નબી જો પારસીઓને ધિકકારતા હોત તો એમ નહી બોલત કે: "વુલાદતો ફીઝમાને મલેકીલ આદેલે"–શુક્ર અલ્લાહનાં કે હું ન્યાયપ્રવૃત્ત નૃપતિની રાજ્યક્રાંતિમાં જન્મ્યો છું! આ ઉલ્લેખ પારસી પાદશાહ નોશેરવાન માટે છે, કારણ

---

૧ સોરાબજી જમશેદજી જીજીભાઈ કૃત "તકવીઅતે દીને માજદયસ્નાન."

૨. એ મુસલમાન થઇ ગયેલો પારસી હતો. એને દસ્તુર દીન્યારનાં નામથી ઓળખવામાં આવે છે. એ રસૂલે અરબ્બીના જમણા હાથ જેવો હતો અને ઇસ્લામી મઝહબના પ્રચારમાં એણે અગ્ર ભાગ લીધો હતો: એની પવિત્રાઇને લીધે એની સંતમાં ગણના થાય છે.

કે એનાજ અમલમાં હઝરત મહંમદનો જન્મ થયો હતો. તેઓ પારસીઓના સંબંધમાં કહે છે; "સલ્માને ફારસ અને તેના વંશવારસોને હું સર્વ બંધનથી મુક્ત કરૂં છું. તેઓ જે જમીન કિંવા ટાપુ કિંવા દેશોમાં રહેતા હોય ત્યાં તેઓ ઉપર આક્રમણ કરવું નહી, તેમની માલમિલ્કત પર હાથ નાખવો નહી કે તેમને આઝાબ દેવો નહી. હું (હ. મહંમદ) એઓ (પારસીઓ) ઉપરથી ખંડણી તથા કુસ્તીની જગાત તથા એમને વેઠે પકડી લઇ જવાનું રોઝે કેયામત સૂધી માફ કરૂં છું. એઓ નિર્વિઘ્ને આતશબહેરામ બનાવે કે પ્રાર્થના ગૃહો કે બીજાં મકાનો બંધાવે! એમને સારા તથા ભલા માણસો સમજવા, તથા એમની આબરૂ તથા હોરમતપર નેગાહ રાખવી એ સર્વ મુસલમાનોની ફરજ છે. પરવરદેગાર એ લોકો પર રહેમત કરે! જે કોઇ આ મારાં ફર્માનો બજા લાવશે તેની ઉપર પરવરદેગાર અને તેનો પેગમ્બર ખુશનુદ રહેશે, પણ જે કોઇએ એ લોકોને (પારસીઓને) દુઃખ પહોંચાડયું તે મને દુઃખ આપવા બરાબર છે! હું કેઆમતને દિવસે તેવા પુરૂષોનો શત્રુ થઇશ અને તેમની સજા દોઝખની આગથી થશે!" પૂર્વોક્ત આજ્ઞાને અલી ઇબ્ને અબુ તાલેબે પયગમ્બરના હુકમથી અબુબકર, ઉમર, ઉસ્માન, તલેહ, જમીર, અબ્દુલરહેમાન, બીન ઓફસલ્માન, અબુઝકર, ઉમાર, સાહેબ, મિકદાદ એબ્તુલ અસ્વાદ, તથા બીજા અસ્હાબો (બુઝોર્ગો) તથા લોકોની હઝુરમાં લખી હતી (તા. સને હીઝરી ૯ માહે રજબ-ઇ. સ. ૬૩૦) એ ઉપદેશનું અનુસરણ અને અનુકરણ કરી નીચે આપેલું "અહદનામું" (વચન) હઝરત અમીર ઉલ મુમનીન અલી ઇબ્ને અબુ તાલેબે પારસી બેહેરામશાહ બીન ખોરાંદરૂશને લખી આપ્યું હતું કારણકે તે પારસીઓનો વડો ધર્મગુરૂ હતોઃ "તમો નિશ્ચય જાણજો કે હું તમોને પરવરદેગારનાં તથા હઝરત મહંમદના (ખુદાના તેની ઉપર આશિષ હોજો!) પેમાનથી જાહેર કરૂં છું કે મેં તમોને તમામ જાનમાલ, ઓરત ફર્ઝંદથી અમન બક્ષ્યું.[૧]"

૧ ઇતિહાસ પ્રમાણે આ વચન કંઈ પાળવામાં આવેલું લાગતું નથી!

૬. મહંમદના ઉપર આપેલા હુકમો અત્રે અક્ષરશઃ પાછા લખવા આવ્યા છે.

હવે કેટલાક ઇસ્લામી ગ્રંથકર્તાઓએ પારસીઓ વિષે શો ઉલ્લે કર્યો છે તે તેમનાં પુસ્તકો સાથે જોઇએઃ (૧) મૌલાના શાહ અબ અઝીઝ દિલ્લીવાળાએ ઇ. સ. ૧૮૧૧ માં "તફસીરે ફતહુલ અઝીઝ નામક ગ્રંથપ્રકાશન કર્યું હતું તેમાં પારસીઓ માટે કહે છે "મજુસી[1] લોકો અસલથીજ આસમાની કેતાબ[2] રાખતા આ છે અને તેઓ એક પયગમ્બરની દીનના તાબેદાર છે" (૨) "ગ્યા ઉલ- લુઘાત" નામની ફાર્સી કેતાબ મૌલવી ગ્યાસુદ્દીન બીન જલાલુ રામપુરીએ ઇ. સ. ૧૮૨૬ માં પ્રગટ કરી જેમાં પારસી નબી ઝ તોસ્ત વિષે કેટલુંક વર્ણન છેઃ "હઝરત સત્ જરતોસ્ત-કે જે સા પાકને 'ઝરદસ્ત' 'ઝરદેહસ્ત' તથા 'ઝરતુસ્ત' પણ કહે છે-તે... ફિ ગોરસ (Pythagoras?)નો શાગેર્દ હતો; બીજા તવારીખનવેશો હઝ જરતોસ્તને 'ઇબ્રાહીમ' કહે છે."[3] (૩) "મુશારેક ઉલ અન્વાર એલ્મે હદીસ" નામનાં અરબી પુસ્તકો ઉર્દૂ ભાષામાં મૌલવી ખુર અલી સાહેબે અનુવાદ કર્યો હતો જેની ૧૧૩૮ મી 'હદીસ'માં કહ્યું કે; "લોકાનલ ઇમાનો મોઅલકન બીલ સૂરૈયા લનાલહુ અ

૧. "મજૂસ" શબ્દને ઈસ્લામીઓ ફાર્સી "મંજ-ગુશ"=નાના કાન (જરતોસ્ત) ઉપરથી અપભ્રષ્ટ થયેલો ધારે છે. એનો મૂળ અવસ્તા "મઘવન" છે, જે ઉપરથી પહેલવી "મોઘ" અને ફાર્સી "મઘ" થયા, ગ્રીકમાં "Magikos" એવું રૂપાંતર થયું, અને એણે 'જાદુઇ' માટેના "Magicus", ફ્રેંચ "Magie" અને અંગ્રેજી "Magic" ને જન્મ આ જરતોસ્તી મંત્રોમાં 'જાદુઇ' ચમત્કાર રહેલો બીજી પ્રજાઓ માનતી!

૨. ધાર્યા મેળે "દસાતીર" હોય!

૩. આ એક ભ્રમ છે અથવા મળતાં નામનો ગુંચવાડો છે. ખાલ્દ ઝોરોસ્ટર અગ્નિમાંથી પસાર થઇ શકતો એવી માન્યતા સેમેટીક પ્રજાને હતી. બૅબીલનનરેશ નિમરોડના વખતમાં ઇબ્રાહીમ (Abraham) પણ એ કસોટીમાંથી પસાર થયો તેથીજ આ ભ્રમ ઉપજ્યો.

નાએ ફારસ—"(હ. મહંમદે ફરમાવ્યું છે કેઃ) અગર ઇમાન 'પર્વિન' (Pleiades) ઉપર લટકેલું હોત તો પણ પારસીઓની ઓલાદ ત્યાં જઇને તેને સ્વહસ્ત કરત! (૪) મૌ. શેખ અબ્દુલ હક્ક દેહલીવાળાએ "મિશકાતે શરીફ"ની શરેહ (ભાષ્ય)ની ચોથી જીલ્દ ઇ. સ. ૧૬૫૦ માં છપાવી હતી તેમાં કહે છેઃ "સલ્માને ફાર્સી હ. મહંમદના અસ્હાબોમાં અત્યંત પ્રતિષ્ઠિત હતો......એની ઉમર ૩૫૦ ની કહેવાય છે અને હ. મહંમદની વફાત પછી ૨૬ વર્ષે મરણ પામ્યો. (૫) પાદશાહ નોશીરવાન માટે રસૂલે અરબીને કેટલું માન હતું તે આપણે આગળ જોયું. તેને માટે એઓ વધુ કહેતા કે: "લા યા કુલુલ અર્દો જીસ્મ મલેકીલ આદીલે"—આદીલશાહના અવસાન પછી તેનું શરીર ખાક થઇ જતું નથી, બલ્કે અનશ્વર રહે છે! ખુરાસાનનિવાસી મુલ્લાં હુસેન કાશીફીએ ઇ. સ. ૧૫૦૪ માં "અખ્લાક ઉલ મોહસિની" નામક ગ્રંથ લખ્યો હતો જેમાં ઉપરોકત હદીસને લગતી નીચલી બીના છે. એવી કથા છે કે એ સૂત્રનાં સત્યની કસોટી કરવા બગદાદનરેશ મામૂન ઉલ રશીદ પોતાની દરબારના ઓલ્માઓ સહિત મદાયન ખાતે આવેલાં નોશેરવાનનાં દુખ્મા આગળ ગયો અને તેમાં તે ન્યાયી પાદશાહને જાણે ભર ઉંઘમાં પડયો હોય તેમ—હ્રાસની કિંચિત્ નિશાન વગર—સૂતેલો દીઠો! આ જોઇ મામૂન આશ્ચર્ય પામ્યો અને આદીલશાહે ત્યાં જે નસિહત કોતરાવી હતી તેનો ઉતારો કરાવ્યો અને નોશેરવાનનાં બદનને નવો પોશાક પહેરાવી નમન કરી પોતે રૂખ્સદ લીધી. (૬) "તારીખે રૌઝત–ઉસ–સફા"નો લેખક અમીર મહમદ બીન ખાવંદશાહ હતો જેણે ઇ. સ. ૧૪૪૫ માં એ ગ્રંથ રચ્યો હતો, જેમાં લખે છે કે: "સલ્માને ફાર્સી વિષે 'મોહજર'[1] લોકો એમ કહેતા હતા કે એ અમારી ટોળીમાંનો છે, જ્યારે 'અન્સાર'વાળાઓ[2] એને પોતાનો ગણતા,

---

૧ હઝરત મહંમદ સ. સાથે મકકેથી મદિને નાસી જનાર લોકો.

૨ તેઓ જ્યારે નાસીને મદીને આવ્યા ત્યારે જે લોકો સર્વસ્વનો ત્યાગ કરી તેમને આવી મળ્યા તે.

પણ રસૂલે અરબીએ એનો તોડ કાઢી કહ્યું: **'સલ્માન રજલુન મીનના એહલલ બૈતે"**—સલ્માન અમારા પોતાનાં ઘરનું માણસ છે! એ પુરૂષ માટે હ. મહંમદે વધુ કહ્યું છે કે: **'નાસેહે રસૂલલ્લાહ'** "એ મને નસિહતનો દેનાર છે!" એવી રીતે મુસ્લીમોના દેવદૂતે અને તેની પછીના ખલીફાઓએ (અપવાદ બાદ કરતાં) પારસી ધર્મ અને ધર્મોપદેશકોનું વખત આવ્યે ઘટતું સન્માન કર્યું એટલુંજ નહી પરંતુ હઝરત મહંમદના ફેલાવેલા ઇસ્લામી મજહબમાં જુના જરથોસ્તી ધર્મનાં અનેક સિદ્ધાંતો અને રહેણીકરણીનો છાપ પડેલો લાગે છે. એ વિષયમાં બન્ને ધર્મની તુલના કરવી અસ્થાને ન ગણાય. પ્રથમતઃ પારસીઓની પાંચ 'ગેહ' મુસલમાનોની પાંચ 'નમાઝ'નું મૂળ જણાય છે. એ ભક્તિવિષયક ઉભય પ્રજામાં પ્રચલિત નામો તેમજ પ્રત્યેકના ઉચિત સમયનું કોષ્ટક આ પ્રમાણે બનાવી શકાય:

| પારસી. | ઇસ્લામી. | | |
|---|---|---|---|
| અવસ્તા. | અરબી. | ફારસી. | વખત. |
| ૧ ઉશહિન ગાહ | સલાત-ઉલ-ફજર | નમાઝે સુબહ | રાતના ૧૨ થી સવારના ૬, |
| ૨, હાવન ,, | સલાત-ઉઝ-ઝુહર | ,, પીશીન | સવારના ૬ થી બપોરના ૧૨, |
| ૩ રપિથ્વન ,, | સલાત-ઉલ--અસ્ર | ,, દીગર | બપોરના ૧૨ થી ૩, |
| ૪ ઉજીરન ,, | સલાત-ઉલ-મઘરેબ | ,, શામ | સાંજે ૩ થી ૬, |
| ૫ ઐવિસ્રુથ્રેમ ,, | સલત-ઉલ-ઇશા | ,, ખૉફ્તન | સાંજે ૬ થી રાતના ૧૨. |

વળી પારસીઓમાં એવી માન્યતા છે કે મરણ પછી માણસનાં કૃત્યો એક સ્ત્રીનાં સ્વરૂપમાં (જેને આપણે 'કેરદાર' કહીએ છીએ) તેને દેખાવ દે છે: ઇસ્લામીઓ પુરૂષની આકૃતિમાં માને છે. મૃત્યુ પછી આત્માને 'ચિન્વદ' નામક બારીક પૂલ પરથી પસાર થવું પડે છે એમ પારસીઓ ધારે છે: ઇસ્લામી મઝહબ એ સેતૂને 'અલ સિરાત' નામ આપે છે. અવસાન બાદ માનવીનાં સુકૃત્યદુષ્કૃત્યોને એક ત્રાજવામાં તોલવામાં આવે છે એમ ઉભય પ્રજા માને છે. બન્નેની માન્યતાનુસાર

સદ્‌ગત આત્માઓના ન્યાય કરવામાં આવે છે, તેમજ સ્વર્ગનરકનાં વર્ણન પણ બન્ને ધર્મશાસ્ત્રોમાં લગભગ સમાન છે: એટલોજ તફાવત કે સ્વર્ગમાં મળતા અનેરા આનંદને મહમદી મઝહબમાં લૌકિક સ્વરૂપ આપવામાં આવ્યું છે, જ્યારે જરતોસ્તી 'ગરોથમાન'ની કલ્પના આધ્યાત્મિક છે. આ સામ્ય એટલાથીજ અટકતું નથી: 'કુરાન' અને 'અવસ્તા'નાં પ્રત્યેક વાકયમાં ઘણીકવાર અદ્‌ભૂત સમાનપણું જણાય છે: 'કુરાન'નું દરેક પ્રકરણ **"બીસ્મીલ્લાહ હીર રહમાન નીર રહીમ"** (કૃપાળુ અને ન્યાયી ઇશ્વરનાં નામથી!) એ વાકયથી શરૂ થાય છે, તે પારસીઓનાં "બનામે યઝદ બખ્શાયન્દેહ બખ્શાયશગર મેહેરબાન"ની સાથે મળતાપણું દેખાડે છે; **"અલ્હુમ્દલીલ્લાહ"**='ક્ષ્નઓથ્ર અહુરહે મઝદાઓ!'-પ્રભુ પ્રસન્ન થાઓ! **"લા ઇલાહા ઇલ્લલાહુ મહમદ અરરસૂલીલ્લાહ"** નેજ મળતા મનોહ્‌ગાર યઝશ્નને માં મળે છે કે: "જે એકલા શખ્સે અહુરમઝદનાં ફરમાનો સાંભળ્યાં છે તે અશો જરતોસ્ત છે!" વળી **"સુબહાના મલેકુસ સમાવાતે વલ અરદે અલલજી ચુકલી બૂલ ઉમુહ કમા ચુહીદ"**=ખુદા પાક છે, તે જમીન અને આકાશનો બનાવનાર છે અને જે કંઇ ચાહે તે કરી શકે છે. પારસીઓ યઝશ્નેના ૩૧ માં 'હા'માં ભણે છે કે: "પ્રભુ જેણે જીવ, અનાજ, પાણી, ઝાડપાન, આકાશ અને પૃથ્વી બનાવ્યાં તેને માન સહિત સંભારીએ છીએ!" 'કુરાન'માં કથન મળે છે કે: "અલ્લાહ એક અને એકતા છે, તેની જાત સિવાય ભકિતયોગ્ય અન્ય કંઇજ નથી. તે સાહેબ સર્વે વાતે દાનાવ, બક્ષેશ કરનાર અને સ્વતંત્ર છે!" પારસીઓના 'ઉસ્તવદ ગાથા'માં પણ આવુંજ સૂત્ર મળે છે. વળી 'રોઝે કેઆમત' (Resurrection of the World)ની બાબત ઇસ્લામી ધર્મમાં છે તે પણ જરથોસ્તી ધર્મની સાથે મળતાપણું દેખાડે છે. એવી રીતે બન્ને વિરૂદ્ધ જણાતી કોમમાં ધાર્મિક ભ્રાતૃભાવ કેટલે અંશે છે તે આ ઉપરથી સિદ્ધ થાય છે. સાહિત્યના વિષયમાં પણ મુસ્લીમ બીરાદરોએ પારસીઓની અતૂલ સેવા બજાવી છે. એના સબળ અને

જીવંત પુરાવા તરીકે 'શાહનામા'નો ઉલ્લેખ આપણુ આગળ કરી ગયા. ફિર્દૂસીનું સ્મરણુ તો પારસી હૃદયમાંથી કદિ વિલીન થશે નહી. પારસીઓ માટે એનું સોનેરી કવન છે કે:

"મગૂઇ કે આતેશપરસ્તાં બૂદન્દ,
પરસ્તન્દે પાક યઝદાં બૂદન્દ!"

"તું એમ ના કહે કે પારસીઓ અગ્નિપૂજક હતા!—ના, તેઓ તો પવિત્ર પ્રભુની સ્તુતિ કરતા હતા!" ફિર્દૂસીની વાત વિસારે મૂકીએ તો શિરાઝનું બુલબુલ હાફેઝ પણુ પારસીઓના ગુપ્ત કે સ્પષ્ટ વખાણુ કર્યા વિના રહ્યો નથી. એનો ગુરૂ જેને એ "પીરે મગાં"[1] નામે

૧. આ "મઘ" લોકો માટે વધારે ખુલાસાથી બોલવું ઉચિત લાગે છે. હિરૉડૉટસ, હર્મિપસ, પ્લીની, સ્ત્રેબો, પોસેન્યાસ વગેરે ગ્રીક અને લેટીન ઇતિહાસકારોનાં વૃત્તાંતમાં પણુ આ વર્ગનો નિર્દેષ મળે છે જેઓને સામાન્યતઃ Magi નામે સંબોધવામાં આવે છે. એમ્યાનસ માર્સેલિનસનાં કહેવા પ્રમાણે ઇરાની "માજી" લોકોએ પોતાનું જ્ઞાન હિંદના બ્રાહ્મણો પાસેથી મેળવ્યું હતું; એર્યાનસ ખુદ બ્રાહ્મણોને "માજી" કહે છે, જ્યારે "Lusiad"નો પૅારચ્યુગીઝ લેખક કેમોઇન્સ પણુ છેલ્લાં કથનને પુષ્ટિ આપે છે. ખરી બીના માર્સેલિનસનાં જણાવવાથી તદન ઉલટી છેઃ હિંદના શંકરાચાર્ય અને વ્યાસ જેવા ઘણા ભણેલા બ્રાહ્મણોએ જ્ઞાન સંપાદન કરવા માટે ઇરાનની યાત્રા કરી હતી અને "માજીઓ" પાસેથી શિક્ષણુ લીધું હતું. ફાર્સી શબ્દકોષ "બૂરહાને કાતેઅ"માં "કબર" (ગબ્ર) શબ્દની વ્યાખ્યા આપતાં કહ્યું છે કે: "બ મઅની **મઘ** બાશદ કે આતેશ મી પરસ્તદ." "ફરહંગે જેહાંગીરી"માં એજ શબ્દ માટે કહે છે: "આતેશ પરસ્તાં રા ગુયંદ કે દર દીને ઝરતુસ્ત બૂદન્દ વ આનહારા **'મઘ'** નીઝ ખાન્દન્દ," યાને 'ગબ્ર' કહેતાં પારસીઓ તેજ 'મઘ' કહેતાં માજી લોકો છે. આ સઘળાં પ્રમાણો ઉપરથી જણાશે કે 'મઘ' એ પારસી ધર્મગુરૂવર્ગનું નામ છે—નહી કે બ્રાહ્મણોનું! એમ છતાં પણ કૅમોઇન્સ અને ઍર્યાનસનું કહેવું કેટલેક દરજ્જે ખરૂં છે: હિંદના શાકદ્વિપીથ બ્રાહ્મણો 'મગ' ને નામે પણુ ઓળખાય છે જેઓ 'સેન' વંશમાં ઘણો અધિકાર ધરાવતા હતા. આ બ્રાહ્મણો મૂળ શકદ્વિપ (Scythia) કહેતાં સિસ્તાનથી આવ્યા

સંબોધે છે તે જરતોસ્તી હતો એ નિર્વિવાદ છે. 'મગાં' શબ્દ 'મજુસ'ની જેમ અવસ્તા 'મઘવન' પરથી નીકળ્યો છે. સૂફી ફિલસૂફીની ગુહ્યતાનુસાર હાફેઝે એને મદિરાગૃહ રાખનાર કલ્પ્યો છે. આ 'પીરુ' તે ભક્તિનું કેન્દ્ર સમજવું, 'મદિરા' તે આધ્યાત્મિક તત્વજ્ઞાન, 'સનમ' તે ઇશ્વર, 'રીન્દ' કે 'મસ્ત' તે મુમુક્ષુ પોતે, વગેરે. આ પોતાના વયોવૃદ્ધ ઉસ્તાદ પ્રત્યે આપણા કવિને અત્યંત ભક્તિભાવ છે અને તેનો ઇશારો ગઝલમાં વારંવાર કરે છે કે:

આં રૂઝ બર દેલમ દરે મઅની કુશાદેહ શુદ,
કઝ સાકેનાને દરગેહે પીરે મગાં શુદમ!

"જે દિવસથી હું પીરું રાખનારનો ગ્રાહક થયો (ભક્તિમાં તદ્રુપ થઇ ગયો) ત્યારથી દિવ્યજ્ઞાન (Spiritual enlightenment) નાં દ્વાર મારે માટે ખુલ્યાં!"

---

હતા. વખત જતાં તેઓ હિંદુ ધર્મ ગ્રહણ કરતા ગયા અને છેવટે રાજ્ય-કારભારમાં બળવાન થઇ પડયા. એઓને અત્રે લાવનાર કૃષ્ણનો પુત્ર 'સામ્બ' હતો. તેઓ અહીંનાં બ્રાહ્મણ મંદિરોની પૂજા નહી કરતા, પણ સૂર્યને પૂજનારા હતા. પોનાની ઉત્પત્તિ સૂરજના પુત્ર જરશસ્ત (જરતોસ્ત)થી ધારતા અને પોતાને 'આદિત્યશર્મા'ની ઉપાધિથી ઓળખાવતા. એમનો વિવાહ ભોજ જાતિની બ્રાહ્મણ કન્યાઓ સાથે થવાથી તેઓ છેવટે અહીંના બ્રાહ્મણોમાંજ ગણાવા લાગ્યા. તત્સંબંધે "ભવિષ્ય પુરાણ"માં શ્લોક મળે છે કે:

जरशस्त इति ख्यातो वचःर्थोख्यातिमागतः ।
पुनश्चभूयः संप्राप्य यथार्यं लोकपूजितः ॥
भोजकन्या सुजातत्वाद्भोजकास्तेन ते स्मृताः ।
आदित्यशर्मा यः लोके वचार्थाख्यातिमागताः ॥

વળી ૧૩૯ મા અધ્યાયના ૪૪ મા શ્લોકમાં કહેવામાં આવે છે કે:

जरशब्द इति ख्यातो वंशकीर्त्तिवर्धनः ॥

એની પછીના શ્લોકમાં તો "મઘ" નામનો પ્રત્યક્ષ દાખલો ઉલ્લેખ મળે છે:

अग्निजात्यामघाप्रोक्ताः सोमजात्या द्विजातयः ।
भोजकादित्यजात्याहि दिव्यास्ते परिकीर्त्तिताः ॥

મૂરીદે પીરે મગાનમ, ઝ મન મરંજ અય શેખ!
ચેરા કે વઅદેહ તો કર્દી ઓ ઉ બજા આવોર્દ!

"હું વૃધ્ધ કલાલનો શિષ્ય છું તેથી ઓ શેખ! તું દિલગીર ના થા, કારણ કે તેં તો તારાં વ્યાખ્યાનમાં મુકિતનો માત્ર વાયદો આપ્યો, જ્યારે મારા પૂજ્ય ગુરૂએ તો મને મુકત પણ કર્યો!"

---

વધુમાં તેઓ દહાડી (जटाश्मश्रु) રાખતા હતા, દિવસમાં પાંચ વાર પ્રાર્થના पचकालविधानज्ञा) કરતા હતા, એક કપડાંથી નિત મોઢું ઢાંકતા હતા (पतिदानेन वदन प्रच्छाद्य नियतः), ઘટિત ક્રિયાઓ સાથે 'કુશ્તી' બાંધતા હતા ('अव्यग' धारिणश्चैव विधिद्रष्टेन कर्मणा), ઇ. ઇ. પરથી કિંચિત્ સંદેહ વિના જણાય છે કે 'મઘ' બ્રાહ્મણો પારસીઓજ હતા. વળી ઉગ્રસેનનો વડો પ્રધાન ગુરૂમુખ આ બ્રાહ્મણોને શકદ્વિપ (શકસ્થાન–સગસ્થાન[1] –સીસ્તાન) થી લાવ્યો હતો એવું પણ કથન મળે છે. એમને માટે ડો. ભાંડારકર વાજબી કહે છે કે: "The Magas themselves, the priests of the new cult, were gradually thoroughly Hinduized, until they became indistinguishable from other Hindoos and formed only a separate caste." 'બાઇબલ'માં આ 'મગ' કિંવા 'માજી'ઓને 'પૂર્વ દેશોના ડાહ્યા માણસો કહ્યા છે, જેઓ ઇસસનો જન્મ થતાં તેને જોવા ગયા હતા. બાઈબલમાં કહ્યું છે:

"Now when Jesus was born in Bethlehem of Judæa in the days of Herod the King, behold, there came wise men from the East to Jerusalem." &c.†

શેખ સાદીની નીચલી બયતપરથી 'મગ'નું ખરૂં રહસ્ય માલૂમ પડે છે:

અગર સદ સાલ મગ આતશ ફરૂઝદ,
ચુ આતશ અંદર ઉફ્તદ બેસૂઝદ!

"સો વર્ષ પણ જો 'મગ' આતશને રોશન રાખવાનું કામ કરે તોપણ એકવાર તે આતશ અંદર પડયો તો બળ્યા વગર રહેવાનો નહી!" 'માજી'-ઓનો ટુંક ઇતિહાસ આ પ્રમાણે છે.

---

૧ આજ કારણને લીધે જેહાનપહેલવાન રૂસ્તમને 'સગજી' કહેતા

† Vide Matthews II, 1-2.

દાશ્તમ દલ્કી ઓ સદ ઐબે મરા મીપૂશીદ,
બિકે'હ રહને મય ઓ મૂત્રેબ શુદ ઓ ઝુનાર બેમાન્દ!

"મારી પાસે જૂનો ઝભ્ભો હતો તેનાથી મારી સેંકડો ખામી ઢંકાતી તે મેં શરાબ અને ગવૈયાને અર્પણ કર્યો અને મારી પાસે માત્ર 'કુસ્તી'[1] રહી ગઇ!" અત્રે પારસીઓની કુસ્તી પ્રત્યે સ્પષ્ટ ઉલ્લેખ તેમજ દાંભિક દર્વેશો પ્રત્યે મ્હેણું છે.

હમે કસ તાલેબે યારન્દ ચે હોશયારો ચે મસ્ત,
હમે જા ખાનએ ઇશ્કસ્ત ચે મસ્જેદ ચે કુનેશ્ત!

"પ્રત્યેક પુરૂષ–શું વિદ્વાન કે ઉન્મદ—સનમ (ઇશ્વર)નું ઐકય સાધવા ચાહે છે: પ્રત્યેક સ્થાન–પછી તે મસ્જીદ હોય કે આતશખાનું–તે ઇશ્વરી પ્રેમનું સ્થળ છે!" કવિની સહિષ્ણુતા અને હૃદયની વિશાળતા કેટલી હશે તે આ ઉપરથી જણાય છે.

અઝાં બ દએરે મુગાનમ અઝીઝ મીદારન્દ,
કે આતશી કે નમીરદ દર દેલે માસ્ત:
બ બાગ તાઝેહ કુન દીન આઇને ઝરતુશ્ત,
કનુન કે લાલેહ બર અફ્રુખ્ત આતશે નીમરૂદ!

"માજીઓના ધરમાં હું માનીતો છું કારણ કે મારાં અંતરમાં શાશ્વત અગ્નિ પ્રજ્વળે છે. હવે લાલાના પ્રભાવથી નીમરૂદનો અગ્નિ[2] બળતો થયો છે તો બાગમાં તું પારસી ધર્મનો પુનરૂદ્ધાર કર!" હાફેઝના આ મનોદ્ગારો તેનો પારસી ધર્મ પ્રત્યેનો ભાવ સહજ વ્યકત કરે છે. વળી શેખ સાદી જેવાએ પણ 'કુસ્તી' માટે તો ઉલ્લેખ કર્યો છે:

---

૧ ઝુન્નાર–કુસ્તી સૂફી લોકો પણ પવિત્રાઇનાં ચિન્હ તરીકે એવો એક કમરબંદ રાખતા હતા. પ્રાચીન ગ્રીક લોકોમાં એવો કમરબંદ "Zone"ને નામે ઓળખાયો છે.

૨ બૅબીલનના ક્રૂર પાદશાહ નીમરોડે ઇબ્રાહીમ પેગમ્બર (જરતોશ્ત?)ના નવા ધર્મની સચાઇ તપાસવા તેને આગમાંથી સલામત પસાર થઇ જવા કહ્યું. ઇબ્રાહીમને બશારત દેતાં જાણે અલ્લાહે આગને કહ્યું: "હે અગ્નિ! તું ઠંડો

મન અઝીં દર્કે મુરક્કઅ બદર આયમ રૂઝી,
તા હમે ખલ્ક બેદાનન્દ કે ઝુન્નારી હસ્ત!

"હું એક દિવસ ફકીરી પહેરણનો પરિત્યાગ કરીશ કે લોક પણ જોઇ શકે કે હું યજ્ઞોપવિત (જનોઇ) પણ રાખું છું!" આધુનિક ઇરાનમાં તો પારસી મઝહબ અને પારસી પ્રજા માટે સારૂં માન ધરાવવામાં આવે છે. શાયર ઇશ્કીએ "રીસ્તાખેઝ" નાટકમાં અશો જરતોસ્તનું પાત્રાલેખન અને ચારિત્ર્ય દોર્યું છે એ તેનો પક્ષપાત સહેજે દર્શાવે છે, અને તેનો જો અકાળ અંત ન આવત તો દુનિયાને ઘણું શિખવાનું મળત. વળી મિર્ઝા ઝૈનુલ આબેદીનખાન હિકમત શીરાઝી નામનો અર્વાચીન કવિ પણ પારસીઓનો ખેરખાહ છે. તેણે અશો જરતોસ્તની સિફતમાં કાવ્ય રચ્યું છે તેમાંની થોડીક લીટીઓ આ પ્રમાણે છે:

ઇદે પેદાયશે ઝરતોશ્ત બ ખોરદાદ આમદ,
પાક વખ્શુરે મુબારક પયે શાદ આમદ;
માયએ અૅલ્મો હુનર હઝરત ઝરતોશ્ત અશો,
આં કે અઝ રાસ્તીઅશ પાયો બૂન્યાદ આમદ;
નેકી ઓ પાકદેલી રાસ્તી ઓ દીન બેહી,
બેન્ગર આં પાક ગોહર બાઅસે ઇઝાદ આમદ;
ફખ્ર બસ મૂલ્કે અજમરા કે ચૂનું પાક દેલી,
અન્દરાં મર્ઝ પદીદ અઝ પસે અૅરશાદ આમદ;
આફ્રિન બાદ ઝ યઝદાં પેદરો મામી રા—
કે ચૂનીં નેકસીરત રેહબરી ઔલાદ આમદ!
મી તવાન ગોફ્ત બ તહકીક કે ઈં ઇદે સઇદ,
બરતરો ખૂબતર અઝ સાઓરે ઐયાદ આમદ!

---

થઇ જા અને ઇબ્રાહીમને સહીસલામત જવા દે!" (જૂઓ કુરાન સૂરા ૨૧–૬૯). ઇબ્રાહીમ તેમાંથી પસાર થઇ ગયો ત્યારે આગ જાણે લાલા (Tulip)નાં ફુલનો બાગ હોય એવી ખૂશ તેને લાગી! હાફેઝ પણ ઇબ્રાહીમ અને જરતોસ્ત બન્નેને એકજ સમજતો લાગે છે. ઇબ્રાહીમની વાત માટે જૂઓ મિર્ખૂંદ કૃત "રૌઝત ઉસ સફા" (રેહાત્સેકનો તરજૂમો), વૉલ્યુમ ૧ લું, પાનું ૧૨૭ અને પછીનાં.

"ભલે આવ્યો મુબારક કદમનો જરતોસ્ત જે ખોરદાદ રોઝે જનમ્યો અને એલ્મ–હુન્નર અને રાસ્તીનું મૂળ છે! તે નેક બૂન્યાદના અશો પેગમ્બરની ખૂબી તું જો. કેટલી મોટાઇ ઇરાનના મુલકને કે આવો પાક દીનનો પેગમ્બર નેકીનો રસ્તો લોકોને બતાવવા ત્યાં પેદા થયો! આફ્રિન હોજો તેનાં માબાપ પર કે આવા નેકખસ્લતના પેગમ્બરને જન્મ આપ્યો! એનાં જન્મદિવસનો તહેવાર બીજા સર્વે તહેવારો કરતાં ખરેખર મોતેબર છે!" આગા પૂરે દાઉદનાં નામથી ફાર્સીનો કયો અભ્યાસી અજ્ઞાત હોય? એણે પારસીઓના "ગાથા" અને "યસ્ત"નો ફાર્સીમાં અનુવાદ કરી પારસી–ઇસ્લામી સંબંધને વજ્રલેપ કર્યો છે, અને ઘણા મુસ્લીમ બંધુઓ હાલના સમયમાં પારસી ધર્મનો અભ્યાસ કરવાની ધગશ રાખે છે એ ખરેજ પ્રશંસનીય છે. ઇજીપ્તમાં પ્રકટ થતાં "રસ્તાખીઝ" ચોપાન્યાંમાં નીચલી સતરો છપાઇ છેઃ

રવમ બૂસમ દરે દએરે મોઘાન રા,
કે ઝંગારે ગમમ અઝ દેલ ઝદાયન્દ;
અઝાં રૂઝી કે આતશખાને ખામૂશ.
બશુદ ઇરાનીઆં દરતંગ મીઆયન્દ;
બેદર ઇં નામહાએ શેખે રયા,
બાઝ કુન બાઝ ઝન્દો અવસ્તા!
તા ફુરૂઝીમ આતેશે ઝરદોશ્ત,
આંકે દીવે દુનીએ નાદાં બેકુશાયન્દ!

"હું જાઉં ને 'માજી'ઓનાં મંદિરના દરવાજાને ચૂંબન કરૂં કે મારા ગમનો કાટ મારા દિલમાંથી દૂર થઇ જાય. જ્યારથી આતશબહેરામો બુઝાઇ ગયાં ત્યારથી ઇરાન મુસીબતમાં ગીરફતાર થયું છે! ઢોંગી ધર્મગુરૂઓની ચોપડીઓ ફાડી નાંખો ને ખોલો ઝંદ અવસ્તા. જરતોશ્ત કે જેણે નાદાન નીચ દેવને* ઠાર કીધો તેનો આતશ ચાલો

* તુરબરાતુર.

પાછો સળગાવીએ!" આ ઉપરથી જણાશે કે પારસીઓ અને ઇરાની ઇસ્લામીઓનો સંબંધ કેટલા ઘનિષ્ટ પ્રકારનો છે.

જો કે કોઇ કોઇ ધર્માંધ મુસલમાનોએ કદિ કદિ શસ્ત્ર પ્રહારથી કે વાગ્બાણથી પારસી નામકામને નષ્ટ કર્યાં હશે, તોપણ સામટી રીતે લેતાં ઇસ્લામીઓએ જરતોસ્તી ધર્મ અને સાહિત્યની ઉત્તમ સેવા બજાવી છે એ નિઃસંશય છે. પારસી અને મુસ્લીમ પ્રજાઓનો ધાર્મિક, સામાજિક અને સાહિત્યિક દૃષ્ટિબિંદુથી આટલો નિકટ સમાગમ છે—અને હાલનો સમય એટલો બારીક આવી ઉભો છે કે ઉભય કોમે હાથમાં હાથ લઇ ઉભા રહેવું જોઇએ—તો વૃથા વિવાદ અને વિખવાદ રાખી એ સંબંધમાં ત્રૂટિ શા માટે આણવી જોઇએ? પારસીઓનું રાજ્ય જવા પછી પણ વારંવાર તેઓએ બળવા ઉઠાવી આરબોને ત્રાહ ત્રાહ પોકરાવી હોય અને તેમને જંપીને બેસવા નહીં દીધા હોય અને તેના વેરમાં આરબોએ પણ ઇરાનીઓપર અસહ્ય ક્રૂરતા વાપરી હોય તો તે હવે ભૂલી જવાનો વખત આવ્યો છે. જ્યારે હઝરત મહંમદ સ. પણ વણમાગ્યા ઉદ્ગાર કાઢે છે કે: "જો ઇમાન સપ્તર્ષિ નક્ષત્રપર હોત તોપણ એ પારસીઓમાંથી એક વા અનેક પુરૂષો તે લઇ આવી શકત!" તો તેમના હાલના અનુયાયીઓ પણ તેમનેજ મુબારક પગલે ચાલી પારસી ધર્મ અને પ્રજા સાથે યોગ્ય સહકાર કરશે એવી અપેક્ષા રાખવી વ્યર્થ ન ગણાય. ઇરાનમાં રેઝાશાહ પહેલવી જેવા રાજેન્દ્રમાં "સુવર્ણ યુગ"નો સૂર્ય ઉગ્યો છે: આફતોનાં કાળાં વાદળાં વિખેરાઇ ગયાં છે: જૂના ઝમાનાના ફિસ્ક-ફિસાદ અને કલહ કુસંપ નાબૂદ થયાં છે: ઇરાનના પારસીઓ અને ઇરાનના મુસ્લીમો—જેઓ એકેકનું લોહી ચૂસવા તલપગાર રહેતા—તેઓ બન્ને પોતાને એકજ પેદરનાં ફર્ઝંદ તરીકે ઓળખતાં શિખ્યા છે: કેળવણીના શુભ પ્રચારથી આગલા વખતનું ધર્મઝનૂન કયાં નાપેદ થયું છે તેનાં નામો નિશાન જડતાં નથી: એકવાર નાચારીએ ઇરાનીઓને પોતાનાં બચ્ચાંનાં ઇસ્લામી નામો આપવાં પડતાં, તેને બદલે હવે યુગ

બદલાયો છે અને ઇરાનના ઇસ્લામીઓ પોતાનાં બાળકોને પારસી નામો આપવામાં માન અને મગરૂરી સમજતા થયા છે: અને છેલ્લું, પણ સૌથી અગત્યનું, નામદાર રેઝાશાહ પહેલવી હિંદુસ્તાનના પારસીઓને ઇરાન આવી તેને આબાદ કરવાનું મોહબતભર્યું આમંત્રણ કરે છે, તો રે હમદીનો! 'લક્ષ્મી ચાંદલો કરવા આવે તો મોઢું ધોવા' જશો'? માટે ચેતો, સમો સમાલી લો અને માદરવતન તરફ કદમ લંબાવો! નહી તો—

Awake, arise, or be for ever fallen!

જેહાંગીર માનેકજી દેશાઇ,
એમ. એ.



## સાંકળ્યું.

——:o:——

## જેહાંગીર કરાણીનાં પારસી પેહેલવાનોનાં નામાંઓ

### ૧. ફેરામર્ઝ નામું—કીં. રૂ. બે.

મી૦ રૂસ્તમ દસ્તુર દીનશાહની કલમથી લખાયલા "ઇરાનના ઇતિહાસ" ઉપરના ૧૬ પેજના નિબંધ અને તવારીખ અને નામાઓના સંબંધમાં વાસ્તવીક દલીલો સહિત લખાયલા અભ્યાસ કરવાજોગ દિબાચા સાથે.

### ૨. કેરશાસ્પ નામું—કીં. રૂ. હડી.

### ૩. દારાબ નામું—કીં. રૂ. સવા.

આ બંને નામાઓમાં વિદ્વાન એકમાર્ગી સ્કૉલર **મી૦ બમનજી ન. ધાભર** એમ. એ. ની કલમથી ફુટ-નોટસ અને દિબાચા આપ્યા છે, જે પણ ઇરાનની તવારીખપર અજવાળું નાખવ જેવા છે.

### ૪. રૂસ્તમ નામુ—કીં. રૂ. બે.

વિદ્વાન સ્કૉલર શમ્શ-ઉલ-ઑલમા ડૉ૦ જીવનજી જ. મોદી ની કાબેલ કલમથી શાહનામા અને બીજાં હૈયાત ઇતિહાસીક કાબેલ સત્તાદાર પુસ્તકોના આધારે લખાયલી આ જેહાં પહેલ-વાનની રસીલી તવારીખ.

### ૫. "અર્દા વિરાફ નામુ"—તે સાથે "ગોરતે ફ્રેયાનો" "હાદોખ્ત નૂસ્ક" અને "એકવીસ નૂસ્ક" એ ત્રણ કેતાબો સાથે આપવામાં આવી છે. કીં. રૂ. એક.

**જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,**
૨૨૦-૨૨, વોરા બજાર, કોટ, મુંબઇ.

મર્હુમ શાયર રૂસ્તમ ઇરાનીની છેલ્લી ઇરાની નૉવેલ.

# ગુલશીરીના:

# ઇરાનની છેલ્લી શાહજાદી.

## બાબ ૧ લો.

હોનારતની આંટીમાં અટવાયલો જાન,
જાદા કોશેશ કરતાં થાય જાદા હેરાન.

ઇરાનમાં મુસલમાન હકુમત, હોકમ ને અમલ ચાલ્યા દરમ્યાન પહેલી હીજરી સદીમાં જરથોસ્તી મહજબની પ્રખ્યાત શાહાનશાહી રાજધાણી આદરબીજાનની વડી દસ્તુરાઇ ઉપર દસ્તુરાન દસ્તુર દાદ નામનો દીનઆઇનની ક્રીયા ને ભણતરોથી પુર્વિણ વડો દસ્તુર નેમાયો હતો. આ દાનાવ દસ્તુર મોટી બુઝર્ગ ઉમ્મરે પોહોંચેલો, કદે લાંબો એક પીરાન પીર હતો. તેનો ચેહેરો જૈફીના સબબે ઝાંખો પડયા છતાં ઓર યજદી ઝલકાટથી ઝલકતો, જોનારી આલમને ઇજત નવાજવા માટે ગોયા હોકમ કરતો હોય એવો રોબ મારતો હતો. તેની દીન આઇનના બારીક અભ્યાસમાં ચકચુર રહેતી ચશમો આજ પણ જવાનીના વખ્ત મીસાલ ચંચળ ને ચળકાતમંદ હતી. આ બુઝર્ગ દસ્તુરને આ ફાની ને તરેહવાર રંગ બેરંગ થતી દુનિયાની સર્દો ગર્મ રૂતુ દરમ્યાન સીત્તેર મોહસમો ગુજરયા છતાં તેનાં મન ને મગઝની મોહસમને કોઇ તરાંહની

અલવલ આવી હતી નહીં. તેના સુખન રાસ્ત ને રવાદારગી વનાના, જ્યારે પણ તેનું મત કે મસલહત પુછવામાં આવે ત્યારે, હમેશાં એક સમાન જાહેર આવતા હતા. તેની ખસલત ને ખાસ્યત એકમાર્ગી હતી. તે આ બુઝર્ગ ઉમ્મરે હાલમાં એક ચોકસ કામ માત્ર મોટા જમશેદના વખતની જેહાનુમા જામ (નજુમની વિદ્યા) જે દરમ્યાન નેધાહ કરતાં જેહાનની અગમ–નીગમ ને હોનારત માલમ પડી આવતી હતી તેના અભ્યાસમાં ગુંટાઇ ગયો હતો. પવિત્ર ગાથા ને ઝંદ વાણીના ઇસ્મ દરમ્યાન તે એટલો તો માહેતગાર બની ગયો હતો કે તે જમાનાના તમામ જરથોસ્તી મહજબના પોથા જળી ભસ્મ થાય તો તેની ફરી હસ્તી આશ્કારા કરવાને તેને કશો વીલંબ લાગે નહીં. ભુગોલ ને ખગોળમાં તેનો તે જુના જમાનામાં જોડયો હતો નહીં એટલુંજ નહીં પણ જેટલું તે જાણતો હતો તેમાંનું અર્ધ પણ હાલ કોઇને જાહેર પડયું નથી. જો કોઇ કાતેલ હોનારત નીપજી તો આ દસ્તુરાન દસ્તુર નજુમથી તે ભેદ પામી તેના ઉપાયનો મર્મ જાણી સેજેજ અજલના પંજાથી પેલા હોનારતના ફેજે ફસાયલાનો છુટકો કરી શકતો અને નવી જીંદગી દરમ્યાન પેલાની ઉમેદનો સિતારો ઝલકાવી આપતો હતો. તે દસ્તુરના બાબમાં આ મત આદરબીજાનની આલમે બાંધ્યું હતું કે તે ગોયા બંદગીમાં અમર કાયા દસ્તુર પેશુતન, આગાહીમાં હકીમાન હકીમ આગાહીનો જાણનાર જામાસ્પ ને અજલને ફેરવવામાં મોટો કયાની જમશેદ છે. સીમ્યું ને કીમ્યું તે પાસ એટલી તો નીર્જીવતા ધરાવતું હતું કે તેના આદરબીજાનવાલા દરેક એરવદ ચેલાઓ તેનેથી તે શીખી જાણીતા થયા હતા. તે દસ્તુરનો ઇલ્મ એટલો હદબાહેર કહેવાતો હતો કે તેની તારીફ હાલના જમાનામાં નહીં મનાય એટલી હદ લગી પોહોંચી વળે છે કે ઇસ્મે આઝમનો ઇલ્મ તેની ફરતી આંખના પલકારા ઉપર પોતાનો હીસાબ એવી તો અજાયબ હીકમતથી કરી લેતો કે મરજીને તે જ્યાં પણ ચાહે ત્યાં ઠેરવી પોતાનો કાબુ વખણાવતો હતો. આ રવેસ તે આ ફાની પૃથ્વી ઉપર કાબુ ધરાવતો હતો તોપણ તેની

સાદાઇ ને તવક્કોલ ને શોકર ગુજારી દરેક મગરૂર આપખુદી ચલાવ-નારા શાહાનશાહને શીખવા લાયક હતી. આ રવેસના પાક યજદી ઇલ્મ ને ઇરમ ધરાવનાર કાબુમંદ દસ્તુરાન દસ્તુર દાદ ગુસ્તાસ્પ હતો. ઇરાનની પાદશાહી તારાજ થતા ને યજદેજર્દ શેહેરયારની અજલ તેણે નજરેનજર જોઇ હતી. તેણે રૂસ્તમ ફરૂખજાદને સાદ બીન વાકસની શમશેરનો જરબ ખાઇ ખુનખાર મેદાનમાં ઇરાની ને ઇસ્લામી લાવ-લશકર વચ્ચે બેજાન પડેલો જોયો હતો. ઇરાન હારવાની જંગમાં દસ્તુર દાદ જરથોસ્તી ધર્મનો એક પવિત્ર ઝુન્દો લઇ તે જંગમાં એક તરફથી બીજી તરફ લડાયકો ને દલેરોમાં જંગના શુરવીર કલામોના ગજાવા સાથ જવાંમરદી ને ઝનુન વધારયો ગયો હતો, પણ માહોમાહેના મીનાકેસા ને આપસ આપસની અંટસે જે નાશ નીપજવો જોઇએ તેજ નીપજ્યો ને અસલી ઇરાની શાહાનશાહાત ગોયા ધરતીકંપથી કોઇ માહાન દેશ ગરક જાય તેવો ભાસ રંગ મચી જેહાનના તખતા ઉપરથી ભુસાઇ ગઇ. જાણે તે શાહાનશાહાત અજલ પામી આસમાન ઉપર એજમતી આત્મા મીસાલે ઉડી ગઇજ. દસ્તુર દાદે આ વખત ઘણી તરતીબો વાપરીને ફોજો ને લશકરો જમાવ કરી દુશ્મનના દોર ને કેહેરનો છેડો લાવવા ચાહ્યું પણ આદમીની ઉમેદ ને ખુદાના ભેદમાં હમેશાં આસમાન જમીન જેટલો ફરક હોય છે તેમ ખુદાની મરજી દુશ્મનને જીત ને જશમાં ખુશાલ રાખવાની હશે તેથી દસ્તુર દાદ પોતાની જાનફેશાનીમાં નીરાશ થયો. તેની ચાહેલી ઉમેદ બરબાદ ગઇ. તે છેક ઉમેદથી લુટાયલો ને દુશ્મનના લશકરથી માર ખાઇ તદન ગીર્દાપેચ થયલો ખુનખાર મેદાનથી મધ-રાત્રને સમય પોતાના જુજ મોબેદ સીપાહો સાથ ઉગત રાહે આદરબી-જાન તર્ફ નીકળી ચાલ્યો હતો.

દસ્તુર દાદ પોતે પણ એક પુરાના પાદશાહી તોખમનો શાહજાદો હતો. તેથીજ તે શાહાનશાહાત નહીં ગુમાવી દેવા ખાતર લડવામાં જેટલી પણ મદદ ને કુમક તેટલી તમામ ખપી ગયા આગમજ હટયો નહીં હતો. પણ જ્યારે તે જંગથી નાસીપાસ ને શાહાનશાહાતથી હાથ

ધોઇ નાહાસવામાંજ પોતાની જીંદગીની સલામતી સમજ્યો ત્યારે તેણે એક અવ્વલ ખ્યાલ નકી કર્યો. કમબખ્ત શાહાનશાહ શેહેરયારના ખાનદાનની એક શાહજાદી ને તેનો મહેલ તેની નાહાસ પછી દુશ્મનના સરદારનો પેહેલો ભોગ થઇ પડશે. તે શાહજાદીને પોતાને હસ્તક લઇ કોઇ પાહાડી કીલ્લામાં બચાવી અનકુળ વખતે તેને ઇરાનનું રાજ ને તાજ સપુર્દ કરવું ને શીહા થયલી ઇરાની આલમનો અમલ જેહાનમાં ફરી આશ્કારા પાડવો.

આ ખ્યાલે તે રએ શહેરના એક ભાગમાં જ્યાં પાદશાહી મહેલ હતો, તે તરફ અવ્વલ ગયો અને ત્યાંના હજારો સીપાહ મર્દોની ચોકી પહેરાથી છટકી મહેલમાં ધુસ્યો, તો તેની નેગાહે તેનું મગજ હેરત કર્યું. ત્યાં એક આતશી ઝળકાટની શાહજાદી, જેણી નવ દસ વર્ષની એવી ખુબસુરતી હતી કે તે પાસ ફીદા દીલ થયલી મગરેબની મેહ-જુબો હાથ બક્ષ કરી ઉભી રહેલી અને ખીદમત બજાવ્યામાં તનમનથી મશગુલ થયલી હતી. અરે તે શું ખુબસુરતી, જાણે આસમાન ઉપરથી આબેહુબ ઝલકાટમંદ પરી, જેના ચહેરાની ચદર થવાને પણ ચાંદ પોતાની ચાંદણી સાથ ખશ્યાણો પડી જતો હોય અને રૂખસારા એવા એવા અજાયબ ગુલરંગ કે ત્યાં વારંવાર આવતા પતંગોને ઉડારવાને જનાબ રહેલી નાજનીનોને ઘણી જેહમત પડતી હતી. અરે તેની ઝળ-કતી પુછડયા તારા જેવી લાંબી ડોક ને તે ઉપર ઠરેલા માહ નુર ભરેલા ગોળા જેવું મુખ અને તે મુખમાં સોહીલ સીતારાના ઝલકાટને અદેખાઇ ઉપજે તેવી ઝલકતી જડાયલી ચશ્મો, તે જોતાં દસ્તુર દાદની આંખમાં આતશના સોહોલા પડયા. તે મનમાં બબડયો, "અરે આ રવેશે યઝદી ઝલકાટને ટકકર મારનાર શાહજાદીનો નશીબો શું વેરાન ને બીયાબાનની વેઠ ખેંચવા અને પોતાના બાપદાદાના મહેલ ને મોજ ને ખજાનાથી બાતલ થઇ જવા સરજેલો? અફસોસ, ઓ પયગમબર જરથોસ્તને રાહના દેખાડનાર યઝદાંન તેં અમારી પાયમાલી છેક એટલી આફતભરેલી કરી છે?" આ વીચારમાં છે તેટલાં ત્યાં મીજલસમાં

એક ઇરાની સવારે દાખલ થઇ એક રૂકકો મેલ્યો. તે લઇ તે શાહજાદી પાસ બેઠેલા જૈફ વજીરે વાંચ્યો કે સર્વના મુખનો ઝલકાટ ઉડી જઇ ઉજલાં બરફના ગોલા થઇ ગયા. 'દસ્તુર દાદ ઉગત રાહે નાહાઠો' એ તે રૂકકાની એક લીટી માત્ર ત્યાં આફત ને દેહશતનો વરસાદ વરસાવવાને બસ હતી. પણ આ વખત વધારે નાપાક કે ડરામણો નીવડે તે આગમચ તે શાહજાદી સામે દસ્તુર દાદ પોતે હાજર થઇ નમી બોલ્યો:—"ઓ ઇરાની શાહાનશાહતનાં સર! ઇરાનની પાયમાલી થઇ છે, પણ ઓ ઇરાની આલમના રોશન માહાતાબ! તમો અગર મારી સાથ આવી જ્યાં લગી જેહાંન ઇરાનને ભુસી નાખવાને તલપે છે ત્યાં લગી કોઇ બચાવ કરનારા છુપા કીલ્લામાં એકાંત ભરાઇ રહો તો મને આપણી શાહાનશાહત મેળવવાને હક નવાજેશ થાય છે. ઇનશાલ્લાતાલા કોઇ બખ્તાવર રોજે ઇરાનની પડી ભાગેલી શાહાનશાહાત ફરી ઉડી ઉભી કરનારનો નસીબો તમારા દસ્તમાં છે. મ્હારૂં માનો તો અબ ઘડી આ મહેલની કનેકની ઉહાવી કોહે સ્તુમને કીલ્લે ચાલો. હું એક ત્યાં પવંનથી પણ આગળ જઇ પોહોંચવાની ઉગત રાહ જાણું છું. બામદાદની શીકલનો નકશો ખેંચાયા આગળ આપણો સંગ ત્યાં જઇ તે કીલ્લાનો કબજો લેશે. દુશ્મન જો કે હાલ હરીફો વનાના જ્યાં ત્યાં શેહેર ને ગામમાં ધાડ પાડશે પણ જે ખરાબી કરીને નામદારી મેળવવાને બની આવે તે વાત એટલી અટકી છે કે તેઓને ગરીબ રૈયતની પાયમાલી કર્યામાં મોટી ખેજાલત પહોંચશે."

દલેર દસ્તુર દાદના આ સખુનો એટલા અસરકારક થઇ પડયા કે રએ શેહેરની શાહજાદી પોતાના તમામ ખજાના ને ખટલા સાથ તેને સ્વાધીન થઇ. સઘલું લશકર પલવારમાં તમામ ખજાનો ને હથ્યાર લઇ પેલી ઉગટ રાહે દસ્તુરે ચલાવ્યા પ્રમાણે ઉતર્યું. બામદાદમાં કોહેસ્તુમનો કીલ્લો દસ્તુરે પોતાની શાહજાદી ને તેના લશકરને સોંપ્યો. ત્યાં વળી બીજી બહાદુર ફોજ ને જોઇતી ખોરાકી મેલી અને એ પ્રમાણે શાહાનશાહાતના હકનો સત્તો ખેલી તે ત્યાંથી આદરબીજાનમાં ઉતર્યો.

હર્યાં તે દસ્તુરે જુના બુઝર્ગ દસ્તુરના મોતના ચેહારમની બામદાદની ચાસ્નીની મીજલસ સમારી. તમામ આદરબીજાનની ખલક ઇરાનની પાદશાહાતની પાયામાલીથી એટલી શોકાતુર બની કે પોતાના બુઝર્ગ દસ્તુરની પતેત કર્યામાં દીલ લગાડી શકી નહીં તેમજ ચાસ્ની પણ. મગર આ ગમ ને ગજબ દરમ્યાન દસ્તુર દાદે મરનાર દસ્તુરની તવારીખ ગાઇ. પતેતના અશો ઇશ્મ ગજાવ્યાં અને છેલ્લે ચાસ્ની તરફ આંગલી કરી પાદશાહાતની પાયામાલી થતી બચાવવાને ઇરાનના અવ્વલથી તે આખેર લગીના શમશેર મારનારા ને દુશ્મનોની પાદશાહાત જીતનારા થઇ ગયલા શાહાનશાહોના રૂવાનને આરાધ્યાં ને ઝંદના ખુદાઇ ભણતરથી અહુરમઝદની મદદ માટે બંદગી પઢયો, પછી પોતાની જંગ મેદાનમાંની સઘળી બીના જાહેર કરી જંગના મેદાનની કાહાણીનો હેવાલ કહી સંભલાવ્યો. પછી બે દસ્ત આસમાન તરફ દેખાડતા કરી ખાકસારોના ખાકસાર મીસાલે પોતાના બંને દીદામાંથી મદદ માંગનારાં આસુ વરસાવ્યાં. દસ્તુર દાદને સાંભળી આદરબીજાનની અનજુમન પા કલાક લગી ખામોશ રહી પછી સર્વે આલમ એક મસલહત થઇ. અનજુમનના વડા શાહજાદા જંગી અરદેશરે મરનાર દસ્તુરની ગાદી દસ્તુરાન દસ્તુરના એલકાએ દસ્તુર દાદને નવાજી. જરથોસ્તી મહજબનો સોનાનો ગાવ્યાની ગુરૂઝ, જે લખ્ખો બેમુલાં ઝવેરોથી મઢાયલો તેને ખભે મેલ્યો. જુદા જુદા તાલુકાની અનજુમન તરફથી આવેલી એક હજાર ને એક શ્યાલ ને એક હજાર ને એક કોલાહ તેની જનાબ મેલાઇ. એ પ્રમાણે દસ્તુર દાદ જેહાન દરમ્યાન ઇરાનની જરથોસ્તી આલમનો વડો દસ્તુર નેમાયો. તમામ જરથોસ્તી આલમના અકાબરોએ તે વખતથી દસ્તુરાન દસ્તુરને ઇરાનની પાદશાહાત મેલવવાને જે પણ લાયક યોજના તે ઘડી કાઢવાને મકમપણે કામ લેવાને અરજ ગુજારી.

એ મીસાલના વગવસીલા ને રાસ્તીને અર્પણ થયલા દસ્તુર દાદ આદરબીજાનની વડી દસ્તુરાઇ ઉપર આવ્યા હતા અને મુખ્ય પાદશાહી

આતશ બેહેરામનું મુરબીપણું ચલાવતા હતા. જાહેર તો એક દસ્તુરાન દસ્તુર, પણ બાતેન તો તે ઇરાનની શાહાનશાહાત ને મહજબનો વાલી હતો. ૨એની શાહજાદી ગુલશીરીનાને ઇરાંનનું તખ્ત અપાવવાની જેહમતનો ખેંચનાર આ ચુનંદો દસ્તુર એક દીન ગમ ભરેલાં દીલે પોતાની નજુમની જામ ખોલી જોતો બેઠો છે. આજ શાહાનશાહાત પડી ભાગાને વીસ વર્ષ થયાનો જમાનો અગમનીગમના હીસાબે ગણી કાઢે છે, તેટલાં એક નવજવાન મોબેદ દોડી આવ્યો અને તવાજો બજાવી કહી ચાલ્યો: "નામદાર શાહેબ, ઇરાનની શાહજાદી ગુલશીરીના" કે તરત દસ્તુરે નજુમથી મોહ ઉચકયું. શાહજાદી ને દસ્તુરની એક ચશ્મ થઇ. એક જૈફાન જૈફ, બીજી નવજવાન પરીજાદ.

---

## બાબ ૨ જો.

### દસ્તુરાન દસ્તુર દાદ બીન ગુસ્તાસ્પને ગુલશીરીના ઠઠરાવે છે.

"મતલબ છે તે માનવીની ફેરવેછ સમજ,
એ આતશને જેરવેછ લોભી ગરજ."

"દસ્તુર, આજ વીસ વર્ષ ઉપર તમોએ મને ઇરાનની શાહાનશાહાતના તાજની લાલચે મ્હારી ફકત નવ વર્ષની વયની અકલ ઉપર હોંશ તેજ કરીને મ્હારો કાબુ અખત્યારમાં લીધો અને મારા બાપીકા મહેલ ને ઇલાકા દરમ્યાનથી જુદી પાડી. પાંજરામાં પંખી હજી વધારે ઉલટમંદ રહે તેટલી છુટ હું ભોગવું છું અને દરયાવના દીલમાં રહેતી મીન વધારે આપઅખત્યારીથી પોતાના મનને રમાડતી હશે તેવી તંગ હાલતમાં આજ વર્ષો થયાં રહી મેં શું મેળવ્યું? મારી ઘણીજ મેહરબાન દાયા, જે મારી માદર મીસાલ મારી દેખરેખ ને સંભાળ કરનારી હતી તે મોતને તાબે થઇ. મારી ઉપર જાનફેશાની કરનારા પેહેલવાનો આ એકાંતમાં ઝુરીઝુરી તનબદન ખવાઇ અજલને સ્વાધીન થયા. મારો ખજાનો નકામો

ને વગર અર્થની અંધારીમાં વપરાઇ ચાલ્યો. હું પોતે નવ જવાનીના તેજને છેલી સલામ કરી જૈફીને દરવાજો ઠોકું તેટલી ઉમરે પુગતી ચાલી અને તમો આજ છો ને કાલ કદાચ, એવી જૈફ હાલતમાં આવ્યા છો, તો પછી આ મારી કંગાલ ને બંદીવાન હાલતમાં હું કોણુને મારો સંભાળનાર કે જવાબદાર જાણું ? જ્યાં લગી કાંઇ પણ તેજ ને ઉલટ છે ત્યાં લગી તણખા જેટલી પણ હીંમત ને મર્દાનગીનો ખ્યાલ જ્યાં ને જેનામાં ઉપજવો જોઇએ, તે તો હું બીલકુલ જોતી નથી. આતશ જળે છે તેટલાં જે મનની લાગણીના શોહોલા હરીફના હાડ ઉપર અંગારા ફુકી શકયા નહીં તો તે મંદ સ્થીતીમાં શું કરી શકનાર ? આજ તો મને તે રએના રળીયામણા મહેલ ને મારા વફાદાર લશકરની દલેરી દરમ્યાન દુશ્મનો સામે જંગમાં જાન છોડયાની બલીહારી નજર આવે છે. જે માર્ગ મર્દાનગીને છાજતો, તે માર્ગ મેળવામાં મેં એક મતલબી મોબેદની અરજ ને અકલ સ્વીકારી તે તદન ઇરાનની શાહાનશાહાતની પાયામાલી કરવા જેટલી ખરાબી રચી છે. વીસ વર્ષની મોટી મુદત ને મનનો ભોગ આપવામાં મેં એક ખુદાની લાગણીને ભોગ્યો કરયો ! અફ્‌સોસ, જે આતશ ઉપર સુખડ લોબાન ને અગર બાળી જાણે અને હરદમ મતલબનું ભણતર પઢી વખ્ત ગુમાવી રહે તેવા નાલાયક ઉપરે વીશ્વાસ મેળી હું સદંતર મારી જીંદગી ગુમાવ્યાની ભુલ કરી ચુકી છું."
આ બોલતાં ગુલશીરીનાની પેશાની લાલ તપેલા લોખંડ મીસાલે ઉઠી રહી. તેના ડોળામાંથી આતશના ફુંફારા જેવી વરાળ પ્રગટવા લાગી. તેના અંગમાં પોતાના ન્યાગાનોનું જંગી લોહી ઉછલી તેની નેસોમાં પોતાની ભાષા બોલવા લાગું. ગુલશીરીના આજ દસ્તુર ઉપર ઘણીજ ખફા થઇ ગઇ હતી. અગર હાલ તે સનમુખ શમશેર હતે તો તે દસ્તુરનું સર સલામત રહેતે નહીં, એટલી જંગી તેજની ઉશ્કેરાયલી ને અસાધારણ દેલાવરી ભરેલી થઇ ગઇ હતી.

---

## બાબ ૩ જો.

### દસ્તુર દાદ શાહજાદી ગુલશીરીનાને સમજાવે છે કે ફતેહ ઇન્સાનના દસ્તમાં નથી.

"ફીનાના દોરમાં ઉપજી છે અકલ,
હરીફનો ઉલટેલો માહ જંગી અમલ.
દરમ્યાં દલેરો નાહક થાય કતલ,
એ ખ્યાલ સીવાય ના કોઇ મેહતલ."

શાહજાદીનો ખોફ ને ખ્યાલ સાંભળતાં દસ્તુર દાદના દીલમાં દેહસ્ત પંઠરાઇ. શાહજાદીની વીસ વર્ષની જીંદગી બાળી ખાક કરવાનો ગુનાહ તેના મન ઉપર મોટું દબાન કરી ગયો. તેની જૈફ ચશ્મોમાં ઝલકાતના તેજ સાથે ગઇ ગુજરીના ફેજે ઉપજાવેલા અમુલ્ય આંસુ મળી બે ચાર સેર તેની ધોલ જેવી દાઢી ઉપર ખેંચાઇ, મગર આ જૈફ જુસ્સો પળથી વધારે કાબુ ચલાવી શકયો નહીં. તે જ્યાં નજુમનો પોથો લઇ બેઠો હતો ત્યાંથી ઉઠયો અને શાહજાદીને છેક કમરથી વાંકો વળી પાદશાહી કુરનસ બજાવી. ત્યાં કંઇ વર્ષના રદ પડેલાં એક અમુલ્ય તખ્તને સફા કરી બેસવાને અરજ ધરી. પોતાની માહ જૈફી છતાં જેટલી જવાનથી ઝડફ ને આશા રખાય નહીં તેટલી ઉલટ ને હોસ્યારીએ આ ઇરાનની જાહોજલાલીમાં પરોટાયલા દસ્તુરાન દસ્તુરે શાહજાદીની જનાબ પોતાનું સર મેલ્યું. તે ઘણોજ અશ્રાફ ને દાનેશમંદ દસ્તુર બોલ્યો :—

"જમાનો મારી ઇરાનની તમામ જરથોસ્તી આલમ ઉપર રૂઠયો છે, તેથીજ તમો નામદાર શાહજાદીના સખ્ત સખુનો સાંભળવાને હું હજી સુધી જીવ્યો છું. પણ સાંભળ! ખુબ મગઝ રાખ કે જવાંમરદીનો આતશ ગમે એટલો રોશન તેજ છતાં યકબાલના થંડા પડેલા આતશના કોયલાથી આપણે કશી જીત હાંસલ કરનાર નથી. આ સામેનો દસ્તુર જામાસ્પની આગાહીનો યજદી પોથો કહે છે, તેમ હાલ આપણી કરોડ ફોજ હશે તોપણ દુશ્મન પોતાના બખતાવર નસીબનાં જોરે જીત મેળવી

લેશે. યજદાંતાલાના બારીક ભેદ ઉપર ખાકીના કોઇ ખ્યાલ કે ખેદથી અસર થશે નહીં. આજ જે હું આ એકાંતમાં ગોફેનશીન જેવા આપણા પાદશાહી આતશ બેહેરામમાં રાતદીન રીઆજત ને ઇશ્મો દરમ્યાન મચ્યો રહું છું, તે ફકત જુલમી થઇ પડેલા જમાનાનો જુલમ કરતો વખત ગુજરી જવા માટે. હા હું જૈફ થયો છું અને કાલે મારા શાહાનશાહો ને શાહાજાદાઓના દુખ્મામાં જઇ વાસો કરૂં તેવો દેખાઉ છું, પણ મારી કોમના જાન, ઓ શાહાજાદી! તમારો સેતારો જ્યાંલગી તમારાં કપાલ ઉપર કયાની તાજ ગોઠવે તેવો રોશન થયલો, અગમનીગમના હીસાબથી, ચોકસ થાય નહીં ત્યાં લગી હું મારી તમામ મુરાદ ને મર્દાનગી સાથ હાલના જેવોજ ધીલો ને સુસ્ત રહીશ. હું જમાનો સમજીને જોઇ વળેલો પીરાનપીર શખ્સ છું. તે આજના ડામાડોલ ને પાયામાલી પાંઠરનારા જમાનાથી સપડાઇ જાવું તેવો નથી. અને હજાર આફ્ત ને લડાઇ ઉઠી ઉભી થઇ મારાં હાડ ધુજાવે તેવો ગુલબાંગ ઉઠે પણ હું પેલા વેરાન થયલા આપણા પાદશાહોના સામે ઉભેલા મહેલ મીસાલે જેટલી પણ હાલ હવાલી ને હોનારત નીપજશે તે કનાઅતના ભણતરથી સોસી રહીંશ. મારી નામદાર શાહજાદી, હાલ વખત દુશ્મનની દામન પકડી જંગમાં ઉતરવાનો નથી અને હજી વર્ષ લગી એ દુશ્મનની કાચી હરીફાઇમાં ઉતરવાથી કશો નફો થનાર નથી. હા વખત આવે પણ નહીં, સબબ સેતારાના તરેહવાર ખેલ દરમ્યાન નામદાર શાહજાદીનો સેતારો ઘેરાયલો છે તે જરૂર બા જરૂર કાંઇ એવો દાવ ખેલી લેશે કે મને ફીકર છે કે જે પણ મેં તદબીર ને દુરઅંદશી રચી છે, તે તમામ બારેવાટ થશે. નીરાશ થઇ તારાજ થયલા યજદજર્દના તખ્ત ઉપર ફરીને કોઇ જરતોસ્તી મહજબવાલો નર બીરાજવાની આગાહી મળવી મહાલ છે.''

---

# બાબ ૪ થો.

**દસ્તુર ને શાહજાદીની વળાણમાં આસમાન જમીન જેટલો તફાવત–દસ્તુરની અગમનીગમમાં તાજ નહીં મળવાની ચેતવણી–શાહજાદીને કીરમાનના શાહની મદદે તાજ મળવાની ઉશકેરણી.**

"નથી જે કાયમ, તેનો અંત જૈરી,
નથી કાયમ તે કન્ચન કાયા કૈરી.
ના કાયમ અસપંદયાર ચઢયો દુખ્મે,
બ્હાનું હતું ફકત માર્યો રૂસ્તમે.
ના કાયમ જમશેદ વ્હેરાયો કર્વતે,
ફરેદુન અજલમાં દલાયો હર્ખતે."

શાહજાદી ઉપર દસ્તુરનો દર્યાદિલી ખુલાસો અસર થયા બદલે કેવળ હવાઇ ને વેહેમથી ભરેલો જણાયો. તેનાં મનની વળાણ નવી ઉલટ ને જુંવાનીની ઝમકે ઓર તોર ભરેલી હતી. જૈફ દસ્તુર જેહાન ને જમાનાની વળણ સમજી તે પ્રમાણે પોહોર દર પોહોર ગુજારવાની કોશેશમાં મંડતો હતો, જવાન શાહજાદી જેહાંનને જમાનો જાણે પોતાના મનનો કાણુ ને મરજીનો મજુર હોય તે પ્રમાણે પળ દર પળ ઉલટમાં મચતી હતી. જવાનીનો તોર એટલો ખુશાલ શાહજાદી ગુલશીરીનામાં ધીકતો હતો, ખીલતો હતો, ને મલકાતો હતો કે પોતાના જૈફ રાહનુમાની દુરઅંદેશી ઉપર મજાક કરતી હતી બલકે પોતાના ફુલેલાં મનમાં તે મજાકની મજો મારતી હતી. આ સઘળી ઉલટી બાજી બનવામાં એક અજાયબ બનાવની સામેલગીરી હતી. કીરમાનના શાહને આપણી શાહજાદીની ખબર પડી હતી અને તેના તોખમની સરસાઇ જાણ્યાથી તે નામદારે તે ખુબસુરત સંગાથે શાદી માટે છુપો રૂકો રવાના કર્યો હતો. શાદીના રૂકાએ શાહજાદીને તે શાહ, કેટલી શકતી ને સાહેબીનો ધણી છે, તે માટે પોતાના એક વીશ્વાસુ રખેવાલને છુપો જાસુસ બનાવી રવાના કરવાની ફરજ પાડી. આ

રવેસે તરતીબથી ખોલ કાઢવાથી શાહજાદીએ ફીરમાનના શાહનાં જોર ને ફોજ બાબે ઘણો ઉંચો ખ્યાલ જાણ્યો, ત્યારે શાહજાદીએ પોતાનો તમામ હેવાલ જણાવી, યઝદાંતાલાના કસમ વચ્ચે લાવી, અર્જ કરી કે "અગર જો તું મારાં તનમનનો સાહેબ થવા ચાહતો હોય તો અવ્વલ મારા ન્યાગાનોની પાદશાહી દીનદુશ્મનોના દસ્તથી છોડવી ત્યાં મને તખ્તનશીન કર. હું તખ્તનશીન થાઉં તે સાંજના હું શાદીથી બંધાઉં." આ રૂકો જેવી ઉમેદ તેવોજ જવાબ લઇ આવ્યો—

"નામદાર શાહજાદીના સુખન ઉપર મારો જાન ને મારી જેહાંન હું મુકરર કરી જાણું છું. મારૂં લશકર ને હું પોતે તેની સપેહસારીમાં દીનદુશ્મનનાં મથકો ઉપર હુકમો લઇ જઇ નામદાર ઇરાનીઓના ન્યાગાનોની પાદશાહાત ફતેહ કરૂં ને મારાં ને તમારાં એકબાલને રોશન કરૂં. હું પાક મેહેરનગાનનું જશન કરીને મારી રાજધાનીથી તમામ લશકર સાથ નીકળીશ. આદરબીજાનના પાક આતશબેહરામમાં જમશેદી નવરોજનું મુબારક ખાણું આપી જે પણ ઇરાની આલમ આ મહજબી જંગમાં સામેલ થવાને રાજી હશે તે તમામ સાથ જંગના ખુનખાર મેદાનમાં હું હોમાવીશ. અહુરમજદ તમારી મુરાદ બક્ષો."

શાહજાદી આ રવેસની પોતાના નસીબાએ બક્ષેલી નચીંતાઇથી પોતાની બાજી ખેલવા માટે ઘણી ઉતાવળી થઇ ગઇ હતી. આજલગી કોહેસ્તુમના મેદાનમાં શીકારબાજી કરવામાં જે વખત ગુમાવ્યો, તે માટે ઘણીજ બેચેન થઇ, અને હાલના પોતાના બચાવનાર દસ્તુર દાદના દુરઅંદેશ ખુલાસાને કેવળ વેહેમ જાણી તે એટલી ગુસ્સે બની ગઇ કે ઘડીભર તેના ગુસ્સાદાર મોહ ઉપર દસ્તુરાન દસ્તુર જોતાં ઠઠરી ગયો. શાહજાદી ફકત જંગના ખ્યાલેજ જંગીઓના જાન ધુજાવે એવો જંગ રંગ ધારણ કરી રહી.

અર્ધ ઘડી તો શાહજાદી એક તરફ જોતી ઉભી રહી પણ પછી તે ચોંકી અને બોલી:—

"જો સાંભળ દસ્તુરાન દસ્તુર દાદ! બરાબર સાંભળ, ખુબ મગ-ઝથી દરયાફ્ દરમ્યાન સાંભળ, કે હું તે શાહજાદી ને તુખ્મ ધરાવનારી બાનુ નથી કે વર્ષો લગી ઉમેદના ઠાલા હીંડાલોમાં પડી ખ્યાલી હીંચકા ખાયા કરૂં? મર્દાનગીમાં મરૂં યા મેલવું એ મારા ન્યાગાનોની ખાસિ-યતનો વારસો હું ધરાઉં છું. જો આજલગી સ્હુની રહી તેમ બીજાં વીસ વર્ષ લગી એટલી છુપી ને એકાંત રહું તો તમો પોતે કયાસ કરો કે એટલી લાંબી મુદત ગુજર્યા પછી મારી કોમની લાગણી કેટલી ઠંડી થશે? મને ને મારા ન્યાગાનોની ઓળખ ધરાવનારા કેટલા આ જેહા-નથી અસબાબ ઉઠાવી ચાલ્યા જશે? તમે પોતે તમારા ભોહોળા વગ ને કરામતી મદદ સાથ કયાં બીજાં એટલાં વર્ષ જીવશો? વખત કયામત લગી લંબાયલો છે પણ આપણે ખાકી ઇન્સાન શું છીયે? તે દર્યાફ્ત કર અને મને મદદ મલી છે તે મદદમાં તમારી તમામ મદદ ને મોહબત ને ખજાનો ને તદબીરની નવાજેશ કરો. તમારી જૈફાન જૈફીમાં આ મારી કુમક દરમ્યાન તમો તેજી અસ્પ ઉપર સ્વાર થઈ દુશ્મનોના ખુંખાર મેદાનમાં પાક ઝુંદો ને પાક ભણતરની કુમક ગજાવો અને સીપાહોની શમશેરમાં દીન દુશ્મનોનાં લોહી પીનારા અજ-મત ઉપજાવો અને એવી નામદારી પંકાવો કે આપણું શાહાનશાત નવે-સરથી રોશન થઇ તેનાં તખ્ત ઉપર હું તાજ પેઠી તખ્તનશીન થાઉં. જયાંલગી તમો દસ્તુરની જીંદગી યારી આપે છે ત્યાંલગી મારી ઉમેદ મને આ રવેશની ઉલટમાં ઉઠાડે છે. તરેહવાર જમાનાના તરેહવાર રંગ રચના જોઇ વળેલા તમો જેવા જુનાં જૈફ ઇરાની શાહજાદાની કુમક લગી મને મારૂં તખ્ત મેળવવાની તમામ ઉલટ ને ઉમેદ છે. હવે આ બનાવ ઉપર દુરઅંદેશી દોડાવો કે કીરમાનના દીનદાર શાહે મારી સાથ શાદીની તલબ કરયામાંથી આ અવ્વલ પહેરામણીની તલબ મેં તે નામદાર પાસ કરી છે, કે મારૂં તખ્ત મને હવાલે કરાવનારી જંગ મચાવો, જીતો, મને તખ્તનશીન કરો કે શાદી મુબારક! બુઝર્ગને વીશ્વાસુ કારન નામનો રખેવાલ ખુદ પોતે છુપો જાસુસ થઇ કેરમાન

ગયો અને ત્યાંનો તમામ મામલો ને રોબ ને જોર ને ફોજ પોતાની નજરો નજર જોઇ આવી મને તે શાહ માટે નેક મસલહત આપી છે. હવે ઓ નામદાર દસ્તુર! તે મસલહત માફક મેં કેરમાનના શાહની મદદ માંગી, તે મેહરનગાનનું જશન ગુજારી પોતાની રાજધાણીથી નીકળી પડશે, તો પોતાનાં તમામ લશકર સાથ અત્રે આદરબીજાન આવી જમશેદી નવરોજનાં ખાણામાં સામીલ થશે અને તે મુબારક દીને પોતાનો નેક ઇરાદો કહી જેટલી પણ આદરબીજાનની ઇરાની આલમ એ યાદગાર જંગમાં સામીલ થવા ચાહશે તે તમામ સાથ દુશ્મનોના કીલ્લા ઉપર તે ચઢી જશે. આપણી રાજધાની જીતી તથા દુશ્મનોના લશકરોની પાયામાલી કરી મને ઇરાનની શાહાનશાહબાનુ ઠેરવી તખ્તનશીન કરશે, પછી મારી શાદીનો ઢીંધામ ધીકશે! કેમ દસ્તુરાન દસ્તુર તમારો એ બાબે શો વીચાર?"

---

## બાબ ૫ મો.

**દસ્તુર દાદ પોતાની ધાસ્તીની અગમચેતી કહે છે. છેલ્લે ખોદાવંદની આજેજીમાં ગંભીર રાત તે પાસ દાદ ચાહવા પુકારે છે.**

"ચમનમાં ચકચુર થયલા બેફામ,
પી આજ એક આ માહેતમની જામ.
સેજ ખાબ જોઇ ઉઠયા મીરઝા તમામ
ન્યાગાનો ગયા તે ગયા લે નામ,
એ તો ખેલવત ખુદરતની ખાસ ગુલામ,
મારી ઉમેદને કરૂંછ છેલ્લી સલામ."

શાહજાદીને સાંભળી પાકજાદ દસ્તુર દાદના દીલમાં ગમનો ઝલકાટ રોશન થઇ ગયો. તેના જૈફ હાડમાં આતશની ચેહ ઉઠી. તે દસ્ત ઉપર દસ્ત મારી બેકરાર થઇ બોલ્યો: "ઓ ઇરાનની શાહાનશાહત કરતાં

જ્યાદા કીંમતી શાહજાદી, જે કદમ મારી મસલહતથી અલગ ભરાયું તે કદમે કીસમતને ઉંધુ મારયું છે. દીનદુશ્મનો કાંઇ આજ કાલ નાની કુમક કે ઝનુન કે ફોજનાં નથી. જેહાંન તેઓનાં દસ્ત ઉપર જીરજબર થતી જાય છે. તેઓની શમશેર ફતેહમંદ છે અને તેઓનો સેતારો રોશન આફતાબ મીસાલ તલુ છે. એવા ફાવેલા રોશનતાલેના દુશ્મન સામે જોર કે શીતાબી કશી હાંસલ પમાડનાર નથી. અને આજના જેવા નબળા થયલા ઇરાનીઓનાં બખ્ત ઉપર જીતનો ભરૂસો જીનહાર રેહતો નથી. દીન આઇન ક્રીયા માત્ર નામની થઇ પડી છે. મહજબનું યકીન ડામાડોલ બન્યું છે. માંહોમાંહે મોટા અમીર ઉમરાવો એક બીજાના કટા વેરી છે અને વખત એટલો તરેહવાર છે કે શાહે ફીરમાન જેવા તો શું પણ મોટા ફતેહમંદ કયસર નોશીરવાન ને બેહેરામગોર જેવા ફરી જીવતા થઇ હાલના દુશ્મનના જંગી મેદાનમાં ઉતરે તોપણ ઇરાનની ફતેહ થવા જેવી બાજી મેળવાય એ બેશક માહાલ છે. શાહજાદી! જે કદમમાં કેવલ પાયમાલી ને નામોશી મેલવ્યા સાથ સેહેજસાજ બચેલી જવાંમરદીની બાકી ને ઉલટની સદંતર ધનનસલ કાઢી નાખવી એ ઘણું ખોટું થાય છે. હું પોતે નજુમના ઇલ્મથી આ સાબુત મત ઉચારૂં છું કે જોઇએ તો બેલાશક શાદીનો હીંગામ મુબારક થાઓ અને પાદશાહી તોખ્મનું જોડું મળી કોઇ પાદશાહી વારસથી ઇરાનની જેહાનને નવો જીવ આવો, મગર જંગની શીતાબી ને દુશ્મનની હરીફાઇની તલબ ના થાઓ! એ ખ્યાલ માત્ર હાલ અમલમાં લાવવાથી પરહેજ રહો! હું એક જૈફ આદમી મારા છેલ્લા દીવસે મારી કોમની શાહાનશાહાતની જે સેહેજ બાકી રહેલી ઉમેદ તેનો નાશ જોઇ મારો છેલ્લો દમ ખતમ કરૂં? ઓ ખુદા! આ ગજબ મારેથી પલ ના સોસાય તેવો ભારે ઉઠયો છે! ઓ નામદાર શાહજાદી! ખેર શાહે ફીરમાન આવે તે બેફીકર જમશેદી નવરોજની ખુશાલીમાં આદરબીજાનને રોશન કરો અને શાદીનો હીંગામ મુબારક થાઓ, પણ જંગની વાત તો હાલ ખાબમાં પણ ના યાદ લાવો! ઓ જંગના હીણાં નસી-

બમાં ઇરાનીઓની ઉમેદ ના બરબાદ થાઓ પણ શાદીના એખલાસમાં નાઉમેદ થઇ ગયલાં ઇરાનીઓની ઉમેદનો પાયો નખાવો!" એ કેહતાં જેફ દસ્તુરની ચશ્મમાં ઔર ઝલકાટ પંથરાઇ ગયો. પા કલાક ચુપ-કીદો ગયો ને ફરી દસ્તુર આજેજી પઢયો "ઓ ચુપ અને ગંભીર રાત! મારા જેહુનને આસમાન સાથ મેળવનારા જુસ્સાઓ ત્યાં પોહોં-ચાડ, તેના ખાલેસ લેબાસમાં તે પાસ ધર, અને અમબર ને મસક-બુથી તર દેમાગમાં મસલ કે તે મને ઇરાનના રંગથી રંગેલા મારા બદલાવાલા જવાબ આપનારા નતીજા પીદા કરે. તું ઓ રાત કેવી ઠંડી ઝરીની સોગાતો સાથ જેહાંનને ખુશ ને ચમનભરી કરતી દુવાઓમાં, મોહબતમાં, ચાહ્યામાં અને એખલાસમાં આલમની દોસ્તીથી ભરપુર થાય છે. દરદી જાન આશાયસ મેળવતો તારી આશાએસને પોતા ઉપર ઉતરેલી એક તોફા બક્ષેશ સમજીને તે નેયામતનો શોકર ગુજાર બને છે પણ મારી હીન હાલત ઉપર તું ઓર ઠંડી પડી છે. તારી ઠંડી ઝરીઓ જેમ જેમ વધુ ને વધુ મારાં બાવડાં બદનને સોગાદમાં લાગે છે, તેમ તેમ મારા જેમ તેમ તાસવીસ કરતા જરા દપટ પડેલા જુસ્સાઓમાં પાછી હાય અફસોસની આગ લગાડે છે. તે ઉપરથી ખુશી કે અમનની છેલામાં છેલી રહેલી રજ તે જળાવી કોયલો કરે છે. ને શ્રાપોનો જ્વાલામુખી થઇને કાળાંમાં કાળા કીનાથી ભરપુર થાય છે. આ દરદી જાન પોતાના દરદમાં મસ્ત થયલો બેફામીના આશાયશથી પાછો જાગૃત ને બેચેનીના વમળામાં ચકરી ખાતો મારી ઉપર આજારનો વરસાદ વરસાવનારો થાય છે. ઓ તલેસમાતી રાત! ઓ ગમની નવાઇ ભરેલી સખી તું ઓ રાત! તું બાબે એકાંત મજોહ બખશનારી નાજ-નીન કેતાબોએ મને સંભળાવ્યું છે કે ખરા ઉમેદવારના દરદની દરેક જુબાનીના છાપને તું પોતાના મીઠા વખતે તે મદદના આપનાર મઝ-દાની જનાબ લઇ જઇ મેલે છે. તો હાલના મારા અફસોસનો પોથો તે અપ્રત અકલીમના સાહેબને પોહોંચાડ અને જમાનાના જમાના જાહો-જલાલીમાં પંકાયલા જરથોસ્તી મહજબની સરજમીન પાક ઇરાનની

આફત આશકારા કર. પાક મનશ્ની ગવશ્ની કુનશ્નીવાળા ઇરાનીઓની હાલહવાલી ને પાયમાલીનો અટકાવ મોકલ અને શીહા નસીઆની રાહ ફેરવી તેને રોશનાઇ દરમ્યાન વળાવ. હું જૈફ દસ્તુરની કેરદારનો નતીજો મારી ચાહેલી મુરાદમાં સોગાદ મોકલ."

આ આજેજી કરતાં તે જૈફ જમીન ઉપર પડયો. તેણે પોતાનું કરચલ્યું કપાલ આતશબેહરામના ઉંબર ઉપર ધર્યું. અર્ધ ઉપર ઘડી તે ત્યાં ઝંદના પાક કલામો પઢતો પડી રહ્યો. જ્યારે તે ઉઠયો ત્યારે શાહજાદી તરફ જોઇ બોલ્યો. "નામદાર શાહજાદી! ઇનસાનની ગમે એટલી આજેજી ને કળા યજદાનના ખેંચેલા શેરામાં તલ પણ તફાવત પાડી શકતો નથી."

---

## બાબ ૬ ઠો.

### શાહે કીરમાન મેહેરનગાનનું જશન કરીને કીરમાન છોડે છે.

"જશનનો જમાનો તો થયો છે ગુમ,
જેમ ઇરાન ના રહ્યું કે ના રહ્યું રૂમ.
જશનનો ઝલકાટ ને જશનની બુમ,
જશનની ફરજ ને જશનની ધૂમ.
આજના જમાનાથી નથી તે સમજ,
હતી તે સમજ શાહાનશાતની ગરજ.
હતો મહજબ રોબ ને વખતનું તેજ,
જશન ને ગંબારના ઠેરવાયલા ફેજ."

વાંચનાર, હવે તારૂં ધ્યાન કીરમાનના મુલક તરફ ફેરવ અને તેનું બયાન સાંભળ, કે કીરમાનનો જીલ્લો જોર ને આપઅખત્યારી દેખાડયામાં જમાના થયાં અમર તવારીખ નોંધાઇ છે. કોઈ પણ લશ્કર

ને શાહાનશાહાત ફીરમાનનો જીલ્લો જીરજબર કરવામાં ફાવ્યાં નથી, ફીરમાની, એસ્પાનો અવલ આકેલ ને કદી ના ઠગાય કે ખાટયો જાય એવો પુર્વીણુ મનાય છે. તે મુલક ઇરાનની શાહાનશાહતનો ઝલકતો, જાહોજલાલી ભરેલો સરજમીનનો કટકો છે કે જ્યાંના સીપાહો ને સપહેસાલારોની શમશેર અજીત છે. જ્યાંના હકીમની કરામત ને દવા-દારૂની કુનેહ જાદુઇ જેવી રામબાણુ અસર કરનારી કેહવાય છે. જ્યાંના મોબેદ ને એર્વદ પવિત્ર ભણુતરમાં ઘણા ચાલાક ને પાકા રહે છે. તે સરજમીનના શાહે આજ મેહરનગાનનું જશન કર્યું છે. ખલક પોતાના દાદખાહ શાહનાં જશનમાં સામેલ થઇ છે. આ જશનમાં શાહજાદાઓથી તે દરવીશ જેવા સઘળા હાલતના ઇન્સાનો જમાવ થયાં છે. સઘળા દસ્તુર મોબેદ ને દાવરો, અશો સ્પેન્તમાન જરથોસ્તની પાક અહુરમજદી દીનના જંદ કલામોની બંદગીમાં મશગુલ થયા છે. જન જન મુખ અવસ્તા વાણીનું પાપતારણુ પદ પઢાય છે. મોટું આતશબેહરામ સુખડ ને અગરની ખુશબોદાર સુકી કાઠી મેલાઇ આ જશનની મોટાઇનો નુરમંદ હીંગામ આશ્કરા કરે છે. શાહે ફીરમાન આ આતશબેહરામમાં પોતાના તમામ વજીર ને ઉમરાવ ને શાહજાદા ને ખેશ આશ્નાઓ સાથ આવી હાજર થયો છે. તે પોતે વડા દસ્તુર પાસે ઉભો રહી એક ખાંક-સાર મીસાલે બંદગીમાં દસ્ત બાદસ્ત મેલવી અરજ ગુજારે છે. આ વખત જે જંદ ગુલબાંગમાં આલમ ઉલટી છે તે શોહોર કઇ ફરસંગો લગી મચી ગયો છે. લગભગ ખુરશીદ આસ્માનના મેહરાબ દરમ્યાન મધ્યાન જગે આવ્યો ત્યાં લગી આ જશનની ક્રીયા ને ભણુતરનો મહિમા ચાલુ રહ્યો.

પછી ખાણાના બીઆ જયાં આતશબેહરામના ચોગાનમાં એક મોટો દેરો ઉઠાવ્યો હતો ત્યાં પંઠરાઇ ગયા. હજારો આખાં ગોસ્પંદો તંદુરમાં મસાલાદાર ભુંજાઇ મોમ જેવા થયલાં તે બીઆ ઉપર મેલાયાં, અને દ્રાક્ષ દારૂની ત્યાં મેલાયલી ટાંકીઓમાંથી મસ મસ જામો ભરઇ જમણુમાં સામેલગીરના દસ્તમાં અપાતી ચાલી. એક ગમથી શરાબનો દોર ચાલેલો, બીજી ગમથી ગોસપંદના મસાલાદાર ભુંજાયલા ગોસ ઉપર

આલેલા દસ્ત, અને ત્રીજી ગમથી જશનના શરોદ ને જંગીઓની જવાં-મરદીના ગવઇ રહેલા રાગ, એથી તે જગા ગોયા ફીરદુશ ખીલી રહ્યું હતું. શાહે કીરમાને આ વખતે તમામ ખલકને ઘણું તોફા ખાશું આપી ખુશાલ કરયા પછી ઇરાનની શાહાનશાહાત જીતવા સારૂ પોતે દુશ્મનો સામે મોટું લશકર ખેંચે છે, તે ઇસારો કરયો :—

"મારી જોરમંદ ને દેલાવર ખલક ! ઇરાનની શાહાનશાહાતની પાયામાલી હવે વધારે વખત હું જોઇ શકતો નથી. જે શાહાનશાહાત આપણા મહજબ ને મુલકની મુરબી તે શાહાનશાહત ભાંગી પાયા-માલ થઇ જાય અને આપણે કીરમાનીઓ, કે જેની શમશેરનો સપાટો ને તીરનો ફેંકાટો આજ લગી કોઇ બીજા મુલકના પહેલ-વાન કે સીપેહસાલાર કે સીપાઇએ તાબેસ કરયો નથી, તે મગ-રૂરી શા કામની? આદરબીજાનમાં આપણી કોમનો પેલો મોટો જંગી દસ્તુરાન દસ્તુર દાદ છેક જૈફ થઇ ગયો છે, તેની હૈયાતી ખતમ થયા આગળ તેના ઇરાદાની ઉમેદ બર લાવવા આપણે મદદે જઇ પોહોંચી દીનદુશ્મન મુદઇઓના મેદાનમાં નખાવી દઇ ઇરાનની પાયમાલી કર-નારાઓનો ધાણ કાઢી નાખવો જોઇએ છે, અને મુદઇઓને એક એવી શીકસ્ત દેવી જોઇએ છે કે નાહક બીજી શાહાનશાહાતોને લુંટવાની હીંમત હારી જાય. આપણી મોટી શાહાનશાહાતનો પાયો તદન લઠરી જાય છે, તેટલાં આપણે આપણી દેલાવરી ને લશકરથી તેનો બચાવ કરી દઇશું તો હજી આપણા સર ઉપર વધારે ધીકતી પાયમાલીનો ડોલો ખેંચાયલો વીંચાઇ જશે અને જેહાનમાં ઇરાનની શાહાનશાહાતની નામદારી ઓર ઝલકાટમંદ પંકાશે."

આ થોડા સુખન ને ઘણી લાગણીવાળા તેજાબે ત્યાંની મળેલી કીરમાનની આલમમાં આતશ રોશન થયો કે પછી જોઇ લેવી તેઓની હથ્યારબંધ થઇ લડાઇ ઉપર જતાં લશકરમાં સામેલગીરી. શાહે કીર-માનની ઉમેદ પુર્ણ બર આવી. તે ત્રણ દીન ને ત્રણ રાત મેહેરનમાનનું જશન ચાલુ રાખ્યા પછી ચોથી બામદાદે કીરમાનીઓના જેરેમંદ

લશકર સાથ આદરબીજાન તરફ કુચ કરી ચાલ્યો. કીરમાનની લગામ પોતાના બીજા બીરાદર શાહજાદા શેહરેવરને સ્વાધીન કરી હતી અને જુના જમાના ખાધેલા વજીરોને તેની મસલહતમાં મેલ્યા હતા.

---

## બાબ ૭ મો.

### શાહે કીરમાન મોટાં કીરમાની લશકર સાથે આદરબીજાનમાં દાખલ થાય છે.

"જે કીર્ત કુલ જગ્તમાં છે બરકરાર,
જે મોટઇનો મુલ્ક કરી રેહ છે શૃંગાર.
જે ટેકાવે શાબાશ છે આપઅખત્યાર,
જે ઝલકનો અમલ માનેછ ઉપકાર.
તે છે એક જવાંમર્દ લશકરકસ સરદાર,
જેથી છે પાદશાહત ને પ્રજા પાયદાર."

શાહે કીરમાને પોતાના ઘણાં જવાંમર્દ ને દીલાવર લશકર સાથ કીરમાનનો કીલ્લો મેલ્યો અને આદરબીજાન તરફની રાહ ઉપર ઉતર્યો. લશકર વીસ સપેહસાલારોના તાબામાં જંગલમાંથી પસાર થવા લાગું, અને જેહાન જુમબેસમાં આવી હોય તેવો રંગ બનવા લાગો. લડાચક પેહેલવાની સીપાહમર્દોના પોલાદી બખ્તર ને હથ્યાર ને તોપ સાથના ચીકાર થયલાં તનને ચાલાક ઘોડાઓ ઉઠાવી જે ખંખાર મારતા ને કદમ મેળતા કુચ કરી ચાલ્યા હતા તેથી કોલજુમનો દર્યાવ ત્યાં ફુટી નીકળી પોતાનો મરોર મારતો હોય એવો નકશો ખેંચાયો હતો. શાહે કીરમાન આસ્માની રંગનાં બખ્તર ને કોલાહમાં અજાયબ નવજવાન પેહેલવાન દીસતો હતો. શાહ જલેબમાં સો શમશેરબાજોની સાથ શુદ્ધ બીખામાં ટટાર થઇ રહેલા પવન મીસાલની ચાલના અસ્પો ઉપર

ઉડયો રહેતો હતો. તે એક ઉજળા અસ્પ ઉપર બેઠો હતો. તે અસ્પ ને તેનાં હથ્યાર બન્ને એક રંગ હોવાથી તેનો ઝલકાટ તલુ થયલા ખુરશીદના તેજમાં ઘણો ભભુકદાર દીસતો હતો. તેની રોશન ચશ્મમાં તેનાં છુપાં મનની તમામ મુરાદનો ચીતાર ખેંચાયા જેવો તે નવજવાન ખુબ ખ્યાલ ગરક અસ્પને તાબે પોતાના દેલાવર લશકર વચે કુચ દર કુચ જ્યાં મુકામ કરવાને આગળથી બંદોબસ્ત થયલો તેમ મુકામ કરતો ને વખતસર કુચ મેલતો આદરબીજાનની નજદીકમાં આવી પોહોંચ્યો. તે ખબર તે મુલકમાં ફેલાઇ, અને તમામ રાજવંશી શાહજાદા ને તુખ્મદારો, અમીર, ઉમરાવ, સીપાહ સપેહસાલારો ને ઇરાની અનજુમને તે નામદાર શાહને મોટી ઇજત આબરૂથી પોતાની રાજધાનીમાં દાખલ કરવાનો સઘળો સરનજામ તૈયાર કરાવ્યો. આદરબીજાનના મોટાં આતશબેહેરામનો આસમાન સાથ લાગેલો ગુમ્બજ શાહે ફીરમાને પાક આસ્તાદ રોજની સમી સાંજે જોયો અને તે નામદારે તે રાતના આદરબીજાનની તમામ આલમ તરફનું આદરબીજાનમાં દાખલ થવા માટે સો ઘણા જોરાવર સપેહસાલારો સાથ શાહજાદા અરદેશરથી બાઇજત થયલું તેડું કબુલ રાખ્યું અને ઘણા નેક આસમાન રોજની બડી બામદાદે તે દીલાવર શાહ આદરબીજાનના પાદશાહી મેહેલમાં દાખલ થયો.

## બાબ ૮ મો.

**શાહે કીરમાન, દસ્તુરાન દસ્તુર દાદ બીન ગુસતાસ્પને મળે છે—ખાનગી મસલહુતમાં ઇરાનની શાહાનશાહાતના બે અવ્વલ આદમીઓ—જંગ કરતાં શાદીના હીંગામની તરફેણમાં દસ્તુર ઉતરે છે શાહ જંગ વગર શાદીની મતલબી બાજી ધીકકારી કાઢે છે—દસ્તુરની નાચારી.**

"એ દર્યાવે જંગ છે ખુની તલેસમ,
જ્યાં મારેછ મોજા મોત આતશ ગરમ.
એ આતશ છે કુલ આતશોનો ખવીશ,
ના એ આતશથી બચે આદમ શીશ.
એ આતશે મોતમાં હું ગરક દરવીશ,
જ્યાં એ આફ્ત છે સદા દીનનીશ.
ત્યાં જલેછ જાન ને નુરની જેહાન,
સમજે તો છે સમજ એ શાહે કીરમાન."

આદરબીજાનમાં આજે નવો જાન આવ્યો. શાહે કીરમાનની હાજરી ને તેના જાહોજલાલ અમીર ઉમરાવો ને સપેહસાલારોની' દરબારથી ફરી સાસાન્યન શાહાનશાહાતે ત્યાં નવો સને ચાલુ કર્યો હોય એવો કરાર ફેલાયો. દરેક જુના ને જૈફ ઇરાનીઓએ પોતાનાં બખ્તરો ને હથ્યારો સફા કરી તન ઉપર લટકાવ્યાં. મુદતના વપરાયા વગર ને પડી રહેલા લડાઇના ઘોડાઓની બરદાસ લેવાઇ તેઓ ઉપર જીન નખાયાં. સુરત મારી ગયલાં કુટુંબ કબીલાના ખુશી ફરી જ્યાં ત્યાં નવ બહાર ચમન મીસાલ ખુરરમ થઇ ગયાં. શાહાનશાહાતની પાયામાલીના શીહા ખ્યાલે આદરબીજાનની તમામ ઇરાની બાનુઓનાં મોહ ઉપરથી ખુશાલી નાબુદ થઇ ગઇ હતી, તે ફરી ઓર રંગ બેરંગ ગુલલાલા મીસાલે ઝલકતી થઇ. જૈફ બાનુઓ વટીકને પોતાના આગલા શાહાનશાહી જમાનાની જાહોજલાલી યાદ આવી ઉમેદ બરપા થઇ અને

સારા મુલકમાં મોબેદોનાં દીલની લાગણી એવી તેજ થઇ પડી કે બચાંને પણ પેહેલવાનગીરીનો ખ્યાલ ને તેજ આપોઆપ ખબર પડી ને દીનની બોલબાલામાં જાન ઉપર આવવાનું ઝનુન છુટું. આદરબીજાન આજે કોઇ ઇન્સાની મુલક નહીં પણ ખુનખારી મુલક જેવો દીસ્તો હતો. નાના મોટા હજાર આતશની પાસબાની થતા દાદગાહોમાં વીસ હજાર મોબેદો આજે ઇજશ્નેના પાક ભણુતરમાં મશગુલ, તે ભણુતરના ઘણાજ મીઠા સરોદોમાં ઉમેદની અર્જ ને આજુજીના રૂપક ઉઠતાં હતાં. અરે તે દેખાવ કોઇ ગમે એવા સંગીન ને સખ્ત છાતીના અબલીસ જોય તો તે પણ તમામ ઉમેદની ચીકાર ઇરાની આલમની હોંશ પુરી પડયા સામે થવાની હીંમત ચલાવે નહીં. અરે તે દીવસ મોટા શાહાનશાહી મેદાનમાં આદરબીજાનની એક લાખ સેતારા મીસાલની ચશમ ને ચાંદ મીસાલના મુખવાલી નાજનીન ઓરતો, હજાર પવિત્ર થયલી ઘણીજ ચોખી ને દીનની પક્કી ગોરાણીઓના પ્રમુખપણાં હેઠળ મળી હતી. તેઓએ નવધાર આંસુ ગરતી ચશમો અને આતશ મીસાલ ધગધગતી છાતીએ પોતાની શાહાનશાહાતને ફત્તેહ બક્ષેશ કરવા માટે કુસ્તી પાદયાબ કર્યા અને ન્યાએશોની બંદગી ગાઇ. યશ્નો ભણુતાં જે મહા સાબુત ભણુતરની ગંભીર ક્રીયા, તે તલ પણ ખામી ના પાડયા પ્રમાણે સરનજામ ઉતારીને આખરે પોતાનાં સરો મેદાનની ખાકમાં નાખ્યાં અને નાગસ્ની નમસ્કાર કરીને તે જરથોસ્તી પાકસાફ બાનુઓએ પોતાની કોમનાં પાપ ને અંટસની તોબા ગુજારી. તેઓ પોતાને ત્યાં ઉતરેલા શાહે ફીરમાનને દીનની જંગમાં ફતેહ ને જશ નવાજવાની તનદરોસ્તી પઢયાં. ઉજળાં બરફ જેવાં પેહરેલાં કપડાંઓમાંના ઉજળાં બરફ જેવાં તનબદનની તે ઇરાની લાખ બાનુઓના મેળાવડાને અગર ફીરેસ્તાની આલમ જોય, તો કુમકમાં ઉતરી ગમે એવી ખરાબી પોતાને સરે હોરી લે. અરે અગર કોઇ કરામત થઇ તે જેહાનના ચલાવનાર યઝદાંતાલાની એક રજાલ ખેંચાય તો તે આલમોની આલમના ચલાવનારા કરોડો બંદ કરોડો બક્ષેશનો કરનાર

અહુરમજદા ખુદ પોતે તે નાજનીન મેળાવડાની કુમકે ઉતરી ઉમેદ સફળ કરે. એ રવેશનો મામલો આદરબીજાનની ઇરાની આલમનો થઇ ગયો. શાહે ફીરમાન ત્યાં આવી લાગાથી અને તેનાં લશકરના ઇરાની ગાબ્યાની ઝુન્ડા તે મુલકના મેદાનમાં ઉડતા થયાથી જે દીનદાર જુસ્સા ને દેલાવરીના ખ્યાલો મંદ થઇ ગયા હતા તે નવેસરથી તેજ ને આતશી બની ગયા.

શાહે ફીરમાન આજે રાતના કયાનીઓના ઝલકાટની યાદગારી, જમશેદી નવરોજનો મુબારક તેહવાર હોયાથી તે દરમ્યાન જીગરથી ગુંટાયો હતો. તે નામદારના દીલમાં એક એ ઉમેદ હતી કે એક યાદગાર નવરોજ ત્યાં આદરબીજાનમાં ગજાવી, ગવાડી, ગુજારીને હું દીન દુશ્મનોની હરીફાઇમાં ઉતરૂં અને ઇરાનની શાહાનશાહાતને જીતી નવી સ્થાપું, મગર શાહે ફીરમાને હાલ આ કામમાં આદરબીજાનના બુઝર્ગો જેઓએ જુના જમાનાની જુબાની અને જુવાની જોયલી, તેઓની મસલહત લેવી જરૂર જોઇ. અવ્વલ તે નામદારે દસ્તુરાન દસ્તુર દાદની મુલાકાત લેવી દરૂસ્ત જોઇ. દસ્તુર ઉપર છડી સ્વાર છોડયો અને તે પાછળ પોતે પોતાના ઘણાજ વીશ્વાસુ ને ચાહનાર અમીરો સાથ મોટાં આતશબેહેરામમાં ચાલ્યો.

દસ્તુરાન દસ્તુર દાદને શાહની મુલાકાતનો પેગામ મળતાંજ મોટા આતશબેહેરામનું પાક મકાન તમામ પાદશાહી આવકારથી ચીકાર કર્યું. એક હજાર બરસનુમ લઇ પાક થયલા મોબેદો, આતશબેહેરામ દરમ્યાન સફ સમારી ઉભા. એક હજાર મોબેદ વીસ વર્ષની અંદરના છેક દરવાજાથી તે ચોગાનના મોટા દરવાજા લગી સફ સમારી ઉભા. સો એર્વદો પાક સાક થયલા આતશના અફરગાન્યાં આસપાસ સુખડ ને અગર મેલી પવિત્ર જંદ અવસ્તા પઢતા ઉભા. આતશબેહેરામનો મોટો ઝુન્ડો તેના મોટા ગુમ્મજ ઉપર ખેંચાઇ ઉડતો ઉભો. એક હજાર દસથી બાર વર્ષની વયના શીખતા જવાન મોબેદજાદાઓ ઘણાજ

મધુરા હલકથી દુવાના પદ ગાતા ત્યાં ચોગાનમાં બેઠા, એ વગેરે સઘળી તૈયારી થઇ અને શાહે ફીરમાનના આવ્યાની નોબત વાગી. દસ્તુરના વડા મદદનીશ દસ્તુર પેશુનને બાહેરના દરવાજામાં શાહને દાખલ કરવાની ક્રીયા કરી કે જંદ ગાયનની દુવાનો ઉંચો હલક તણાયો અને સફ સમારી ઉભેલા મોબેદોએ સર નમાવી પવિત્ર જંદ બંદગીનો વધાવો કર્યો. આતશબેહરામના દરવાજામાં જૈફાન જેફ દસ્તુરાન દસ્તુર દાદે શાહે ફીરમાનને આદરબીજાનમાં દાખલ થવાની નેક દુવા ચાહી અને માહે ઉભેલા તમામ પાકજાદ મોબેદોએ પોતાની શાહાનશાહતને નવેસરથી સ્થાપવા ચાહનારા દીલાવર શાહને ગાથાના યઝદી ઇસ્મોથી ચાહયો. દસ્તુરાન દસ્તુર તે શાહનો દસ્ત ધરીને આતશબેહરામના મોટા તેજ ઝલકાટમંદ અહુરાના બક્ષેલા અમર આતશ સામે લઇ ગયો અને તેને લઇ એક જમીન લગી સર નમાવી દુવા પઢયો અને અગર ને સુખડના મણ મણ ભારના બે ઢીમરાં તે અમર નુર સોહોલો ફેંકતા અરદીબેહસ્ત પાદશાહને અર્પણ કર્યાં. પા કલાક લગી તે જેહાનના દરમ્યાનમાં અશો સ્પેંન્તમાન જરથોસ્તના મહજબનો બુલંદ કંગુરો, એક હજાર એકસો પવન કરતાં તેજ જબાન ને પાણી કરતાં જયાદા પવિત્ર તનના ને નુર કરતાં જયાદા ઝલકાટમંદ મનના ને ખાલેશી કરતાં વધારે ખુરરમ ખમીરના મોબેદોએ શાહે ફીરમાનની અર્જ ઉપર યઝદાનતાલાની દરબારથી મદદ ચાહવાના જંદના મોજેજાઇ મંત્ર ભણનાર ફુકયાંમાં ગજાવ્યો અને આસમાનને જમીન ઉપર રહેમ વરસાવનારી આજીજી ગુજારી. જરથોસ્તી માજદીયસ્ની દીનની જેટલી જાહોજલાલી ને ઝલટાટ તેટલો તમામ મહીમાં ત્યાં ગાજયો અને તમામ જાતની ખુશબોના ફુવારા ઉડતા થઇ તે મકાને મજદામાં ફીરદુશનો નકશો ઉતરયો. ગોયા પાક જરથોસ્તી મહજબ પોતે પણ પોતાની તરફથી પોતાના પેદા કરનાર પાક પરવરદેગાર જનાબ પાયામાલ થઇ જતી રાસ્ત ઇરાની આલમને બચાવા ખાતર પાક વાણી પઢયો અને પોતાને તાબેદારીથી ચાહનાર આલમની સેવા ગુજારી.

આ શાહાનશાહી દબદબાની ક્રીયા પુરી થયા પછી દસ્તુર દાદ આતશએહેરામના મોટા દીવાનખાનામાં શાહને લઇ ગયો અને ત્યાં આરાસ્તા કરેલાં એક શહામુર્ગવાળાં તખ્ત ઉપર બેસાડી એક પાદશાહી સરોપાવ નજર ધરયો અને ત્યાં તે નામદાર શાહ જનાબ હાથબક્ષ કરી ખાકસારીથી ઉભો. શાહ આ મોટા પીરાનપીર દસ્તુરની લાયકી ને ઇજ્જત ને તવાજેની મદારત જોઇ ઘણો તાજુબ થયો. તેની ઘણીજ ખાતરદારી ને તાબેદારી કરયાની ચાલ ઉપર ફીદા બન્યો. પછી પોતાના ખાસ અમીરોને બીજા દીવાનખાનમાં મોકવાનો ઇરાદો કર્યો. દસ્તુરે તે ઇરાદા ઉપર અમલ કરયો અને શાહે ફીરમાન ને દસ્તુરાન દસ્તુર દાદ બન્ને શિવાય બીજા કોઇ ત્યાં રહ્યા નહીં.

શાહ પોતાનો સીનો ખાલી કરવાને બેસતો વખત જોઇ બોલ્યો: "ઓ દસ્તુરાન દસ્તુર! મારી હ્યાં લગી આવ્યાની બીના મારેથી સાંભલી મને લાયક મસલત આપશો. હું નામદાર શાહજાદી ગુલશીરીના સાથ શાદી કરવાનો કોલ કાયમ કરી ચુકો છું. અને તે શાદી આપણી જરથોસ્તી શાહાનશાહાત જીતી નવેસરથી તેનું તાજ ને તખ્ત તે ઇરાનની શાહજાદીને હવાલે કરયા પછી અમલમાં લાવવા ચાહુ છું. એ મારી મુરાદ છે અને એમાં મારો તમામ દમ ને જેહમત હોમાયાં છે. નવ-રોજનું ખાણું આદરબીજાનની ખલકને આપી તથા મારો ઇરાદો જાહેરમાં આશ્કાર કરીને હું દીન દુશ્મનોના દોર સામે લશકર કસું અને મારી શમશેર ને સીપહેસાલારોના દેલાવર હોમલાઓથી તે તમામ મહજબ-મુદઇઓને મુરડાં બનાઉં અને ઇરાનનો યજદી આતશ ફરીને રોશન કરૂં." જૈફાન જૈફ દસ્તુર દાદ ફીરમાનના નવજવાન શાહના સુખન સાંભળી પોતા ઉપર સાંપ મીસાલે પેચ લઇ વીચારમાં ગરક થયો. શું જવાબ ને શું હાંસલનો હીસાબ જાહેર કરવો તે જો કે પુર્ણ ઇન્સાન હતો છતાં પણ ગુચવાયો. તેના મગઝમાં મુદઇની હરીફાઇ કરવી મુશ્કેલ જણાઇ. ઇરાનનો સેજસાજ બુલંદ નસીબો આ જંગ પછી તદન ઝાંખો પડી જશે અને યજદી આતશને લઇ સેજસાજ

બચેલા મુબેદાન મુબેદજાદાઓ વનન મેલી પરવતન નાહાસી જશે. આજનો રોશન મહજબ હવે પછી આ જંગ થયાથી તલ જેટલો પણ પોતાના રોબમાં રહેવો માહાલ છે, એ ખ્યાલમાં ગુંટાઇ ગયો. એક પળ, આજે તે જેહાનને મુઠમાં ડાબી રાખનારા દસ્તુરાન દસ્તુર દાહને એક જમાના જેટલી જોરેમંદ લાંબી જણાઇ અને તેની પીરાન કાયામાં કાલજીનો લરજો ઉપજયો. અંતે તે ખુબ ગોર કરી બોલ્યો "શાહે ફીરમાન! હજી જંગની જગ્યો શાદી વધારે ફાયદામંદ છે. જંગથી ખુનનો દરયાવ જારી કરયા પછી શાદી ગોયા માહેતમની ક્રીયા જેવી થઇ પડશે, અવ્વલ શાદીની મુબારકબાદી ને બાદ જંગની બરબાદી. જેમ દાનેશ કહે છે તેમ હું નામદાર શાહને છુપી મસલહત આપું છું કે આપણા દીન દુશ્મનો ઉપર લડાઇ લઇ જવા કરતાં દીનદુશ્મનોની આવી પડતી લડાઇના જવાબ આપણા કીલ્લા દરમ્યાનથી આપવામાં આપણી પાયદારી છે. જવાનીને અદેખાઇ ઉપજે ને દીલેરીના સીનામાં ફાર પડે એવા ચુનંદાં ઇરાની લશકર ને શમશેરબાજોને ચાલી ચલાવી મોતના મેદાનમાં ઉતારી બરહમ મારવામાં કશી હાંસલ નથી પણ હમેશાંની નામોશી ને નાબુદી છે. શાહે ફીરમાન, શાદીથી ફીરમાન ને આદરબીજાનના મુલક એક હકુમત ને સલતનત થશે અને પાદશાહી તુખ્મની પેદાયશ કાયમ રેહશે. માહ જોરમંદ જમાનાનો વેરભાવી વખત, આજનો હીંગામ કહે છે તે ગુપચુપમાં ગુજારી દેવો જોઇએ. યકબાલ, યજદાં તાલાની અવ્વલ નવાજેશ છે અને એ નવાજેશ થવાની તરેહવાર તકરારમાં દાનાવોના દીલ રંજીદા છે, મગર આજ તો નકી ઠરાવ અમલ ઉતરયો છે કે યજદાંતાલાએ આદમને અકલ રોશન ખુરશેદથી તલુ થયલા મધ્યાન દીવસે ને યકબાલ, શીહા રાત્રના મધ્યાન વખતે બક્ષ્યાં છે. આ બક્ષેશ ઉલટી કે સુલટી થઇ છે, તે માટે જેમ જેની લાંબી નજર પુગે તેમ બખારે છે, સબબ બેવકુફ બેમોહતાજ છે, જવાન દાનેશનો વેરી છે, ઇમાન બેવફા દોસ્તનો શીકાર છે, ખુબસુરતી વગર મુલે બારેવાટ છે. આ તમામ હસ્તી અને વેહેંચણીથી તરેહવાર ખંખારમાં ગાજે

છે. રાજ ને હકુમત તરેહવાર ફેરફારમાં મુઝાય છે. યકબાલ ઉપર અકલ જેમ આતશ ઉપર લોબાન મેલાઇ જળી ઉડયા સમ કરામત બને છે. ખ્યાલ માત્ર એ ભેદ ઉપર વ્યર્થ વેરાય છે. જમાનો પોતે એ અજાયબ વેહેંચણીનો મજુર છે. શાહ, કહું છ માત્ર આ તમામ રગજીગ ને જીકરનો સાર ત્રણ સુખન દરમ્યાન:—'જંગનો ખ્યાલ બીલકુલ દફે કર. દીનદુશ્મનોના વીચારથી જ્યાંલગી વખત અનકુલ નથી ત્યાં લગી મગઝ ના નબળું કર. એક પલના વીલંબ ધરયા વગર શાદીથી તારાં એકબાલને રોશન કર.' આ કદમ નામદાર શાહના હકમાં આસ્માન લગી જાહોજલાલી પામ્યા જેટલું ઉત્તમ છે, એથી કુલે ઇરાની બાકી રહેલી કોમની જાળવણી થશે અને નામદારી ભરેલાં નામથી ઇરાનની જેહાન ત્હારા હકમાં દુવા ગુજાર કરશે."

શાહે ફીરમાનને દસ્તુરાન દસ્તુરની દાનેશ પસંદ આવી નહીં. તે કયાં છે તે તદન ભુલી જઇ પોકાર મારી રહયો: "હું તે જાન રાખનાર ઇરાની નથી કે જૈફાંન જૈફની મતલબી જીંદગી ટકાવવાની લાલચને સીનેનશીન કરૂં? હું તે ઇરાનની દેલાવરીનો સીનામાં દરયાવ ઉછાળનાર શખ્સ છું કે જે કોઇ પણ મતલબ કે ખાનગી તલબથી વેગળો જે અવ્વલ બરહક કદમ તે ભરનાર છું. પેહેલાં નામદારી ને પછી એશઆરામ, પહેલાં મારી ઇરાનની શાહાનશાહાતની જીત ને પછી શાદીની રામશ્ની ને રીત. હું જંગમાં મારી શમશેર ને સપેહસાલારો ને સીપાહો સાથ મુદઇઓનાં લશકરની પાયમાલી કર્યા પછી ને તાજ, તખ્ત ઉપર મારા ન્યાગાનોની રોશન ચેરાગ નેક બખ્તાવર શાહજાદી ગુલશીરીનાને બેસાડયા પછી શાદીનો હીંગામ રોશન જગાવીશ. હું ગમ સાથ ખુરરમ થાઉં ને જીંદગી ખુશાલીમાં ગુજારૂં તેવો ઇન્સાન બન્યો નથી."

દસ્તુરાન દસ્તુર દાદ આજે કંઇ વર્ષે એક ખરા ને દેલાવર ઇરાનીની ઝબાન સાંભળી આફ્રીન કરી રહયો. તેના સીનામાંથી આ પહેલવાનગીરીના તેજે એક લાખ શમશેર નીકળી પડયા જેવો જુસ્સો

બીલ્યો. 'આફ્રીન, આફ્રીન, આફ્રીન.' એ સખુન તે ત્રણ મરતબે બોલ્યો, પણ તે જુસ્સાનો ઝળકી નીકળેલો શોહેલો અંતે અસ્ત થયો, અને તેની અપાયલી મસલત ફરી સાબેત કદમ મેલવાની ગણત્રીના તંત્ર ઉપજાવતી ચાલી. તે ખ્યાલી ખુશાલી ને સાબુત ગણત્રી વચ્ચે ગોયા સુડી વચ્ચે સોપારી માફક આવી ગયો, કે તેના જઈફ મોહડાં ઉપર અફસોસે શીહાઇ પાંથરી. લાઇલાજ તે ત્યાં ખેજાનના ખરી પડવાની અણી ઉપર આવેલાં પાંદડાં મીસાલે ખરખર થવા લાગો. આ હાલત ઝાઝો વાર રહી નહીં. શાહે ફીરમાને તરત પોતાના વીશ્વાસુ વજીરોને બોલાવ્યા અને તે ત્યાંથી ઉઠયો. બન્ને નામદારો એક જઈફ ને બીજો જુવાન દસ્તમાં દસ્ત મેળવી તે દીવાનખાનેથી નીકળ્યા. શાહે દસ્તુરાન દસ્તુરને લાયક તવાજેથી ખુદાહાફેજ ગુજારી અને નવરોજનો હીંગામ મધરાત્ર પછીના ત્રણ કલાકને અમલે હોયાથી તે હીંગામ તમામ આદરબીજાનમાં પુર દમામ ને શાહાનશાહી તેજે ગુજારવાની મરજી જણાવી. તેમ દસ્તુરે નવરોજ ગુજારવાની અને તેનાં ખાણુંની મુરબીગીરી ઉપર તે નામદારને બીરાજમાન કરવા માટે પોતાના સીના ઉપર દસ્ત મેલી તે શાહની અર્જ બહાલ રાખી.

## બાબ ૯ મો.

## જમશેદી નવરોજની મીજલસ ને ખાણાંનો જાહોજલાલ મેહમાર.

"બહાર તું હસી ગુલજારમાં મોહબત ખેલતી ખીલી છે,
ફસલ ગુલલાલથી ઘેરાઇ ખુશબો મ્હેકતી ખીલી છે.
ગુન્ચે રંગીલી રાગણી તાણી આસ્માની રંગ સોગાતમાં,
ગુલચમન હસ્યારી તાજેતર જીગર ભેલતી ખીલી છે.
આદેશબા ખુબ બહાર સંગ નખરાંથી નાચે છે રંગીન,
મોહોરબંદ નવી નવાઇના મોહોરે નેજાર ફેંકતી ખીલી છે.
યાકુત ચાંચ બુલબુલની લેછ અલાપ પર અલાપ શરોદ તાણી,
હોજો મુબારક બહાર આલમ આશ્નાઇ છેડતી ખીલી છે.
નાજનીનોના નેજારામાં, રૂખસારામાં, રૂપ રૂવાનીમાં,
મુબારક સદકે સદ હજાર તરહે તરેહ રેલતી ખીલી છે.
સબજ સરજમીન હરએક જગો રંગ એશઆરામ લાવી,
જ્યાં જ્યાં વખણાવી રામશની ખુશાલી ખેંચતી ખીલી છે.
જેહાન રંગીન રામસની કરી દે કીરતાર બહાર કરામતને,
કંઇ વેરાન રૂસ્તમ આબાદ કરી હસ્તી બેસ્તી ખીલી છે."

જમશેદી નવરોજની રામસ્નીનું મંડાણ મધરાત્રથી મંડાયું. મરદ માત્ર નજુમના જાણુકારોના જણાવ્યા પ્રમાણે તનથી સફા થઇ લાલ રંગના વસ્ત્ર ને નામદારીના ઝવેરાતો પહેરવા લાગા. ઓરત માત્ર નાજનીનોને છાજતા રેશમી પોશાક ને શીંગારમાં સાવ પગથી તે માથા લગી ચીકાર થવા લાગી. બચ્ચાં માત્ર આ તેહવારની તરેહવાર રચનામાં રળીયામણાં ને રમત ગમત ભરેલાં થવા લાગાં. સીપાહ બચ્ચાઓ શમશેર ને દલેરીના બખ્તરમાં પેહેલવાનો બનવા લાગા. લશકરના ચલાવનારા જંગી સરદારો તરેહવાર ટપછપનાં બખ્તર ને હથ્યારોમાં ગરક જવા લાગા. અવલ સપેહસાલારો જેહાનને હેરત કરનારા જંગબાજો બનવા

લાગા. દસ્તુરો નજુમના હોકમ માફક એ તેહવારમાં ઘણી ચોકસાઇથી પોતાના શુધ્ધ સફેદ પોશાકમાં ફીરેશ્તા પ્રકાસ્વા લાગા. નવરોજનો રંગ માત્ર તેઓની કમરે વીટાયલા કમરબંદમાં ઝલકયા શીવાય બીજી તમામ તરતીબમાં અશો જરથોસ્તના કદીમ જમાનાની નીશાનનો રોબ મારવા લાગા. એવર્દોના સ્વરૂપ ને તોર આ વખત એવા સફા ને સુંદર પોશાકમાં રોશન થયા કે પાકીજગી ને પહરેજગારી તે હેરતમાં એક બીજાનું મોહ ટીકવા લાગી અને શુધ્ધ ઉજળા દુધ જેવા જામા ને કોલાહમાં મોબેદોનાં સ્વરૂપ શાહાનશાહોને અદેખાઇમાં નાખે તેવાં ઉમદા ચળકવા લાગાં. અરે તે રાતનું સ્વરૂપ એવું અદબ ને ઉમેદમાં ગુલરંગ ખીલી ગયલું કે જમાનો તે ઉપર આશક પડયો અને વખતને ચાલવાની તાકત કમ થઇ. આ શુભ વખતે આદરબીજાનના તમામ આતશબહેરામ ને આતશ આદરાનોમાં નવરોજની મુબારકબાદીના ઘંટ વાગવા શરૂ થયા. મજદાની બક્ષાયલી માજદીયસ્નીના પવિત્ર કલામના સરોદો દસ હજાર મોબેદોના મુખમાંથી નીકલવા લાગા. શાહાનશાહી વાવટા તમામ આતશખાનાના ગુમ્બજ ઉપર ચઢયા, અને દસ્તુરોએ ગાવ્યાની ગુરૂજો બબે ઉઠાવ્યા. ત્રણ કલાકનો ટકોરો કોટના વખત દેખાડનારા મોટા ગુમ્બજ ઉપર વાગો કે દસ્તુરાન દસ્તુર દાદ બીન ગુસ્તાસ્પે જરી ગાબ્યાની ગુરૂજને નમસ્કાર કરીને પોતાના દસ્તમાં ધરયો કે તમામ લશકરે પોતાની શમશેર મ્યાનથી ખેંચી તે મોટા દસ્તુરને માન આપ્યું. આ વખતે જંગી સપેહસાલારો સાથ કીરમાનના શાહે તે આતશબહેરામમાં કદમ મેલ્યું. તેના કદમ મલવા સાથ પાક જંદ અવસ્તા ત્યાં ઉભેલા હજાર માહ પાક સાખ મોબેદાન મોબેદોના મુખથી પ્રગટ થઇ તે નામદારને નવરોજની મુબારકબાદી નવાજી. દસ્તુરાન દસ્તુરે અહુરામજદની જંદ મુનાજાત ને જમશેદી નવરોજની પહેલવી મુબારકબાદી પોતાના ખાસ મદદગાર દસ્તુરો સાથ ગાઇ અને જરીન ગુલાબનો શીશો લઇ અવલ આસ્માન ઉપરથી અશો જરથોસ્તના લાવેલા અરદીબેહેસ્ત બાદશાહની આસપાસ છાંટયો કે સનમુખ દસ

નહાન બરસુમ લઈ ઉભેલા ઘણા પહરેજગાર મોબેદોએ મણ મણ ભારના ત્રણ સુખડ ને ત્રણ અગરના કટકા તે અહુરમજદાના પુત્રને અર્પણ કરયા. અર્પણ કરયા સાથ અરદીબેહેસ્ત ન્યાસના પદનું ભણતર ગજાવ્યું. આ ભણતર દરમ્યાન ત્યાં તનદરોસ્તીના પદ શરૂ થયાં કે ગુલાબનો મારો ત્યાં ચોગરદમ છાંટયો પછી આદમીજાતમાં ત્યાં અવ્વલ પદવી ધરાવનારા શાહે કીરમાન ઉપર મુબારકબાદીના માતેબર કલામના વધાવા સાથ ગુલાબ વરસાવ્યાથી તેના નવજવાન તન મનને નવરોજ મુબારક ચાહ્યો. પછી ત્યાંના ખાસ મદદગાર દસ્તુરોએ બુલંદ હીંમત ને ભારી દેલાવરીના સીપાહસાલારોને દુવાના કલામો સાથ ગુલાબનો છંટકાવ કરયો ને નવરોજ મુબારકબાદી દીધી. પછી બીજા હજાર મોબેદોએ એક હજાર શુદ્ધ ચાંદીની ગુલાબદાનીઓ દસ્તમાં ધરી અને ત્યાં મલેલી જરથોસ્તી અનજુમનને દરજ્જા પ્રમાણે નવરોજની મુબારકબાદી દીધા સાથ ગુલાબથી ખુશબોદાર કરી. પછી બાહેર ઉભેલા દસ હજાર પવિત્ર મન ને સફા તનના એર્વદો ને મોબેદોએ નવરોજની ક્રિયાની શરૂઆત રચીને જરથોસ્તી આલમને ગુલાબના વરસાદે બાહારની ફસલની મુબારકબાદી નવાજી. અને એક બીજા બુઝર્ગ દસ્તુરની સરદારીમાં એક હજાર નવજવાન મોબેદોને હોકમ થયા મુઆફેક કીરમાનના તમામ લશકરને ગુલાબ ને દુવાથી નવરોજની ખુશાલી ઉપજાવી. પછી ખુશબોદાર ગુલાબની એક એક કલી દરેક જરથોસ્તીના દસ્તમાં મેલાઇ, ત્યાર પછી દસ્તુરાન દસ્તુરે પોતાના ખાસ મદદગાર દસ્તુરો સાથ શાહે કીરમાન ને જંગી સપેહસાલારોને પાંચ પાંચ બાહારની ફસલના તાજા ગુલાબો એનાયત કરયા સાથ ખુશબખ્તી ને ઉમરદરાજી ચાહી. છેલ્લે દસ્તુરાન દસ્તુરે એક ખાકીના ખાકી મીસાલે પોતાના ખુદાઇ કેબલા આતશ સામે નમસ્કાર કરતી હાલતે પડીને ઇરાની શાહાનશાહતની પાયદારી ચાહનારા એવાં બાગે બુલંદ ઇસ્મ પડયો કે ત્યાં મલેલી બે લાખ આદમીની ખલકમાં તેનાં શુદ્ધ ભણતરનાં પદોથી આફ્રીન વરસી રહી અને આસ્માને પોતાના તમામ રોશન સેતારાઓ સાથે તે ઉપર મોહબત નવાજી હોય એવો ઝલકાટ પાંઠરયો.

હવે પારસી વાંચનાર એ નવરોજનું ખાણું તું સાંભળી તારાં મગઝને ફેરાવન ના કરતો પણ તારા કયાની ન્યાગાનોના નવરોજ ઉપર આફ્રીન કરજે, અને તેના મહીમાને યાદ રાખી એ તેહવારને ટાંકણે તું પણ એવો નવરંગ તારા ખેશ કબીલામાં રોશન કરજે. કે આદરબીજાનમાં આ નવરોજનાં ખાણાંની ચાર લાંબી હાર મંડાઇ. દરેક હાર ત્રણ ફરસંગ લગી એક સમાન બીસતરાથી આરાસ્તા થઇ. આ ચાર હાર વચ્ચે એક મસ પાદશાહી દેરો તણાયો હતો જ્યાં શાહે કીરમાનની બેઠક કરી હતી અને ઇરાનના મોટા જાહોજલાલ શમશેરબાજોને ત્યાં હાજર થવાના હોકમ પ્રમાણે તે તમામ નામદારો ત્યાં આવી બીરાજ્યા હતા. પુર્વ તરફની હાર ઉપર અથોરનાનનો ટોળો બીરાજ્યો હતો. ઉત્તર તરફ સીપાહીઓનો ટોલો સામેલગાર થયો હતો. દખણ તરફની હાર ઉપર તમામ જરથોસ્તી બાનુઓનો ટોલો અદબથી બેઠો હતો. પશ્ચીમ તરફની હાર ઉપર તમામ વેહવારી વેપારી જરથોસ્તી સમસ્ત અંજુમને બેઠક લીધી હતી. આ ખાણામાં એક હજાર ગોરખરો રોસ્ટ થઇ મેલાયાં હતાં. એકૈ હજાર ચાર સીંગડાંવાલાં મોટાં ગોસપંદો મસ ખાનચામાં તળાઇ મેલાયા હતા. દસ હજાર દુમ્બાના કવાબ લાલમ લાલ મસાલાદાર તળાઇ ત્યાંના તમામ બીસતરા ઉપર પંઠરાયા હતા. એક લાખ મુર્ગો તો ત્યાં રૂપાની રકાબીમાં રોગનતર થઇ પમરતા મેલાયા હતા. વીસ હજાર ચીનાઇ હાંસના તરહેવાર પકવાનો ત્યાં સ્વાદીષ્ટ રંધાઇ હાજર થયાં હતાં. તે વગેરે જે હજારો તર તરકારી તૈયાર મેલાઇ હતી તેનું બયાન થાય તો હાલના જમાનાને તે સમજ પડે નહીં. દહીની તો ત્યાં ટાંકીની ટાંકી બંધાઇ મેલાઇ હતી અને શરાબના ત્યાં ચાર બાજુ ચાર મોટાં ટાકાં તૈયાર કરી રાખ્યાં હતાં જેમાંથી કેરબાસીની કેરબાસી ભરાઇ તેનો તે મીજલસમાં દોર ફરતો હતો. નવરોજ ઇજાયાની પલકથી આ ખાણું ચાલ્યું તે ખુરશીદ તલુ થયાને ચાર કલાક ગુજર્યાં લગી જારી રહ્યું. આ વખતે બે લાખ ઉપર મરદ ને ઓરતના ખુરમી ખુશાલીના પોકારો ને મુબારકબાદીની સલામતીઓથી આદરબીજાનમાં કોઇ

જુદી જેહાન ઉતરી પડયાની ધમાલ મચતી હોય એવો અજાયબ દીસાબ થઇ પડયો હતો. આ ખાણુંમાં દસ્તુરાન દસ્તુર પોતાના મદદગાર ખાસ દસ્તુરો સાથ જયાં જોવો ત્યાં હાજર દેખાતો નવરોજની મુબારકબાદીની સલામતી ચાહતો હતો. તે જૈફાન જૈફે અવલ સલામતી યઝદાંતાલાની ચાહી ને તમામ જરથોસ્તી આલમે બાઇજત તેમાં પોતાની જામ ઉઠાવી સામેલગીરી કરી. બીજી જામ ઇરાનની શાહાનશાહતની પાયદારી ને ફતેહની ઉઠાવી અને તે નામદારે એક બંદગી ગાઇ.

"વૃદ્ધી છે જગમાં તું નામે યઝદાન,
પાકીજગી છે રગમાં તું નામે યઝદાન,
બંદગી છે બદનમાં તું નામે યઝદાન,
જલેહ છે લોચનમાં તું નામે યઝદાન,
પાપી થાય કુલ દફે તું નામે યઝદાન,
પાકી પામે જશ ફત્તે તું નામે યઝદાન,
જુલ્મી થાય પુર શીકસ્ત તું નામે યઝદાન,
અવ્વલ થાય નેક શ્રેષ્ટ તું નામે યઝદાન,
મુરદાલ થાય મહા તેજ તું નામે યઝદાન,
મસ્તાન થાય સેજ રેજ તું નામે યઝદાન,
મોહતાજ થાય ભરપૂર તું નામે યઝદાન,
બેમોહતાજ થાય ધૂલ તું નામે યઝદાન,
પાયમાલ થાય પાયદાર તું નામે યઝદાન,
પાયદાર થાય પાયમાલ તું નામે યઝદાન,
ઇશ્મ કબુલ ઝબાન તુંઇ નામે યઝદાન,
બક્ષ બક્ષ રાજ ઇરાન તું નામે યઝદાન."

આ બંદગીના કલામોએ ત્યાંની નવરોજ ખુશાલીમાં ઇરાનનું ઠંડુ પડેલું જોર જોસદાર કર્યું. દરેક ચશમમાં પોતાની ઇરાન શાહાનશાહાતની કમબખ્તીની નવેસરથી યાદ પડી અને તમામ જરથોસ્તી આલ-

મના દીલમાં પોતાના છેલા શાહાનશાહની હેરાનગતીના પુર ખ્યાલ ઉઠીને તેના અકાળ મોતની ગમખારી છુટી પણ તે જમાનાની જંગી ઇરાની ખલક કાંઇ રડતી કે કપાળ કુટતી નાહીંમત હતી નહીં. તે ખલકના દીલમાંની ગમખારી, જવાંમરદી ને શાહાનશાહાતની પાયદારી લાવનારી ઉલટ ને દેલાવરીમાં બદલાઇ ગઇ. દરેક ત્યાં ખાણા ઉપર બીરાજનારે આ સલામતીને પોતાના જાન કરતાં વહાલી ગણી અને શું બાનુ કે બચાં, શું ગામડયો કે શેહેરી, શું દસ્તુર કે સપેહસાલાર, શું એવંદ કે સરદાર, શું મોબેદ કે સીપાહ, શું શાહ કે ગદા વગેરે ત્યાં મળેલી સઘળી સમસ્ત અનજુમને શીતાબ ઉઠી કમરથી વાંકી વળી આ સલામતીની જામ પાક યથા અશેમના મોતેબર ઝંદ કલામો સાથ નોશ કરી અને દુવાના દસ્ત ચશમ સાથ આસ્માન ઉપર ઉંચા કરી પોતાની પાદશાહાત ફરી તાજી કરવાની મદદનો પોકાર મારતા બેઠા અને ખાણાંને ઇન્સાફ આપવા લાગા. ત્રીજી સલામતી દસ્તુરાન દસ્તુરે પોતાની શાહજાદી ગુલશીરીનાની લેવાડી :—

"ઓ ખુદા ! તેં બક્ષી સુરત એક જેહાનના તખ્તા ઉપર ઇરાનની શાહાનશાહાતને તેના કરતાં પણ અન્મોલ, તો તેનું આબ જાળવ, તેની નેઘેબાનીનો બાહાર ખીલવ અને બીજે જમશેદી નવરોજ પોતાનો રોશન રોજ ઇરાનની આલમમાં ઝળકાવે તે આગળ એ નામદાર યાદગાર ઇરાનની શાહાનશાહી ચેરાગને ઇરાનનું તખ્તોતાજ નવાજ ને ફીકા પડેલા જંગી ઇરાનીઓના ચેહેરા ઉપર ગુલાબ ખીલવ."

દસ્તુરાન દસ્તુર દાદ બીન ગુસ્તાસ્પે આ સલામતી લેવાડતાં પોતાનું જૈફ તન ને પેશાની ખાકમાં મસળી નાખ્યાં. તે નામદારે પાક ઝંદ ભણતરની દુવા ગુજારી એક એવો બુલંદ પોકાર મારી જેહાનના બરપા કરનાર મઝદાની મદદ ચાહી કે ત્યાંની તમામ જરથોસ્તી ફૂલકના જીગરમાં આતશ રોશન થયો. આ સલામતી ઉપર ત્યાં મળેલી ખલકમાં જે પહેલો ઉઠી નમ્યો તે શાહે ફીરમાન હતો. પછી જે નમ્યા તે ઇરાનના લશકરના જૈફ ને જવાન લશકરકસ સપેહસા-

લારો હતા. પછી જે નમ્યા તે શહેરના આસેપાસેનાં વસનારા ઇરાનીઓ હતા. પછી જે નમ્યાં તે બચ્ચાં ને બાનુઓ હતાં. છેલ્લે અથોરનાનનો ટોળો તમામ ગોશ યશ્ત કરતો ઉઠયો. પા કલાક યઝદી ઝળકાટના ફતેહમંદ ગોશ ફીરેશ્તાની સીફત ગાઇ તેને રીજવી અહુરમજદ પાસ આ વખતે ઇરાનીઓની દાદ પોહોંચવા આજુજીના હાથ સર ઉપર ઉઠાવી આસમાન ઉપર ખુલ્લા ધર્યા અને બંદગીનો ફરી હદીયો હાજર કર્યો:—

"અહો ગોસ યઝદ! તું જે મોટા કેખશરોની કુમકે યઝદાન પાસ હાજર થઇ મદદ લાવ્યો તેમ આ વખતે આબ કરતાં ખાલેસ અમારી શાહજાદી ગુલશીરીના માટે ખાસ મદદ લાવ. અહો ગોશ યઝદ! તું જેમ મોટા ફરેદુન માટે ફીરૂજીના લેખ યઝદાન પાસ હાજર થઇ લાવ્યો તેમ તું અમારી વીજળી કરતાં તેજ ગુલશીરીના માટે ખાસ મદદ લાવ! અહો ગોશ યઝદ! તું જેમ મોટા શામ માટે જાલેજરના ઉઠેલા વહેમ વખતે યઝદાન પાસ હાજર થઇ તેની ખાસ રેહેનુમાઇની મદદ લાવ્યો તેમ તું અમારી આતશ મીસાલની પવિત્ર ગુલશીરીના માટે ખાસ રેહનુમાઇની મદદ લાવ? અહો ગોશ યઝદ! તું જેમ મોટા કેકોબાદને કોહેકાફ ઉપર યઝદાનની મદદ લઇ કુમકે જઇ પોહોંચીને ઇરાનની શાહાનશાહાત બક્ષેશ કરાવવામાં ફતેહમંદ ઉતરયો તેમ તું અમારી ખુરશેદ મીસાલની રોશન સુરત ગુલશીરીના માટે ખાસ મદદની કુમક લાવ ને ઇરાનની શાહાનશાહતનું તખ્ત તાજ નવાજેશ કરાવ."

અથોરનાનનો ટોલો આ બંદગી વધારે પઢયો હતે પણ દસ્તુરાન દસ્તુરે આ વખતે ખાકમાંથી ઉઠી તમામ અનજુમનને તે સલામતીની જામ નોશ કરવાની ઇસારત કરયાથી સઘલી દિશાનાં ખાણાં ઉપરના બીરાજનારાઓએ અશેમના એજમતી ઇસ્મ પઢી નોશ કીધી, ખાણા ઉપર ફરી ધમાલ ચાલી અને ઇરાનીઓના દરેક લુકમા ને સાસ સાથના શોકર ને નવરોજ મુબારકના મીઠા સુખનોના ચાલેલા શોરબકોરથી ઓર રવેસની મજાહ પડતી હતી.

છેલ્લી સલામતી શાહે કીરમાનની લેવાઇ અને એ સલામતીમાં જે ભેદ ને અગમ નીગમના ઇસારા કહી દસ્તુરાન દસ્તુર પોતાના મનની દેહરત પઢયો, તે જબાનકસી હાલના વખતની નબળી જબાનમાં બ્યાન થઇ શકતી નથી. આ સલામતી તમામ ઇરાનની આલમે જેવી ગુલ-શીરીનાની દીલબરીથી ચાહી હતી તેવીજ ચાહી ઉઠાવી હતી.

એ પ્રમાણે આ નવરોજનાં ખાણાનો મેહમાર ને નવબહાર સવા-રના નવનો અમલ ગુજરી ગયા લગી જારી રહ્યો હતો. ખાણાંથી ફારગ થયા કે સુકા મેવાના બીસતરા ઉપર શરબતના શીશા ને ફલફલાદીની મોજમાં પડયા. એક લાખ ઉપર શરબતના સોનેરી શીસાનો ફરસંગો લગી લંબાયલો બીસતરો તમામ અદના આલા ઇરાની આલમથી એક સમાન રવેસ ચીકાર થયલો જોવો એ ઇકબાલ પામવાની વાતજ વીરળી. એક લાખ તરબુચ, એક લાખ ખરબુચ, જીવને આસુદગી નવાજનાર એક લાખ લાલ અનાર, એક લાખ અનાર મીસાલના તાજા ખજુર ને એ પ્રમાણે દરેક ફલની જાતના લાખ લાખ નંગો ત્યાં મેલાયલા સેજ વારમાં પસાર થયાં. શરબતની જામને તો કોઇએ એક કલાક લગી વીહલી મેલી નહીં અને સુકા મેવાના ડુંગરોના ડુંગરો લાગીને જેને જેટલી મરજી તેટલો તે સુકો મેવો ખાવાને કોઇની મના નહીં. આ સઘલી પાદશાહી મદારત માત્ર દસ દસ્તુરોને લઇ ઇરાનનો મોટો દસ્તુર દાદ પોતે જાતે બજાવતો હતો. હજારો શાકી ને સેવકો ત્યાં જેને પણ જે તલબ તે શીતાબ પુરવાને હાજર રાખેલા છતાં આ દસ્તુરાન દસ્તુર પોતાના દસ ખાસ દસ્તુરો સાથે જે મોહબત ને મદારતથી ઇરાની અનજુમનની મેહેમાનગીરી બજાવતો, તે ગોયા તેનાં કામનો એક મોજેજો કેહવાતો હતો, છતાં આ મોટા દસ્તુરે આ નવરોજના કરોડો દીનારનાં ખરચાયલાં ખાણામાંથી ફકત એક બુંદ શરાબ ને એક બુંદ શરબત સાથ એક દાનો અનારનો, એક બીજ બદામની, એક મગજ પીસ્તાનો ને એક ચશ્મ મીસાલની દ્રાક્ષથી પોતાને સંતોખ્યો હતો. અને તેના દસ ખાસ મદદગાર દસ્તુરોએ એક જામ શરબત ને સેજ-

સાજ સુકા મેવા સીવાય બીજી ચીજ હલાલ જાણી નહીં. આ રીતે આ નવરોજની રામશ્ની આદરબીજાનમાં યાદગાર થઇ. આ રામશ્ની હયાં સાત દીન ને સાત રાત લગી જારી રાખ્યામાં આવી હતી અને જરથોસ્તી આલમને મરજી મુવાફેક જ્યારે પણુ ખાયશ થાય ત્યારે ત્યાં જઇ મોજ મારવાને છુટ મેલાઇ હતી.

---

## બાબ ૧૦ મો.

### કોહેસ્તુમના મેહેલમાં આદરબીજાનની નવરોજ રામશ્નીની ખલક શાહે કીરમાન સાથ પોતાની શાહજાદી ગુલશીરીનાને નવરોજ મુબારકબાદી દેવા ગઇ અને ત્યાં દરેક જને પોતાની ગુન્જાસ માફક નવરોજની સોગાત મેલી.

"આવ આજે બુલબુલ તું જરીન થા,
આજ ખુશીની રાગણી રંગીન ગા.
મોજ માન મેલાપ આજ થયો હયાં,
કોણુ જાણે જાન કાલ ગયો કયાં?
એ તો હસ્તી છે ગોયા ખાકનો ખાબ,
આજની મજાનો ના હોય કાલ હીસાબ."

જ્યારે જમશેદી નવરોજ મીજલસ આદરબીજાનમાં બરખાસ્ત થઇ ત્યારે તે તમામ મીજલસ શાહે કીરમાન સાથ કોહેસ્તુમના કીલ્લા તરફ પોતાની નામદાર શાહજાદી ગુલશીરીનાને નવરોજ મુબારકબાદી નવાજવા ચાલી. આ ખબર તે શાહજાદીને થતાં કીલ્લાવાલા શાહાનશાહી મેહેલમાં એક બેઠક આરાસ્તા થઇ. અને કીલ્લા દરમ્યાન લાખોની ખલક ને નવરોજની મજો મારવાની બેઠકો રચાઇ. શાહે કીરમાન જેવો કીલ્લામાં દાખલ થયો તેવીજ શાહજાદીની રીસાલદાર

બાનુઓએ તેના ત્યાં કદમ મેલ્યાની મુબારકબાદી ગાઇ અને શાહજાદીએ પોતાનાં તખ્ત ઉપરથી નામદાર શાહને હસ્વા લબોથી તખ્તની બેઠક લેવાનો આવકાર દીધો. હયાં મેહેલમાં ભાગ્યશાલીઓની મીજલસ સમરાઇ અને ચોગાનમાં ઇરાની ખલકની રચના રચાઇ. ગુલાબનો સુગંધી છટકાવ ને ગુલાબ શરબતની જામ ને સુકા મેવાની ખાનીમાં નવરોજ મહોમાં ગાજ્યો. શાહે ફીરમાને નામદાર શાહજાદીને એક શુદ્ધ મોતીનું તાજ નવરોજ મુબારકબાદીમાં શોગાત કરયું. સપેહ-સાલારોએ તરેહવાર બેકીમતી સોગાતો મેલી પોતાનાં મનની મરયાદા ને અદબ બજાવી. શોદાગરો ને શાહજાદાઓએ પોતાની શાહાનશાહ-જાદી માટે નજરાના મેળવાની અવધી કરી અને ખલક એટલી વફાદારી ને મોહબતમાં આવી હતી કે દરેક જને પોત પોતાની ગુન્જાસથી પણુ મુબારકબાદીની કીમતી નજર જનાબ ધરી તે નામદાર શાહજાદીને તવંગર બનાવી દીધી. લખો દુવા, લખ્ખો મુબારકબાદીના રાગ, લખ્ખો સલામતીની ચાહેલી તનદરોસ્તી, લખ્ખો ઇરાનની શાહાનશાહતનાં તખ્ત ઉપર શાહજાદીના બીરાજવાની હોંસીલી ઉલટ ને લખ્ખો મદદ-ગાર શમશેરના ખખરાટથી કોહેસ્તુમ ગોયા પચરંગી પેહેલવાનગીરીનું મેદાન બની ગયું.

શાહજાદી ગુલશીરીનાએ આ નવરોજની મુબારકબાદીમાં શાહે ફીરમાનને પોતાના મોટા ન્યાગાન મોટા શાપુરની શમશેર શોગાત પેહરાવી. દરેક તે નામદાર સાથના સપેહસાલારોને પુરાણા નામદાર પહેલવાનોનાં બખતર ને હથ્યારની ભેટ નવાજી. દરેક દસ્તુર એર્વદ ને મોબેદને જેવી જેની યોગ્યતા તેવા પોશાગ ને શ્યાલ દોશાલાની નવાજેશ થઇ. ખલકને ખાસ સલામ ને મેહેરબાની દેખાડનારા હસ્તા લબનો ચેહેરો નમાવ્યો અને ઇરાનને ફતેહ કરવામાં મદદે બોલાવી. ઇરાની બાનુઓને ખાસ એક પછી એક પોતા પાસે આવી જવાને હોકમ થયો અને તમામ બાનુઓને પોતાને હાથે મીઠાઇ ને મેવો નવાજ્યામાં કશી બેચેની જાણી નહીં. દસ્તુરાન દસ્તુર દાદ, આ મેલા-

વડામાં શાહજાદી સામે કુરનસ બજાવી તેના પગ આગળ જમીન ઉપર બેઠો હતો અને તેના ખાસ દસ મદદગાર બુઝર્ગ દસ્તુર તે પાછળ દુરથી જમીન તરફ નજર રાખી પાક દુવાના ભણતરમાં મશગુલ થયા હતા.

જ્યારે સઘલી ખલક ને લશકરની ખટપટ ખલાસ થઇ ત્યારે તે નામદાર શાહજાદીએ દસ્તુર દાદ તરફ નેધાહ કરી અને બોલી :— "ઇરાની જેહાનના સર્વેથી જૈફ! આ ઇરાનની ખલાસીની જંગની લશકરી હરોલમાં તમો દસ્તુર પોતાના પાક પહરેજગાર દસ્તુરો, એર્વદો ને મોબેદો સાથ હાજર થઇ એક છેલ્લી સેવા ઇરાન વતનને નવાજો, અને શાહે ફીરમાનની બાજુએ જવાંમરદોના જેટલા પેજ ને હુન્નર, તે સઘળા નવેસરથી તાજા કરી મઝહબ મુદઇઓની બાજી ધુલ મેલવો. ઓ નામદાર દસ્તુર! અહુરમજદા તમને મદદ આપે તેટલા ખાતર આ મારા ન્યાગાન કેશરા નોશીરવાનની તલવાર તમો કમરે બાંધો."

શાહજાદી એ સુખનો બોલી તો ખરી પણ તે મદદ માગવાની ઉલટે તેના ચેહરામાં મોટો ફેરફાર કરી નાખ્યો. તે નામદારને પોતાના જેહાન જીતનારા ન્યાગાનોની જાહોજલાલી અને આજની તેની પોતાની પરાધીન હાલત બન્નેનો મુકાબલો થઇ જઇ તેની શોહીલ શીતારા મીસાલની ચશ્મોથી ઝલકતાં મોતીને ટક્કર મારનારાં અન્મોલ આંસુ ગરયાં, પણ ઇરાની લોહી પોતાની નબળાઇ દેખાડવામાં ધણી હલકાઇ સમજે તે પ્રમાણે આ નબલાઇનો ઘેરો રહયો નહીં, પણ નબલાઇ ઉપજી તેથી લાલ રંગનો ચેહેરો હરતાલ રંગ જેવો ઝાંખો થઇ ગયો. તે ચશ્મો ચુપ, ગોયા ગમના ખ્યાલમાં ઉંઘઇ જતી હોય તેવી બેદરકાર દીસ્તી ચાલી અને તેના રીસાલામાં ઇરાનની સ્થીતીનો ઘણોજ ગંભીર નકશો ખેંચાયો હોય એવો તે પાદશાહી નવરોજનો મેલાવડો બની ગયો.

---

# બાબ ૧૧ મો.

## દસ્તુરાન દસ્તુર શાહનશાહ નોશીરવાનની તલવાર લેતાં પોતાના જુસ્સો જાહેર કરે છે.

હું ખાકથી પણ ખાક, ઓર વતનથી છું ખાક,
હું ખાકીના ખાકીને એ હોકમ છે આંખ.

દસ્તુરાન દસ્તુરે મોટા નોશીરવાનની શમશેરને દસ્ત લગાડતાં જીગર ફાટે એવો એક પુકાર ગજાવ્યો. "ઓ હફ્ત અકલીમના અદલ શાહાનશાહાત ચલાવનારા નેકનામ શાહાનશાહ! તેં આ ફતેહમંદ શમશેરના જોરે રૂમીઓના દીલમાં ઇરાનની દેહશ્ત બેસાડી હતી, અને તાતાર ને ચીનનો શાહાનશાહ તારી તાબેદારીનો છાપ સર ઉપરના તાજને લગાવી ઇરાનની ખંડણી આપનારા થયા હતા. આરમીન્યા ને એરમના મુલકમાં તું અદલ કેશરાની આ શમશેરે જે ત્રાસ ઉપજાવ્યો ને જીત મેલવી તે બ્યાનોની રોશનીથી ઇરાનનું તાજ આસમાન સાથ સરસાઇ ધરાવનારૂં થયું હતું. ઓ અજમતી શમશેર, તું નામદારીના આબ ઝલકાવનાર મદદગાર મીસાલે મારી કમરે બંધાઇ, મારા હમવતનીઓના મુદઇઓની પાયામાલી કરી નાખ અને અહુરા મજદાના આતશ ને દીનની જાળવણીમાં મારા જાનની છેલી ઘડી હસ્તી પસાર કરાવ. આ નામદાર શાહજાદીના દીલની મુરાદ રોશન થાય તેવી તે નામદારીથી બક્ષેસ થયલી તું એ ન્યાગાનની સમશેર મને ફલી જા, મને જંગના મેદાનમાં જે ન્યાગાનની કમરમાં તેં જે નામદારી ને જવાંમરદી બજાવી જાહોજલાલી ભોગવી છે, તેવી ભોગવવાનો ફરીથી રંગ ખીલવ. મને ફરીથી તે તારી ફતેહમંદી ને ફીરૂજગરીની નવાજેશમાં ભરપુર કર. ઓ બખ્તાવર શમશેર, તું જે રવેશ મહાત્મા ખુશરો પરવીજની કમરે લટકીને તેના જમાનાના જંગી રૂમીઓનાં પાયતખ્ત ઇસ્ટમબોલ લગી ફત્તેહનો ધુજારો ને ગુન્દાનો ધસારો પંકાવી રહી હતી, તેવોજ ધસારો લઇ જઇ આ જમાનાના દીન દુશ્મનોના દીલને ચાક ચાક ને શેહેરોને ખાક ખાક કરવાની નામદારી અપાવ."

આ રીતે મોટા નોશીરવાનની શમશેરને અર્જ કરીને દસ્તુરાન દસ્તુર દાદે પોતાની શાહજાદીની શોગાત પોતાની કમરે લટકાવી.

---

## બાબ ૧૨ મો.

### દસ્તુરાન દસ્તુર દાદ પોતાના મદદગાર દસ્તુરો સાથ શાહજાદીના હકમાં બંદગી ગુજારે છે.

લે નીભાવી દરગુજર કર હાલની તકસીર,
છું ઉમેદવાર થવા તાબેદાર ઓ આલમગીર.
ઘણો રીબુંછ આ હલાકીથી નીરાશ ને નાચાર,
બેકરારીએ તો કર્યો છે મને જીરોજબરથી જીર.
ગુન્ચેનો ખેલાડી થયો છે જંગલ ભટકનાર,
નથી તેજ ચેહેરાપે યા નથી સરપે કલગીર.
રગે રગ પઢે છે દીલ આતશ અફસોસનો હા,
રોમે રોમ ઉઠી છે પાયમાલી વખત છે સેતમગીર.
ત્હારી ખુદરત અપાર તાજુબી છે ઠંડીગાર,
મોજેજો બનાવ ઇરાન બક્ષેશનો ઓ દસ્તગીર.

“ઓ પાક પરવરદેગાર! તેં મોટા જમશેદનાં વતન ઇરાનને આસમાન લગી ચઢાવ્યું ને પાતાળ લગી તોડી પાડયું. તારી કુદરતમાં કશી કમી નથી. નથી કમી કમીનાને કેશરની હાલતનો કરવામાં કે નથી કમી કેશરને કમીનાની હાલતમાં ઉતારવામાં. બસ તારી કુદરતમાં કશી કમી નથી. મોતીના દરયાવો તારી બેનમુન કુદરતના તાબામાં ઉછળે છે. ગોહરોના પહાડો તારી કુદરતનો ખુરદો કહેવાય છે. યાકુતના ડુંગરોનો પાર નથી. અકીકો દર્યાત્ર કીનારાની રેતી મીસાલ ઢગના ઢગ પડયા છે. પરવાળાંના ખડકોના ખડકો લાગા છે. લીલમના સપાટ

મેદાનોના મેદાનોનો શુમાર નથી. પોખરાજના તલેસમોના તલેસમ લાગા છે. તારી કુદરત અમુલ્ય ચીજોથી એટલી ચીકાર પડી છે કે ખલ-કના તમામ રેહઠાણો ને મેહેલો હીરાની લાદીથી બંધાય, મોતીનાં છાપડાં ચણાય, પરવાળાંની દેવાલ ઉઠે ને માણકના થામો મેલાય તો તારા અખુટ ખજાનામાંથી એક રજ જેટલું પણ કમી થાય નહીં. નગ-દીના કંઇ સંકુ પાતાલ તારી કુદરતમાં બંદબસ્ત છે. ચાંદીના મહા ખંડોથી તારી કુદરતનો રોજનો ખર્ચ ચાલ્યો છે. તારી કુદરતની સરોદ ગુલામગીરી કરે છે. શાયરી તાબેદારીમાં ઉભી છે. દીનઆઇન સેવામાં જારી છે. ખુબસુરતી તારી કુદરતના દરવાજા ઉપર એ બદામની નીજીંવ ખપી છે. મહાન મનશકિતઓ તારી કુદરતની સેજસાજ મજાક છે. ગુમાન તારી કુદરતની ખાલેસીની મજુરીમાં સબડે છે. ઓ બારે-હકતાલા! તારી કુદરતમાં કશી કમી નથી. આસમાન જેવું ખાલેસ છત્ર લઇ તારી કુદરત જમાનાના જમાના થયાં ચમન મારે છે. એવું છત્ર પણ અજમતી કે તે દરમ્યાન ખુરશેદ ને માહ ને તીર ને બેહરામ સીતા-રાઓનું મકાન થઇ તારી જોરમંદ કુદરતની નોકરી બજાવે છે. એવી મહાન કુદરત ધરાવનારા ઓ જેહાનના પાક પરવરદેગાર! તારી અજીમ કુદરત સરજમીને ઇરાન ઉપર નવાજેશ કર. હું ખાકી બંદાની કોમ ઉપર મહેરબાની બક્ષ ને મારા ન્યાગાનોના રોશન ચેરાગ ફીરેસ્તા મીસાલની પાકજાદ ગુલશીરીનાનાં એકબાલને ઇરાન બક્ષ! તારી કુદરતની કમા-લ્યતનો મોજેજો દેખાડ અને પાયમાલ થયલા, પાયમાલ થઇ નીરાશ બનેલા, એક વારના તારા ચાહેલાં ઇરાનને દુશ્મનોના પગ નીચે તારાજ થઇ જતું બચાવ. હાલ લગી જેટલું તારાજ થયું ને જેટલી તારાજીની નામોશી સર ઉપર ચોંટી તેટલાથી હવે અમારી ઉપર ઉઠેલા તારા કેહે-રને સંતોખ. અમારી પુરાતન જાહોજલાલ કોમને છેક સરગરદાન થયા પછી ફરી આજથી નવેસર રોશન રોજ બક્ષ. તારા મોકલેલા પાક પયગમ્બર જરથોશ્તે શીખવેલા એજમતી ઝંદ પદ ને શબ્દનો મહીમા જાળવ. અમારા પાક મકાન જમીનદોસ્ત થતાં બચાવ. અમારે ખાતર

નહીં તો અમારા ન્યાગાનોનાં પાક રૂહના પ્રતાપ ખાતર અમારી છેલ્લી શરમ જાળવ.

શરમ જાળવ જેમ જોહાકના જમાનામાં ફતેહમંદ ફીરેદુનને પેદા કરીને જાળવી તેમ. શરમ જાળવ જેમ અર્દવાનના જમાનામાં ફતેહમંદ અરદેશરને પેદા કરીને જાળવી તેમ. શરમ જાળવ જેમ ખોટા પેગમ્બર મજદકના જમાનામાં આદેલ નોશીરવાનને પેદા કરીને જાળવી તેમ. ઓ મોજેજાઓના મુરબ્બી ! ખાકી ઇરાન ને ખાકી ઇરાનીઓની આજીજીને સાંભળ ! ને મુલક પાયમાલ કરનારા દીન દુશ્મનોના દર્યાવના તોફાની મોજા મીસાલે ઉભાઇ ગયલાં જંગલી લશકરને નાબુદ કરવાનો જોર ને નસીબો બક્ષ !"

---

## બાબ ૧૩ મો.

### પરવરદેગારની બંદગીથી ઇરાની અનજુમનમાં ઉઠેલો જોશ.

ખલકનો પોકાર પોકારેછ તું ખુદાવીંદ પાસ પુર ઉમેદની અર્જ,
નવાજીશ કર તકસીર, નવાજીશ કર ખુદાવીંદ માહ બેદની અર્જ.
કમનસીબી ના લંબાવ, આ વતન છે પુરાની થયલી બક્ષેશ,
કયાં જઇશું જો ના રહીશું હઇ તો સૂન કરોડ કુટુંબ ખેદની અર્જ,
અમારા ન્યાગાનોના બેહસ્ત્યાન રૂહ પર કર કરમ બક્ષેશ
તારાજ તારા આગલા જાહોજલાલ સાંભળ પડેલા ઇરાની કેદની અર્જ.

દસ્તુરાન દસ્તુર દાદે પોતાના મોટા ને બુઝર્ગ દસ મદદગાર દસ્તુરો સાથ જેહાનના પેદા કરનારા બારેતાલા જનાબ બંદગી ગુજારી; તે સાંભળતાં કોહેસ્તુમની તમામ મળેલી મોબેદ ને બેહદીન અનજુમનના લખ્ખો હલકમાંથી એક એવો પોકાર પાક પરવરદેગારની એલતેમાસ કરતો ગાજ્યો કે ગોયા કેયામતજ ઉઠી. તે લખોલખ હલકનો બનેલો એક અવાજ પાતાલના છેક તલીયાંથી તે આસ્માનના છેક સર લગી ઉઠેલાં

તોફાન મીસાલે મચી ગયો. દરેક ગળું ને ગરદન પોતાના વતનની જાળ-વણીમાં પોતાના જાન ને ઇમાનથી કુદાવી પડવાને તૈયાર થયું. શાહે કીર-માનના દરેક સીપાહના જીગરમાં ઇરાનની નાવારેસ હાલતના ગમની ચેહ સળગી. તે વખતે તે તમામ કીરમાની લશકર ઇરાનની કુમકમાં એવું એક જંગ લડવાને ઉશ્કેરાયું કે જમાનો તે જંગી રંગ ઉપર ત્રાહે ત્રાહે થતો હોય એવો એક પવન ફુકયો. શાહે કીરમાને કોહેસ્તુમથીજ દીન દુશ્મનોની કુફાની છાવણી ઉપર તુટી પડીને તે જુદદીન લશકરનો સમુળગો ધાણ કાઢી નાખવાનો મનસુબો કરયો. કીરમાનના મોટા સપેહ-સાલારો ને જંગના મારનારા પેહેલવાનોએ ત્યાં એક એક જામ ફીનાના મેદાનમાં જીત મેળવવી, નહીં તો જાન આપવો એ સલામતીમાં ઉઠાવી. ત્યાંજ એક જંગ નવરંગ ખીલી રહયો. જયારે શાહજાદી ગુલશીરીનાએ પોતાની તમામ વફાદાર ખલકને પોતાની ઉપર જાનફેશાની કરવાની મેહેર-બાનીમાં પાદશાહી તરીકાએ નવાજી. નવાજ્યા સાથ જે બે સખુનોની શીરીની પોતાની ખલકના કાનમાં નામી દીધી, તેથી ઇરાની જંગનો સને ચાલુ થયોજ.

---

# બાબ ૧૪ મો.

## શાહજાદી ગુલશીરીના વફાદાર ઇરાની આલમને અરજ કરે છે.

જાન છે જુઆનનો ઇમાની હીમાયતી,
જાનફેશાન થા હોય તું વફા વીલાયતી.

શાહજાદી બોલી "મારી વફાદાર રૈયત! આસ્માનના અમર સીતા-રાઓ મારા યકબાલની શીહા કે સફેદ પડનાર રાત કે દીનથી વાકેફ છે. આપણે ખાકી આપણી ચશ્મ પાસના દેખાતા ચમત્કારોથી ખુશી કે ગમની ગણત્રી કરયે છીયે. છુપા નસીબાના ભેદનો તખ્તો બારેહકતાલાએ ઉકેલ-વાને આપણને શકતી બક્ષી નથી. અગર બક્ષી છે તો બનનાર રજ કમી

કે જ્યાદા કરવાનો અખત્યાર તો આ જેહાનના કોઇપણ જાનદારને બક્ષ્યો નથી. અને ફીરેશ્તાઓ આપણુ ખાકી કરતાં ખુદાનો વધારે પ્યાર ને અખત્યાર ચાખે છે, તે હોનારતના પાસબાન ફીરેશ્તાઓને પણુ તકદીર જ્યાદા કમી ફેરવવાની સત્તા કે શકતી નવાજી નથી. આપણે આપણી તદબીરનો જુમ્ઓ છેક હદલગી ખેંચવો પછી જે બને તે ખરી. વતન વગર જીવવું યા મુદઇને તાબે થવું એ બન્નેનો એક એવો ગુચવણભર્યો સવાલ ઉઠયો છે કે મગજ હયાં તદન શીકસ્ત ખાય છે. મારી વફાદાર ને જાનફેશાન આલમ મારે ખાતર એક જંગ તે અજમતી અહુરાનું નામ લઇ દીનદુશ્મનો સાથ લડો. ફીરૂજગર થાઓ તો મારૂં ને વતનનું ચમન પામો. નાફીરૂજગર થાઓ તો આ વતન છોડી પરવતન મહજબને લઇ નીકળી જાવો. હું મારા ન્યાગાનોના આરામગાહમાં મોતનો નસીબો લઇ જઇ પડશ. મારી વફાદાર ખલક ! આપણા મોટા મદદગાર દસ્તુરાન દસ્તુર દાદને મલો ને તેની ઉમેદના હું જેવા વાએજેહાન સુકાં ખખ થયલાં દરખતને ફરી નવરોજ બક્ષો. ફરી નવચમન ઇરાન બક્ષો. ફરી નવજંગ બહાર વફાદાર ઇરાની આલમ બક્ષો. ફરી પાક જરથોસ્તી દીન ખાલેશ બક્ષો. ફરી આતશબહેરામ ને આતશઆદરાનનો મહીમા બક્ષો. બક્ષો તમારી દરવીશ થયલી ખાકસાર શાહજાદીને તખ્તો તાજ, વતન ને નામદારી. મારા જંગી ઇરાનીઓ ઇરાન ખાતર જાન બક્ષો ને પામો અમર નામદારી ને કીર્તી ને જાહોજલાલી. ખુદા તમારો નેઘેબાન થજો. જાવો દુશ્મનો ઉપર ને કાઢો તે ખુનખાર ટોલાંની જુનબેખ."

છેલ્લો હરફ બંધ થયો કે ત્યાં મલેલી તમામ ઇરાની નાની મોટી અંજુમને 'ઇનશાલ્લા'નો આસ્માનતાઇ અવાજ લંબાવ્યો. દસ્તુરાન દસ્તુર દાદ પોતાના બુઝર્ગ મદદગારો સાથ ખાકમાં સર મેલીને કાંઇ ઝંદ ઇશ્મ બબડયો, કે કોહેસ્તુમનો નવરોજ ખલાસ થયો. નીલના દર્યાવની મીસાલે કોહેસ્તુમનાં કીલ્લા તરફથી ઇરાની ખલક મોજા મારતી નીકળતી ચાલી.

---

# બાબ ૧૫ મો.

## શાહે કીરમાન ને શાહજાદી ગુલશીરીના.

જંગમાં હું તો જાઉંછ પ્યારી આવશ કે નહીં,
તારો માહતાબ ચેહરો જોવશ કે નહીં.
તું શીતારાની ચશ્મ દેખાડશે જે રાહ,
મસલત દેશે તારી મોબત જે સદા—
મીસાલે હું ને જંગ ને શમશેર ને રજમ,
જીતશ તો જીવશ નહીં તો મરશ કસમ.

તમામ ઇરાની ખલક વીખરાઈ ગઇ. બુઝેર્ગો પોતાના મકાનમાં રહયા. જવાન નવજવાનો ને ઉમરે વધેલા તમામ ઇરાનીઓ પોતાના વતન ખાતર લશકર બનીને જુના ને કસાયલા સરદારોની ટુકડીઓમાં વેહેંચાઇ ગયા. તે તમામ ઇરાનીઓનું એક મોટું લશકર શાહજાદી ગુલશીરીનાની ફીરૂઝગરી પોકારતું મુદઇના મેદાન તરફ કુચ કરવાની તૈયારી કરવા લાગું. કીરમાની લશકર પણ પોતાની તૈયારીમાં મંડયું અને આપણો મોટો દસ્તુર લગભગ પંદર હજાર નવજવાન જંગી મોબેદોનું એક લશકર બનાવી શકયો. બીજા ઉમરે પુગેલા દસ હજાર મોબેદોનું લશકર શેહેર ને કીલ્લાની રખવાલી ખાતર રચીને ત્યાંની ગોઠવણ નકી કરવા લાગો. આ તમામ લડાયક મામલો કોહેસ્તુમના કીલ્લાને લગતા મેદાન આસપાસ ધમધોકાર ચાલતો હતો. જ્યાં ત્યાં જંગ ને જવાંમરદીની બોલબાલાના સરોદ ખેંચાવા લાગા. ઇરાની બાનુઓ પણ પોતાની કોમના જીવતાં થયલાં જોર ને જોશ ઉપર ફીદા બનીને બનતી સઘળી મદદો આપવામાં કશી તન, મન ધનની ખામી રાખતી નહીં. દુશમનોના મેદાનમાં ખોરાકની તંગી કે પાણીની આપદા ખેંચવી પડે નહીં તે માટે ખાસ એક અનુભવી બુઢાઓનું ખાતું નેમાયું. તે ખાતાંને હજારો મુલકના ફરમે જાનવરો જંગ દરમ્યાન કામે લગાડવાને હમવતનીઓએ ભેટ મોકલ્યાં. ચોતરફ ઇરાની લશકર અજમાયથી સર-

દારોના હોકમ મુવાફેક કુચ કરતું થયું. જે વેરાન જમીન ઉપર જંગલી પશુનું કદમ પણ પડેલું નહીં તેવી ઉગતરાહે ફીરમાની લશ્કર પણ મુદઇઓની કુફા ને મોશલ ને બલ્ખની મોટી છાવણીઓ તરફ વધવા લાગું.

આ વખત શાહે ફીરમાન ઇરાનની ઉમેદવાર તખ્તનશીન શાહજાદીને પાદશાહી દીવાનખાને મુલાકાતે આવ્યો. શાહજાદી સાથ માત્ર બે પુરાણી બુઝર્ગ વીધવા રાણીઓ હતી. શાહ સાથ પણ તેના બે પુરાણા ને બુઝર્ગ વજીરો હતા. બંનેનો અરસપરસ યોગ્ય આદરસતકાર થયો. બંને સાથ એક તખ્ત ઉપર બેઠાં. બંને ઉમેદમાં ગીરફતાર નવજવાન ને પરીજાદ ખુબસુરતી ધરાવનારાં, બન્નેના જીવમાં વતનનો પ્યાર ને ઇરાનનો ચાહ. બન્ને ઉમેદ ને પ્યારે ઘણું બોલવાને મથે પણ ના હોઠ ખુલે કે જીભ ઉપડે. બન્ને ફરી જલદી મળવાની ઇન્તેજારી કેહવાને એવાં તો આતુર કે આતુરતા અજાયબીમાં પડી, પણ ખુદા માલુમ શું થયું કે બન્નેમાંથી કોઇપણ પોતાનું દીલ કે હોંશ કે હરખનો ઉભરો કાઢવાને ગાફેલ થઇ ગયાં. અંતે એક અચ્છો વખત તેઓનાં હસતાં બેઠાં દરમ્યાન ગુજરી ગયો. લશ્કરની છેલ્લી ટુકડીનો કુચ કરનાયાનો અવાજ થયો. શાહ પોતે તે અવાજ સાંભળતો ઉઠયો, પણ કેવો પજમોર્દે કે જાણે તેનામાં જીવ સુસ્ત મારી ગયો હોય તેવો બેદરકાર. અંતે છેલ્લાં છુટાં પડતાં શાહે પોતાની બગલ બાજુથી એક પાદશાહી ગોહરોનો હાર કાઢીને શાહજાદીના ગળામાં પેહરાવ્યો, ત્યારેજ ગુલશીરીનાએ બગલગીરી કરતાં કહ્યું 'મારા નામદાર પાદશાહ ખાવીંદ! તમો જલદી દીન દુશ્મનોને ફત્તેહ કરી આવજો.' એ કહેતાંમાં વળી અંતે તેના હોઠ ધ્રુજી રહયા. શાહજાદી ને શાહને જયાંલગી બન્ને બાજુનાં પેલાં બુઝર્ગોએ જણાવ્યું ત્યારેજ છુટાં થવાને અંતે બગલગીરી મેલી ને બગલગીરીમાંથી નીકળ્યાં. શાહે ફીરમાન જ્યારે પોતાની થનાર મોહોરદાર શાહજાદી ગુલશીરીનાથી છુટો પડીને પેહેલું કદમ આગળ ભરી ચાલે છે તેટલાં શાહજાદીએ તે નામદારને પોતાના ન્યાગાન શાહાનશાહ ખુશરોપરવેજનું રોમની જીતમાં મેળવેલું શાહાનશાહી તાજ સર ઉપર મેલી ફતેહની દુવા ચાહતો ચેહરો

નમાવ્યો. તે ચેહેરો એટલો ફીકો ને ઉમેદવાર હતો કે શાહે ફીરમાનમાં સુસ્ત પડેલી જવાંમરદીનો જોશ ઉછળ્યો. તે બોલ્યો, 'ઇરાનની રાણીનો તાબેદાર શાહે ફીરમાન દીન દુશ્મનોનો નાશ કરીને શીતાબ દસ્તબોશી કરવા ફીરૂજગર થઇને આવે છે એ બેશક નકી જાણ !'

---

## બાબ ૧૬ મો.

### કુફાના જાસુસોથી દીન દુશ્મનોને ઇરાનીઓનો ઇસારો જણાય છે.

ફીલસુફો કહે છે કે જીંદગી છે ભાર.
અવતર્યો જે અવતાર તે થયો હારમાર.
હોય પછી ખુબ સ્યાણો કે ખુબ ગમાર,
શમશેરબાજ શૂરો કે હીચકારો અપાર.
હોય ખુબસુરતો ચંદા કે કાળો અંધકાર,
ફકીર ગલી ગલીનો કે રાજનો સરદાર.
છે શું આ જીંદગીમાં મીઠાશ ને સાર ?
કે રૂસ્તમ લોભાય જોઇ હયાં સ'વાર.

ઉગત રાહે ચાલ્યાં ઇરાની લશકરો. ઇરાની અજમાયશી સપેહસાલારો ને સરદારોની કુનેહ ને કળાના થતા હોકમસર, મગર ઇરાનની સરજમીનની સરજતની કુંચી યઝદાનના હવાલામાં હતી, તેથી જે ફતેહમંદ બાજીની ઉમેદમાં ઇરાની આલમના લશકરની કુચ રાતના ઉત્તર ને દખણુ, પુર્વ ને પશ્ચીમ ચાર બાજુથી થતી ને દીનના છુપી રીતે છાવણી નખાતી ચાલી, તેની ખબર એક શીકારે નીકળેલી આરબ ટુકડીને પડી. તેના સરદારે પોતાના વીશ્વાસુ બે સરદારોને જાસુસ મોકલ્યા, જેઓ ઇરાની પોશાક ને ઝબાનના કૌવતે તે લશકર કયું, શા સબબ ને કેવા બંધનનું તેનો સઘળો ભેદ ભરમ પામીને પોતાના સરદારને જઇ મળી વાકેફ કરી શકયા; તે સરદારે તે ખબર પવન મીસાલે જાબજા પડેલી ઇસ્લામી છાવણીમાં ફેલાવી અને વધી આવતાં

ઇરાની લશ્કરની એક બાજુ સામે થવાને પોતાનાં સઘળાં લશ્કર સાથ કુચ કરવામાં પડયો. નવા ઇસ્લામી મહજબનો ફેલાવો ગયાં પંદર વર્ષોમાં ઇરાનમાં અર્ધો અર્ધ ઉપર જગ્યોએ થયાને સબબ હેઠ મોટી ઇસ્લામી છાવણીઓ ઉપર ફતેહમંદ હુમલો લઇ જવાને કાંઇ આસાન કામ હતું નહીં પણ કારઅજમોદા સપેહસાલારો ઉપર પુર ઉમેદે રખાય તેમાં કશી નવાઇ નથી. ખરો જુસ્સો ને ખરૂં જોર અને મરદાનગી ને મોહબતનો ખાલેશ એખલાસ, ત્યાં જંગના ખુનખાર રંગ પ્રકાસ્યાની ક્યાં હદ રહે? મુરબાદના મેદાનમાં આરબોનો એક સરદાર મેહરવાન કુચ કરી આવ્યો અને આફતાબ તલુ થતાં જંગની કમાન ખેંચાઇ તે ગોરબ થતાંમાં તો તમામ ઇસ્લામી લશ્કરની પાયમાલી કરીને ઇરાની પેહલવાનની પીડ ઉપર નખાઇ. આ લશ્કર ફકત ચાર હજાર જબરા આરબોનું હતું પણ તે સામે સાત હજાર જબરા ફીરમાની સીપાહોનું લશ્કર હોવાથી દુશમનની બુનબેખ નીકળી ગઇ. ફીરમાની લશ્કરે કીલ્લો બનીને જંગ કીધાથી તેઓમાં ધાન નીર્જીવ નીકળ્યો હતો, પણ આ વાત સઘળાં ઇસ્લામી લડાઇનાં મથકે ફેલાયાથી ઇરાની ઉમેદને મોટો જોખમ આવવાની શરૂઆત થઇજ. આ જંગની ફતેહની ખબર શાહે ફીરમાનને જાસુસોએ કરી ત્યારે તે હોશમંદ શાહે એ જંગને ખાસ અપશુકન જાણ્યા. કુફાનાં મોટાં લશકરી મથકે ખલીફ ઓમરનું જબરૂં લશ્કર પડયું હતું અને તેનો વડો સરદાર છેલ્લી નાહવંદની જંગની જીતના એલકાબો મેળવેલો હેવાત હતો. તેવા બુઢા ને લડાઇના ખાસ જંગ અજમાયશી લશ્કરકસ સરદારને મેદાનમાં જબરી હાર આપવી કાંઇ ખાકબાજીનો મહેલ ઉઠાવ્યા જેવી રમત હતી નહીં; તેથી હવે જ્યાં પણ જંગ મચે ત્યાં ઇરાનીઓ પોતાના મહજબ મુદઇઓ સાથ ઘણું મુશકેલ કામ માથે આવી પડયું અને થયું પણ તેમજ કે મોસલનું લશ્કર વીજળી મીસાલે કુચ કરતું આવીને પશ્ચીમ તરફના કુચ કરતાં ઇરાની લશ્કરની રાહ ઘેરી ઉભું. રાત હોવાથી બન્ને તરફ ભારી જુસ્તેજુથી છાવણી નખાઇ.

## બાબ ૧૭ મો.

### કોહેસ્તુમનો ઇરાની સપેહસાલાર ફીરૂજાન દસ્તુરાન દસ્તુરના મળેલા હુકમ પ્રમાણે દુશ્મનને હાથ બતાવે છે.

કમનસીબી જો એવી હોય તો હું નાચાર છું તારી પાસ,
નાચાર છું યા ખુદાવંદ બેશક લાઇલાજ પોકારૂં છું શેપાસ.
જંગલમાં ત્હારી મોબત સાધેછ જંગલી સંજોગથી ફીમ્યું,
આસ્માનમાં સીતારાના રોશન ગોળા ફરતા દીસેછ આસપાસ.
દર્યાવો ત્હારાં સૂર ખેંચે છે દરેક મસ મોજાએ ફૂંકે હાલીને,
પાન પાન પંખી ખુદાવંદ પઢે છે ત્હારાજ પૂર્ણ ત્યાં વિશ્વાસ.
અનદીઠ દરની અનદીઠ ફીર ને ચીલ હવામાં દરેક ફીરણેજ,
ત્હારાં નામપર રચેછ સંસાર ખાવીંદ ને મચાવેછ મીઠો સાસ.
ત્હારી યાદ સીવાય હું ના જાણું જાન અવતારે ઉતરી કશું,
તું પરાધ પૃથ્વી જાળવનાર જાળવ એક ઇરાન ઓ શેહેર્યાર !

• આરબ મહેરવાન ઉપર મેળલેલી ફતેહની ખબર દસ્તુરાન દસ્તુર દાદને પોહોંચી કે શીતાબ એક રૂકો સપેહસાલાર ફીરૂજાન ઉપર રવાના થયો કે જે સપેહસાલાર, મોસલનું લશકર આવી લાગાથી આગળ કુચ કરતો અટકી પડયો હતો. રૂકામાં મહા કળા વપરાઇ હતી. થોડું લશકર ઘણું દેખાય તેમ છાવણી નાખી પડી રહે ને બાકી મોટાં લશકર સાથ પુર્વના લશકરને મલી જવાની શીતાબ કુચ કરે, એ હુકમનો મધ્ય રાતના રૂકો મલ્યો ને અમલ પણ શીતાબ કલાક પછી થયો. સેજ લશકર રહી સઘળું ઇરાની લશકર પુર્વ તરફના કુચ કરી જતાં ફીરમાની લશકરની પુઠે કુચ કરી ચાલ્યું, એથી પશ્ચમની રાહ ઘેરી પડેલાં દુશ્મનનાં લશકરને ઇરાની લશકરની ખબર મળી નહીં. જો કે તલાસમાં કાંઇ કમ હોશ્યારી રખાઇ હતી નહીં. જ્યારે બામદાદ થઇ ત્યારે દુશ્મનોએ જંગની શીતાબ તૈયારી કરી હુમલો લાવવાને છેડતી શોધી, પણ ઇરાની લશકર જંગનું પુર્ણ અજમાયશી હોયાથી પોતાનો

સરસરનજામ, જે પણ નામનોજ હતો, તે લઈ તૈયાર થઇ પોતાના બાહોશ બુજોર્ગ સરદાર જે પણ નાહવંદની જંગનો નતીજો પામીને આવેલો , તેણે જંગીઓને અજાયબીમાં નાંખે એ મુવાફેક તીરનદાજી ને આતશી મારો ચલાવ્યાની જંગ મચાવી; તે એટલી ઝડપ ને તુફાની લઢણે કે દુશ્મનોનું મોટું લશકર ડરી ગયું અને ગભરાટમાં પડી નાહા-સભાગ કરવાની હાલતમાં આવ્યું. એનો લાભ લઇ પેલી જવાંમર્દ ઇરાની લશકરની ટુકડી તેનો દુમ્બાલો પકડયા ઠેકાણે પોતાની પશ્ચિમની કુચનો માર્ગ ફેરવી પુર્વે ફરી ગઇ અને ફીરમાની લશકર જે અર્ધ ઉપર તેના મોટા સપેહસાલાર હરતક કુફા તરફ કુચ કરી જતું હતું તે પાછળ ચાલ્યું. આ પણ એક જીત થયા સમાન ખુશ ખબર કોહે-સ્તુમના કીલ્લામાં પંથરાઇ. શાહે ફીરમાને આ ઇરાની લશકરની હાથ તાલી આપ્યાની વાત જયારે જાણી ત્યારે પોતાની બેશુમાર ખુશાલી જાહેર કરી અને દસ્તુરાન દસ્તુરના હુકમને વખાણ્યો. પછી ચોતરફ ઇરાની લશકરમાં ફીરમાની જાસુસો ફરી વળ્યા. અને શાહ ફીરમાનને દસ્તુરાન દસ્તુર દાદનો હુકમ જાહેર કર્યો કે ઇરાની કોઇપણ લશકર કે લશકરની ટુકડીએ દીનદુશ્મનો સાથ છુટી છવાઇ લડાઇ કરવી નહીં અને સામટાં જોરને જોખમ પોહોંચાડવો નહીં, કેમકે તમામ લશકરે કુફા ઉપર પહેલો હુમલો કરીને ઇરાનના નસીબાની ફાલ જોવી છે ને ફતેહનો સાર ખેંચવો છે.

---

# બાબ ૧૮ મો.

## ઇસ્લામી ને ઇરાનીઓની કુફાના મેદાનમાં પહેલી જંગ—ઇસ્લામીઓની હાલહવાલી ને શીકસ્ત.

ઉઠાવી મેં કમાન અને ખેંચ્યો તીર,
દુશ્મનનો સીનો વીંધાયો જેમ ચીલ.
ઉછાળી મેં બાજુ ઘુમાવ્યો નેજો,
દુશ્મનો થયા જંગમાં ગીર્દાપેજો.
મ્યાનથી મેં ખેંચી જયારે ઝેરી શમશેર,
પનાહ માંગતા પડયા જીરજબર દલેર.

એક તરફથી શાહે કીરમાન પોતાના કીરમાની અજીત લશકર સાથ કુફાના મેદાનમાં ઉતર્યો કે બીજી તરફથી દસ્તુરાન દસ્તુરની કળા-કુનેહથી તાજું ઇરાની લશકર બાહોશ બુઝર્ગ જંગબાજ સરદારોની સરદારી હેઠળ કુફાની ઇસ્લામી છાવણી આસપાસ આવી પડયું. રાત અમાંસની મહાકાળી ને ખુનખાર દીસતી હતી. આ નવાં ઇરાની લશકર ને શાહે કીરમાન જેવા જંગી હરીફથી કુફાનું ઇસ્લામી આરબ લશકર ધ્રુજી રહ્યું. ઇરાની લશકર ફકત લડવાનાં હથ્યાર શીવાય બીજી કોઇ પણ સરસામાનની વેઠથી નીરાળું હતું પણ ઇસ્લામી લશકર જીતથી ફુલાયલું ને વર્ષો થયાં નીડર ને આળસુ બનેલું હતું. છેલ્લી લુટનો ખજાનો મળ્યાથી કુફાનું લશકર આગળ જંગ શીવાય બીજું કશું જાણતું નહીં તેને હાલ જરનો લોભ ને જંગનો અભાવ ઉપજ્યો હતો. પણ ઇરાનીના જીગરમાં વતન મેળવવાની ને ઇરાનની શાહાનશાહાત નવેસરથી રચવા ને બુલંદ બનાવવાની ઉલટ હતી. વળી ઇસ્લામીઓને હાલ ચોગરદમ જંગમાં મશગુલ થઇ જઇ તલવારે ધર્મ ફેલાવવાની ધમાલમાંથી પરવારવું હતું. ઇરાનીને તો જે પોતાનું તે માત્ર મેળવવું ને પોતાનો મહજબ માત્ર પોતાની કોમમાં કાયમ રાખવાનું કામ હતું, એથી ઇસ્લામી છાવણીમાં જાનની ને જર ઝવેરની સલામતીની ફીકર જાગી. ઇરાની

છાવણીમાં મોત નહીં તો વતન મેળવવાની ફકત એકજ ઉમેદ. અંતે સીહા શબનો દોર રોશન દીને તોડયો ને ખુરશીદે શાહે કીરમાનનાં સર ઉપર ગુલશીરીનાએ પેહરાવેલા ન્યાગાનના તાજને પોતાના ઝલકાટમંદ કીરણોથી મુબારકબાદી દીધી કે જંગનો પોકાર પડયો. દીલને ચાલાક કરનાર કરનાયના લડાયક અવાજ થયા કે જોઇ લેની જંગની ગુમ્એસ. સાત કલાકના અરસામાં કુફાની છાવણી પાયમાલ થઇ ગઇ, લશકરોનાં લશકરો કપાઇ ગયાં. સપેહસાલારો ને સરદારો જંગના મેદાનમાં જાનને કુચ્છ બીસાત નહીં ગણતાં ખરી જવાંમરદી બજાવી બેજાન થઇ પડયા. લગભગ ચાલીસ હજાર ઇસ્લામી શમશેરબાજોનું લશકર કીરમાનના શાહના લશકરે કાપી નાખ્યું. લખોનો ખજાનો લુટી લીધો. શહેરને એક નાકેથી તે બીજાં નાકાં તલક તારાજ કરી નાખ્યું. કુફા ત્રણ દીવસમાં વેરાન બીયાબાન બની ગયું. કોઇ વખતે પણ ત્યાં આદમીનું કદમ પડયુંજ ના હોય, એવો તેનો સમુલો નાશ કરીને કીરમાનનો શાહ બલ્ખ ઉપર ચઢયો. આ ફતેહ મોટી થઇ તોપણ જ્યાં લગી સારાં ઇરાનને તાબે કરે નહીં ને મહજબ મુદઇઓનો તદન નાશ કરે નહીં ત્યાં તલગ શાહે કીરમાને તેવી ફતેહનું જશન કે ખુશાલી કે ખાની પીની કરવાની સાવ દુહાઇ લીધી હતી. આ ફતેહથી ઇરાનના ઇરાની-નીઓને મોટી અસર થઇ. જગો જગોથી બીજા હજારો ઇરાની લડા-ઇના હથ્યાર બીડીને લશકર બની જઇ શાહે કીરમાનનાં લશકરમાં મળવા ને બલ્ખ તરફ કુચ કરવા લાગ્યા. આ મોટી ફતેહના તાજુબ સમાચાર ચીન માહચીનનાં શાહાનશાહને થયાથી ત્યાંની દરબારમાં જઇ વસેલા ઇરાની ઉમરાવો ને પેહેલવાનો ત્યાંના તાતારી વંશના સરદારો ને લશકર સાથ ઇરાન સરજમીન આવવાને તૈયારી કરવામાં પડયા. આ જીતની ખબર શાહજાદી ગુલશીરીનાને થયાથી ત્યાં કીલ્લા ને શહેરમાં તે ફતેહનું એક મોટું જશન થયું.

---

# બાબ ૧૯ મો.

## શાહજાદી ગુલશીરીનાએ ફુફાની ફતેહનું જશન મોટા આતશબેહેરામમાં કરાવ્યું.

જશન છે ઉત્તમ ક્યાની ક્રીયા પસંદ,
જમશેદી જમાનાથી ચાલુ એ જશન.
મોટા બનાવ મુબારકબાદી પ્રસન્ન,
પ્રખ્યાત કરે છે ક્યાની ક્રીયા જશન.
મોતેબર છે એ રીવાજ રસમ અખંડ,
યઝદી ઝળકાટ એમાં ગાજે છે જંદ.

ફુફાની ફતેહનું એક જશન એવું યાદગાર થયું કે તમામ તે કસબો ને કીલ્લો, સીતારા મીસાલના રોશન ચેરાગોથી ગોયા રોશનીનો મોજેમોજે પ્રકાશ્યો. સમીસાંજથી ફતેહનું જશન ઇરાની નાની મોટી અનજુમનથી મોટા આતશબેહેરામમાં ભરાવા લાગું. હયાં સઘળી ઇરાની બાનુ ને સઘળા મર્દો જેટલા પણ હાલે શહેર ને કીલ્લામાં હાજર તે તમામ આલમ ત્યાં જમાત થઇ, પાક જંદના કલામ ને પદ ને દુવાના ઇશ્મો દસ્તુરાન દસ્તુર દાદના નેમેલા દસ્તુરે પોતાની સઘળી અથોરનાન અનજુમન સાથ ગજાવ્યાં. ઉમદા ફ્ળ ને શરબત ને શરાબની ચાસ્નીઓ ઉપક ચાસ્નીઓ ફરી. ઇરાની ફતેહનાં ગાયન જોડાઇ ગવાયાં. આતશબેહરામની એક બાજુથી તે બીજી બાજુ લગી ઇરાની અનજુમન જશનની ચાસ્નીમાં બેઠું અને હજારો હજાર નેક દુવા શાહજાદી ગુલશીરીના ઉપર કરવા લાગું. શાહજાદીએ આ ફતેહની ખુશાલીમાં સઘળા નાનાં મોટાં—શું મરદ કે ઓરત સર્વેને તેઓની લાયકાત મુવાફેક નરનજરાના ને ભેટ સોગાદો કરી. તે એક રાતના એક હજાર પાક મોબેદાન મોબેદોને યઝદાંતાલાની યાદમાં એકવીસે નુસ્ક પઢતાં જારી કર્યા. જગોએ જગો, મકાને મકાન હવેલીએ હવેલી જ્યાં ત્યાં ગાથાના પવિત્ર પદના સરોદ ઉઠયા ને ખુદાતાલાની રેહેમ ને રોજ-

ગીરી ચાહવામાં આવી. ખુદ શાહજાદીના મહેલમાં તે રાત તેના સઘળા સુંદર મંડળે નાહાણુ નાહી પાકસાક થઇ બારેહકતાલાની જનાબ બંદગીમાં ગુજારીને ફકત આ મુરાદ માંગી કે 'અમારી નેકનામ શાહજાદીની નેક ઉમેદ બર આવો ને ઇરાનની શાહાનશાહાત ફરીને કાયમ થઇ દીનદુશ્મનનાં દીલ આતશની ભઠ્ઠી મીસાલે જળો.' આ જશન ને તેનો મહીમા ત્રણુ દીવસ ને રાત્ર જારી રહયો અને તમામ મકાને જંગ, શમશેર ને ઇરાનીના નામની દેલાવરીના સરોદ લંબાયાજ.

---

## બાબ ૨૦ મો.

### ખલીફાને પડેલી ખબર ને લશકરની કરેલી તૈયારી.

જંગલી સાથ કામ જ્યાં આવ્યું એક વાર,<br>
તારાજી શીવાય ના છેડો જાણ્ યાર.<br>
દીન જંગમાં દટાયા કઇંક શેહેરયાર,<br>
ઇરાની ને ઇસ્લામી હાડવેરી વીચાર.

ખલીફ્ ઓમર પોતાના અમીરો સાથ બેઠો છે. ચોતરફના જાસુસો ને ભેદયા તરેહવાર રંગઢંગ જંગના સમાચાર કે અખબારોની ફુક મારૌં જાય છે, તેટલાં એક લોહી લુહાન થયલો આરબ જેનાં નાક કાન કપાઇ ગયાં છે, જેના કપાળે ખંજરનો એક જબરો ઘા લાગેલો તેને મલમપટો થયો છે, જેના આંગ ઉપરના હથ્યારો બીલકુલ ગુમાઇ ગયાં છે પણ એક જંબૈયો ડાબી બાજુમાં ખોસેલો છે; તે ઉઘાડે પગે ને બરહને સર એવો તો થાક ને ભુખથી લોટપોટ થયો છે કે તેને જોતાં ખલીફ્ ને તેના અમીરોનાં મોહ ઉતરી ગયાં. સઘળા ચુપ થઇ રહયા છે, તેટલાંજ પેલા ઘાયલે એક રૂકો જે જંબૈયાની મ્યાનમાં ખોસી રાખેલો તે જંબૈયો ખેંચીને મ્યાનમાંથી કાઢયો. તેણે તે રાબેતાની અદબ બજાવી ખલીફા હજુર મેલ્યો, અને પછી અલ્લાહ એવો પોકાર

મારી જમીન ઉપર પડયો, કે તેનો દમ આખર થયો. જો કે હોસ્યારી લાવવા સારૂ ત્યાં અનેક કળા વપરાઇ તે બીન હાંસલ. આ બનાવથી ત્યાંના હાજર નામદારોમાં મોટી અસર થઇ. જ્યારે રૂકાનો ભરમ સમજાયો ત્યારે ખલીફના મોહનો રંગ તદન ઉડી ગયો. તે વીચારમાં એવો ગાફેલ ગર્ક બની ગયો કે તે કયાં છે તેની પણ તે વખત તેને કશી ખબર રહી નહી. જે ખલીફાએ પોતાની કારકીરદી ઇરાનની શાહાનશાહાતને પાયમાલ કરવામાં પંકાવેલી અને તેના પુરાતન ઇતિહાસો ને જંગ કીતાબોનો બીલકુલ નાશ કરવામાં નોંધાયલી, તેની અકલે તાજુબી પકડી. તે પોતાના મસલહત્યાઓ સાથ એક કલાક લગી ખાનગીમાં રહયો અને હાલનો જાગેલો ઇરાનીઓનો વતન બાબેનો જુસ્સો ને જંગનો કેમ નીકાલ લાવવો, તે આબાદ ઇલાજ ખોળવા પડયો. ખલીફ પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો જ્યાં લગી જંગ શરૂઆતમાં છે ને જુસ્સો હદમાં છે ત્યાં લગી એક જબરો ફટકો લગાવી એ આતશને બુજાવ્યો હોય તો ફરીને ઇરાની પોતાના ઇરાનનો એક હરફ કાઢવા નીકળે નહીં તેવી હાલતમાં તેઓને લાવી નાખવા જોઇએ. રૂમશામ ને મીસર ઉપરના ધસારા થોડો વખત મોકુફ કરીને આ ઉઠી ઉભી થતી ઇરાની આલમને સદંતર દાબી દીધી હોય તોજ ઇસ્લામી જીતનો ફાંટો છેક ખ્રીસ્તીના ખંડમાં લઇ જવાઇ પાદશાહાતોની પાદશાહાતો જીતી લેવાશે ને જેહાન દરમ્યાન ઇસ્લામી મહજબનો ઝળકાટ ફેલાવી શકાશે. અવલ ઇરાનને તદન જમીનદોસ્ત કરવામાંજ ઇસ્લામી તમામ ફીરૂજગરીને આસ્માનતાઇ લઇ જવાશે. જ્યાં લગી ઇરાની આલમની ઉમેદને ઇસ્લામી શમશેરના ખુનખાર આતશથી બાળી ખાક કરી નાખવામાં આવશે નહીં ત્યાંલગી ઇસ્લામી મહજબની ખુબી ને મોટાઇનો રોબ પુર્ણ મારી શકનાર નથી. ઇરાનની જાહોજલાલી તો રહી નથી પણ એ આગળા જમાનાની એક અવ્વલ ને જંગી કોમ બીલકુલ તો શું પણ અર્ધ હીસ્સે પણ પાયામાલ થઇ નથી તેના ઘણાખરા અજમાયશી ને જંગી શમશેરના ખેલનારા ને લશકર ચલાવનારા સારા

વખતની રાહ જોતા કોહ ને પાહાડ આશરે ભરાઇ બેઠા છે. તેઓ આ ઉઠેલી દીનની જંગનો પોકાર સાંભળશે, તો ઇરાનને ફરીથી તાબે કરવાની મોટી જંગ લડવી પડશે. વખતે એ વખતમાં ઇસ્લામી જંગી લથડયો તો ઇરાની જંગી તેને તેની સઘળી જાહોજલાલી ને ઝહનુન ને જંગ નામદારીથી નાગો કરીને અસલ જગ્યાએ હાંકી કાઢશે. જબરી બાજી ઉલટાઇ છે. બે ને ત્રણ જંગમાં ઇરાની જીતનો પાસો ચઢતો ને ચઢતોજ ફાવ્યો છે, તેવોજ જો થોડી મુદત ફાવ્યો તો વાન એવી આફત લાવે કે ઇસ્લામી મહજબને મોટો ઝોકો ખાવો પડે. મારે મોટું કવાયદ વાલું જોરાવર ને જવાન લશકર તૈયાર કરવું જોઇએ.

---

## બાબ ૨૧ મો.

### ખલીફ઼ ઓમરનો શાહે કીરમાનને પેગામ.

જીંદગીમાં સુખ એક ને પંચાતી હજાર,
લાઢી આવેછ જન્મથીજ જન્મતો અવતાર.
હદ નથી તેની ચીંતા ચીત દરબાર,
ગુલામીમાં ગરદન ને શરીર બેકરાર.
નીરાશી ને ફીકર દરમ્યાન જીવ ઉદ્ધાર,
એક પલ નીદ્રા ને સારો દી અસ્વાર.

પછી ખલીફ઼ ઓમરે પોતાના ચુનંદા સરદારોની એક દરબાર ભરી અને ત્યાં શીતાબ અલ્લાહના નામે આ હોકમ અમલ લાવવાનો નકી ઠરાવ થયો. અવ્વલ શાહે કીરમાન તરફ઼ પાંચ બુઝર્ગ આરબ સરદારોનું એલચી ખાતું મોકલી આપવું અને તે મારફ઼તે ઇસ્લામી દીન કબુલ કરવાનો પકકો મમત ચલાવવો. ઇસ્લામી દીન કબુલ કરયા પછી તેને ઇરાન સરજમીનની પાદશાહાત નવાજવી. ઇસ્લામી મહજબમાં તે આવ્યો કે પછી આપણો મોટો દોસ્ત થયો જાણવો. તે વખ્તથી ઇસ્લામની

ચાલતી તમામ જંગો દરમ્યાન ઇરાનના પાદશાહ તરીકે એક લાખ સીપાહોનું લશકર મદદમાં રવાના કરવું. જયાંલગી ઇસ્લામ મહજબ જેહાન દરમ્યાન અગરેબથી મગરેબ લગી આશકારા થઇ બીજા તમામ મહજબો દફે થાય ત્યાંલગી એ કરારમાં તલ ખામી કે ગફલતી કરવા માટે જે આપણા ધારા પ્રમાણે જજીયાના મોટા કરનો દંડનખાય છે તે નાખવો. એવું એ કરારનામું નકી થાય, નહીં તો પછી આપણી શમશેર ને સીપાહ સામે કોણુની મગદુર છે કે પોતાનો તકાવ કરી શકશે? રસુલ્લાના નામના હોકમથી કોણુ એવો ઇસ્લામી છે કે પોતાનું સર ફેરવશે? આખર આ મસહલત માફક સઘળો સરનજામ તેયાર થયો. એક લાખ સીપાહ આરબોનું નવું લશકર ઉંડી ઉભું કરીને તે કારઆજમોદાહ આરબ સરદારોની સરદારી હેઠલ સોપાયું. એલચીખાતું પણ ભારી દબદબાથી કુચ કરી ચાલ્યું ને લશકર પણ આસમાનના આફતાબને ગોરબ કરતું ગોયા શીહાઇનો એક કોલજુમ બન્યો હોય તેવો રોબ મારતું કુફા તર્ફ દોડયું. જમાનો આરબો ઉપર કુરબાન હોય તેમ તે જેટલી મુદતે શાહે ફીરમાનની છાવણી નજદીક જઇ લાગવું જોઇએ તે કરતાં ઘણીજ ટુંક મુદતે અરબ એલચીખાતું જઇ પુગું ને તે પાછળ લશકર. આ લશકરના ભારે કરી ફરસંગોના ફરસંગો જમીનની સપાટી રોકાઇ, તેના રોબ ને ધસારાથી જીતથી ખુશાલ થયલાં ઇરાની લશકરનાં મોહ કુમલાયાં. આદરબીજાનના આદરગોશસ્પ જેવા પેહેલવાન બદનના ઇરાનીઓ આ નવાં લશકરથી ફીકરમંદ થયા. શાહે ફીરમાને પણ હવેજ પોતાની મુરાદબક્ષ જંગની પુરી શરૂઆત થતી જોઇ. જીત ને જેહાન યા મોત ને મેદાનનો આ વખ્તેજ શાહે ફીરમાનને ગંભીર ખ્યાલ આવ્યો; ફીરમાની અજીત લશકરે પોતાને માથે જંગનું વાદલ જબરૂં ઘીકેલું જોયું; જેમાંથી અંજામ કયો આવશે તે માટે ધચુપચુ થયું.

---

# બાબ ૨૨ મો.

## એક નવી બાજી રચાઇને ઇરાનીઓની હાલત ઉલટાય છે.

બરખતમાં આજ છે આફત, અજમતમાં છે આજ ઉલઠાપ,
ધારી ઉલટે ઉલટેને હેરાન થયામાં ઉતરયો છે કોણુ શ્રાપ ?
મન ધારણા, યાર ચમનમાં પોહોંચી ચાંદનીજ તે હુરૂં,
વતનની વેલાયતમાં વીર ખપી વડીલનું અવલ તાજ પેહું.
તાજ પેહું તખ્તપે એસું હોકમ ને અમલનો રોબ મારૂં,
મગર તકદીર જુદી ઉતારે છે તનમનપરથી પુરાતન અજવાળું.

તેટલાં વળી બીજી આફત જાગી હોય તેમ પેલું મોસલનું આરબ લશકર કુફા તરફ કુચ કરનાર સપહેસાલારની મદદે શીતાબ કુચ કરતું નીકલી આવ્યું. આ લશકર લગભગ ચાલીસ હજાર સીધા સર્વજાદ શમશેરબાજ આરબોનું બનેલું હતું. આગલા કમનસીબ ઇરાનના શાહાનશાહ યજદેજર્દને તેના છેલા નાહાસભાગના દીવસોમાં એક પળનો કરાર જે લશકરે પામવા દીધો હતો નહીં તે એજ લશકર, અને એજ લશકરે તે કમનસીબ શાહાનશાહનાં બખ્તનો શીતારો શીહા કરયો હતો, સબબ તે શાહાનશાહ એ લશકરથી ઘેરાઇ ગયાથી એક આટાની ઘંટીવાલા ઇરાનીને આશ્રે ગયો, જેણે તે શીહા નસીબના પાદશાહને તેના તનના કીંમતી પોશાક માટે બેજાન કરયો હતો. આ લશકર એવું ફીનાખોર હતું કે તે સામે થવાને ફાડીખાનારાં શેરના લશકરની પણુ હીંમત કમ ચાલે. આ લશકર આવી લાગાથી શાહે ફીરમાન તે વચ્ચે ઘેરાયા જેવી હાલતમાં આવ્યો; પણુ કળાબાજ આદરબીજાનના લશકરી અમલદારોએ પોતાનું લશકર દસ્તુરાન દસ્તુરના તર્તના મલેલા હોકમ મુવાફેક તદન જુદું કરી નાખી બલ્ખના છેક મુખડા લગી કુચ કરી સંફ બાંધી દીધી. વળી શાહે ફીરમાને પોતાના ખાસ લશકરની સપેહસાલારી પોતાને હસ્તક રાખીને તે દસ હજાર

ઘોડેસ્વાર કીરમાની લશકર નોખું ગોઠવીને તેની છાવણી મુકરર કરી. આ સઘલી તદબીર જેમ લડાઇનો રંગ નજર આવ્યો તેમ રચી.

આ તરફ આરબસ્તાની નવું લશકર નાહાવંદની જીત મેળવનાર મોટા સપેહસાલાર નુમાનના જંગી બેટા નવજવાન હસનની સપેહસાલારી હેઠળ કુચ કરતું વેરાન કુફામાં આવી લાગું. હસને કુફાનો સમુળો નાશ થયલો જોઇ જંગ કેવી ને કોણુ સાથ લેવી પડશે તેથી શીતાબ ચેતી ગયો. તે અરબ પેહલવાને પોતાની લશકરના તમામ સરદારોને કોઇપણુ ઇરાનીને હાલતરત છેડવાને કે કશો પણુ રખણો પેદા કરવાને સાવ મનાઇ કરી. લશકરને ફકત એક નેમ, તે મોટાં ઇરાની લશકર સામેજ થવા માટેની, તે માત્ર પોતાનો હોકમ મળતાંવાર બજાવવાનું ફરમાન તમામ લશકરમાં ફેલાવ્યું. હસન જયારે કુફા છોડી બલ્ખની રાહનું મેદાન ઘેરી રહેલાં ઇરાની લશકરને મળ્યો, ત્યારે તે પણુ પોતે પોતાના દીન દુશ્મન હરીફની કુનેહ માફક લડાઇને બંગની અછી જગો ઘેરી છાવણી નાખી પડયોજ. જ્યાંરે મોસલનાં લશકરનો વડો સરદાર તેના લશકરને મળી ગયો ત્યારે તે લશકરને પણુ પોતાના હોકમનો ફરમાન જણાવ્યો અને જ્યાંલગી જંગનો પેગામ મળે નહીં ત્યાંલગી તે લશકર ચુનંદા સરદારને એક કદમ આગલ કે પાછલ ભરવાને સાવ મનાઇ થઇ. આ તો બન્ને હરીફોનાં લશકર ને સરદારોની ગોઠવણુ થઇ અને ઇરલામી લશકરને જયાં લગી કીરમાનના શાહને ખલીફ ઓમરનું એલચી ખાતું મળી સફળ કે અફળ હાંસલ ઉપર ઉતરે નહીં, ત્યાંલગી એક હર્ફ આડો તેડો કાઢવાને એવી મજબુત બંધી થઇ હતી કે તે હોકમથી જે કોઇ ઉલટો જાય તેનું સર એક પળ સલામત રેહનાર નહીં એવો તે લશકરી અરબ ધારો અમલમાં મેલાયો હતો.

---

## બાબ ૨૩ મો.

### દસ્તુરાન દસ્તુર દાદનો રૂકો શાહે કીરમાનની છાવણીમાં.

ભેદ શીવા કોઇ પથ્થરથી રતન નથી,
ભેદ શીવાય રતનથી નથી કશું તેજ;
ભેદ શીવા ખુશબો ગુલબદન નથી,
ભેદ શીવા નથી કોઇ ગાલેબ, આજેજ.
ભેદે કપાયા શેલમ, તુર શાહજાદ,
ભેદે રચ્યો કીનો સરજમીન ઇરાન;
ભેદે થયો જબેહ શ્યાવક્ષ અશોજાદ,
ભેદે લડી પડયાં ઇરાન, તુરાન.

શાહે કીરમાને કુફા ફતેહ કરવામાં જે પોતાના ન્યાગાનોનો કેટલોક ગંજ મેળવ્યો હતો તેમાં મરહુમ શાહાનશાહ ખુશરો પરવેજનો એક ઉમદા તંબુ હતો. આ તંબુના થામલા સઘળા અગરના ને મેખ સઘલી ચીનાઇ ચાંદીની ને દોર સઘળી શુદ્ધ સોનાના કસબની ગુંઠલી. છત્ર સાવ અન્મોલ કસબી ભરતકામનું. છત્ર ઉપરનો વડો કંગુરો જવાહેરોનો મઢી લીધેલો ને બીજા નાહના કંગુરા જે સઘળા ન્હાના થામો ઉપર ગોઠવાયલા તે સોનાના એકીંમતી યાકુતો જડાઇ બનેલા. તે રાવટીમાં જે ગલીચો પંદરાયો હતો તે પણ તે દરમ્યાન અસલ વપરાતો એમુલા બુટા ને ફતેહના નક્ષનો ગુંઠાયલો હતો. ત્યાં એક સાદું તખત મેળાયું હતું, જે ઉપર શાહે કીરમાન માહ પીકરમંદ બેઠો હતો. તેની જમની બાજુ પાદશાહાતના વફાદાર દુરઅંદેશ વજીરો ને દાનાવો હતા. ડાબી બાજુ પેહેલવાન સાનીના પોલાદ બખતર પેહેરેલાં ને દુસ્મનોના સર ઉડારનારી શમશેર ધરેલા સપેહસલારો હતા. શાહનાં સર ઉપર શાહાનશાહ ખુશરોનું તાજ ને તનમાં ચીનાઇ ચામડાનું બખ્તર હતું; તે ઉપર હથ્યાર માત્ર પેહેલુમાં એક ઝેરી ખંજર હતું તે ઉપર તે નામદાર બેદરકારીથી વખતે વખ્ત પોતાનો મજબુત દસ્ત ફેરવતો

હતો. ત્યાં તે શાહ જનાબ ફીરમાનનો વજીર, દીનદુશ્મનોના લશક-રનો ઇરાની જાસૂસોથી મળેલો હેવાલ કહેતો હતો. તે શાહે ફીરમાન સાંભળતો હતો. આ વખત એવો દેહશત પમાડતો પસાર થતો હતો કે શેરની સાનીના સપેહસાલારોનાં દીલ લરજતાં હતાં. જે હેવાલ ત્યાં જાહેર થતો તે સાંભળીને તમામ ત્યાંના હાજર જોરેમંદોને દાનેશમંદોના દીલ ને ચીત ગમખાર ને બેપ્યાન થતાં હતાં. શાહે ફીરમાન આ વખતે બોલ્યો 'મુદઇઓનું મેદાન અગર આદરબીજાન રહયું હતે તો ઇરાન ફીરૂજગરીથી નસીબવાન બનતે, મગર આ મેદાન, જ્યાંના તમામ ઉગતરાહ ને પાહાડ ને કોહથી દીનદુશ્મનો જાણીતા છે, તેમજ ત્યાંની આગળી ઇરાની આલમ તલવારની દેહશતે પોતાની દીન મેળીને બેદીન થઇ છે, જેને મુદત પણ લગભગ જુગની ગુજરી છે ત્યાં આપણી જંગ કોઇ મોતેબર હાંસલ મેળવે, એ બનનાર નથી. પણ હાલની આપણી હાલતે તો યઝદાનના હોકમથી ઉલટમંદ ને દુશ્મનો ઉપર મળેલી મોટી જીતે બેશક ગુજરી કરતાં હજાર દરજ્જે જાહેજલાલી ભરેલી થઇ છે, તેથી આપણી શમશેર દીનદુશ્મનોના લશકરને બેશક પોતાની ઉમે-દમાં નામુરાદ કરશેજ.' આ વીચાર લંબાણથી શાહે ફીરમાન પોતાના નામદારો દરમ્યાન જણાવતે પણ તેટલાં એક જાસુસે આવીને વડા વજીરના કાનમાં મોહડું ખોસ્યું ને હાથમાં એક રૂકો આપ્યો. આ ફેરફારથી શાહ ખામોશ થયો. જાસુસ શાહને નમી ઉભો, ત્યારે વડા વજીરે શાહે ફીરમાન જનાબ રૂકાને ખોલ્યો. તે વાંચ્યો ત્યારે દસ્તુ-રાન દસ્તુર દાદનો એક છુપો ખુલાસો જાહેર થયો.

---

## બાબ ૨૪ મો.

### શાહે કીરમાનને દસ્તુરાન દસ્તુર દાદથી આઇન વખતે મળેલી આબાદ સલાહ.

"મોહોબત છે એક જામ, તે નોશ કીધી તો શું, ના તે નોશ કીધી તો શું ?
જોઇ જેહાન તમામ, અફ્સોસ કીધી તો શું ના અફ્સોસ કીધી તો શું ?"

" શાહે કીરમાન ! કુફ્રાનાં ઇસ્લામ લશકરને તારાજ કરીને જે જેહાન આશકારા નામદારી મેલવી છે, તે નામદારીજ હવે આપણા તમામ જરથોસ્તી ઇરાનીઓની પાયમાલીનો પાયો રચશે. હવેજ ખલીફ ઓમર પોતાના ખુનખાર નવાં લશકરને જોરે જીગરે ઇરાનના ખુણે ખુણાં ઉપર પોતાની તલવાર ચલાવશે. હવેજ ગાફેલ રહેલા ઇસ્લામ સમશેરના મારનારા જંગીઓ પોતાની નામોશીને ધોઇ નાખવા ખાતર બનતી એવી અવ્વલ પ્રકારની લશકરકશી ચલાવશે કે આપણા ગમે એવાં જંગી ને દીલાવર, એ તીર મીસાલના ખરાબી પાંઠરનારા ટોલાં મુવાફેક ઉભાઇ જતા દુશ્મનોના પંજામાં સપડાઇ પાયામાલ થઇ જશે. જીત તો આપણી તરફ્જ થશે પણ કોઇ જીવવા પામશે ત્યારે તેનો નતીજો ભોગવશે કે ? ઓ શાહ ! મ્હારી સલાહ આ વખતે આ છે કે તમો નામદાર શાહે દુશમનોના કોઇ પણ એલચીઓ કે પેગામોને વીચાર ઉપર રાખીને વખતને લંબાવવો. સબબ મને છુપી ખબર મલી છે, કે આપણને ચીન માહચીન ને તારતારીઓની મોટી મદદ મળનાર છે. તે મદદ જ્યાંલગી મળે નહીં ત્યાંલગી ઝહનુન ને જુસ્સામાં આવી જઇ નાહક કાચે પાયે જંગના મેદાનમાં સર ઝોંકાવ્યાથી હાલ લગી ચાલેલી આપણી સઘળી બાજી ખોરવાઇ જશે. આપણને જંગ કયાં કયાં, કેમ કેમ ને કોણ કોણ સાથ લડવી પડશે, તેનો જ્યાંલગી નકી ને ચોકસ હીસાબ મળે નહીં ત્યાંલગી આપણો ઇરાની પોતાની મ્યાનથી શમશેર ખેંચે તો આપણો ટોળો, આપણી દીન ને આપણો જમાનો તારાજ થયોજ. તે પણ એવો તારાજ થાય કે ફરી કોઇ જમાને આપણને ના આપણું ઇરાન વસવાને રહેશે કે આપણી પાદશાહાતો અમલ ચલાવવાનું નસીબ મળશે.

"બીજું નામદારીના મેળવનારા શાહે ફીરમાન! છેલ્લી લડાઇ હાર્યા પછી આપણા સાસાન્યન શાહાનશાહના વંશના મોટા લડાયકો ને જંગીઓ દીન દુશમનોથી બચી જઇને ચીન માહચીન ને તારતારીમાં જઇ છુપાયા છે. તેઓ ત્યાંના હાકમોની દરબારમાં લશકરની સરદારીના ઓહ્દા ઉપર રહીને હાલના આફતકારક વખતમાં પોતાનો ગુજારો તે મોટાં રાજથી મળતા દરમાયા ઉપર ગુજારે છે. જેઓ એક વાર મોટા જાહોજલાલ કબીલા ને ખેશાવંદોમાં ચીકાર, તેઓ આજ વતનથી પરવતન ગોયા દેશનીકાલ જેવી હાલતમાં ગીર્ફતાર થઇ હકતાલાની જનાબ ઉમેદવાર ઉભા હતા, તેઓ હાલની ઇરાની જીતનો સીતારો રોશન થયલો જોઇને પોતાને આશરો આપનારા હાકમોથી લશકર ને ખજાનાની મદદ મેળવી આપણી કુમકે આવવા ખાતર કુચ કરી ચુકા છે. મગર આ છેલ્લી સલાહ ઉપર ખુબ દુરઅંદેશો વાપરવો, કે ગમે એ થતાં કદાચ ઇરાની લશકરનો એક ભાગ પણ ખોહતાં ખુલ્લાં મેદાનમાં આરબ જેવા દીન દુશ્મનો સાથ નસીબો અજમાવવો, કેવળ આતશની ચેહમાં કુદી પડીને સલામત રહ્યાની ઉમેદ રાખવા જેવું છે. બનતી ઝડફ ને ઉલથાપનો દાવ માંડીને બલ્ખ તરફ કુચ કરવી, ને બલ્ખ હાથ કરવું. બલ્ખ પણ આપણને હાથ આવે તેવો સવળો સરવાળો ઉતરે છે. આપણાં મોટાં લશકરને ચોતરફથી ઘેરવા ઇસ્લામીઓ પોતાના નજુમ ને હીસાબી એલમથી જેમ મોસલનું મુદઇ લશકર હાલનાં નવાં લશકરને મળી ગયું તેમ બલ્ખના પણ કીલ્લામાં જુજ લશકર રાખી નભરવસીથી કુફાના મેદાનમાં ઉતરી પડશે. તે પણ આપણી પશ્ચીમે ઉતરી આવીને પોતાનો પડાવ નાખશે. પણ આપણાં લશકરને બલ્ખ ઉપર કુચ કરવાને જે સીધો ને ઉગત રાહ તે તો કેવળ એ આરબ લશકરની છાવણીની બાજુથી ઉલટી પુર્વની બાજુ છે. હયાં કોઇ લશકર આપણો માર્ગ કે હીલચાલ તપાસનાર નથી અને હયાં કોઇ સરદાર આપણું લશકર તેમ સર્વે સમાચાર ને ભેદ જાણવા ખાતર આવે તો તેની સલામતી તો હોયજ નહીં. એવી વગર સલામતીની

એપમાં કોઇ પણ શ્યાણો ને શુરો સરદાર ગાફેલીથી જીવ ઉપર બાજી ઉઠાવવાની એવકુફાઇ કરે નહીં, માટે આપણાં મોટાં લશ્કરને બલ્ખ જીતવાની એવી તો અચ્છી તક હાથ લાગી છે કે તેવી આશાન જીતનો દાખલો એક જમાના લગી ગુજરેલી તવારીખમાં જણાયો નથી. એ બાજી પહેલીજ તકે હાથ કરવાની સઘળી છુપી તૈયારી કરી રાખવી. આ ભેદ આપણા વડા સપેહસાલારો વગર બીજા કોઇ ગમે એવા બીજા વર્ગના સરદારોને બીલકુલ ખબર પડવા દેવો નહીં. હું હાલ આપણા વીખરાયલા જંગી ઇરાની પહેલવાનો ને વતનના પ્યાર ખાતર તન જાનથી લડનારા સરદારોને પેગામો લખી તેઓને આપણી જંગમાં મદદે બોલાવવામાં રોકાયો છું. હું આદરબીજાનના તે મેદાને, કે જ્યાં દીન દુશ્મનોને આવવા કે લશકર લાવવા સારૂ જીનહાર કુચ કરવાને બને નહીં, તેવાં મેદાનના બચાવમાં રહીને છેક અરબસ્તાનથી તે તુર્કસ્તાનના છેડા લગીની આપણા દુશ્મનોની હીલચાલ ઉપર પુરતી તપાસ રાખું છું ને વફાદાર ઇરાની જાસુસોથી તલાસ કરાવું છું.

"શાહે ફીરમાન! મારી સલાહ પ્રમાણે ચાલી બલ્ખ હાથ 'કર્યાં પછી જે અવ્વલ કામ છે, તે શહેર તથા કીલ્લાને અજીત કરવા સારૂ ઘણી ચાલાકીથી તેને જબરદસ્ત કરવાનું છે, કે દુશ્મનોને પક્ષી મીસાલ શીકાર કરવાને તથા તે હાડ વેરીઓ ઉપર આપણું વેર લેવાને આપણને અડચણ કશી પડે નહીં."

આ છુપો રૂકો જયારે વંચાઇ રહ્યો ત્યારે ત્યાંજ એક આક્રધાન્યું આવ્યું. હાજર રહેલા સઘળા વજીરો ને સપેહસાલારોએ આ ભેદને કદી ગમે તે આફત આવતાં પણ તલ માત્ર ફોડવો નહીં, તે માટે અહુરમઝદનું નામ દીધા સાથ એકેકો અગરનો કકડો તે આક્રધાન્યામાંના રોશન આતશ ઉપર મેલીને પોતાનો ઇમાનદાર કોલ આપ્યો. આ ક્રીયા પુરી થયા પછી ને આક્રધાનયું ત્યાંથી ઉંચકાઇ ગયા પછી, શાહે ફીરમાન બોલ્યો 'મ્હારા નામદાર ને વફાદાર વજીરો! ઇરાનનો મોટો દસ્તુર દાદ બલ્ખમાં મને કબજ કરવા માંગે છે. હું બલ્ખમાં આ મેદાનના મુદઇ

લશકરોને હાથ આપી મ્હારો દાવ ખેલું ને તેમાં ફાવું, જેમ દસ્તુર પોતે વરતારો કરે છે તેમ પણ બલ્ખના શેહેર ને કીલ્લામાં દુશ્મનોને જીરજબર કરવાનું બળ સમાયું નથી અને દુશમનોને જેમ દસ્તુરાન દસ્તુર કાચા સમજે છે તેવા તેઓ નથી. તે આપણા ઇરાની લોહીના તરસ્યા મજહબ મુદઇઓ પણ દીલજાનથી ચાહે કે હું મ્હારાં મોટાં ઇરાની લશકર સાથ બલ્ખમાં ઘુસું તો મને ચોતર્ફથી પુરતો ઘેરીને એવો હારની અફસોસમાં ઉતારી દે, કે ફરી જમાના લગી ઇરાનને ઇરાનીનો મેલો બને નહીં. કેમ વજીર બેહેરામ તારો શો અભીપ્રાય?"

---

## બાબ ૨૫ મો.

### શાહે કીરમાનના વડા વજીર બેહરામનો ખુલાસો.

વખ્ત શેરને સસાનો અવતાર દેછ,
વખ્ત વજ્રને વાંસ સાથ બંધાવેછ.
વખ્ત સ્વારને ટવલતો પ્યાદો કરેછ,
વખ્ત પાહાડને ખાહી ને ખાડો કરેછ.
વખ્ત મીત્રીના મંત્ર ને લગન તોડેછ,
વખ્ત પૃથ્વીના ભીત્તર ને ભેદ ફોડેછ.
વખ્ત માહ કરામતનો જુન્દો ઉડેછ,
વખ્તથી વતની બેવતન: કુદેછ.

વજીર બેહરાંમ બોલ્યો 'દસ્તુરાન દસ્તુર દાદની સલાહ એવી અવ્વલ પ્રકારની જુગતી છે કે આપણું અજીત લશકર જો બલ્ખ દરમ્યાન દાખલ થઇ તેનો કબજો લે તો કયામત લગી ઇસ્લામની તમામ આલમ ત્યાં જંગમાં ફના થાય પણ ફરી બલ્ખનો એક કાંકડો પણ મેળવી શકે નહીં, મગર મુખ્ય સવાલ એ રહે છે કે ત્યાં ખોરાકી ખુટી તો ત્યાં આપણેથી ટકાય કેમ? એ અવ્વલ નકી કરવું જોઇએ છે. મને

મુદત થઇ બલ્ખના છુપા પાતાલ માર્ગની ખબર પડી છે. આપણી આગળી જાહોજલાલ ને જેહાન જીતનાર શાહાનશાહાતના અમલમાં અયન વખતે પાદશાહો ને પાદશાહી કબીલાને સહી સલામત ત્યાંથી ખસેડવા ખાતર મોટા શીલ્પશાસ્ત્રીઓથી તેવા છુપા માર્ગ છેક બલ્ખના કીલ્લાના દરેક પાદશાહી મહેલમાંથી વેરાન બીયાબાન ને પાહાડ ને કોહમાં કોતરાઇ કઢાયલા બંધાયા છે. આ માર્ગ માટે દસ્તુરાન દસ્તુરને પુરતી માહીતી હશે, તેથીજ તે મોટો દસ્તુર પોતાની સલાહ આપવામાં ઓસ્તવાર જણાય છે. એ માર્ગથી અગર તેવા ખોરાકના તંગ વખ્તમાં ખોરાકી પુરી પાડવાના તે સાધણ ધરાવતો હોય યા તો તેવા માર્ગે ત્યાં ઘેરાઇ જતું આપણું લશકર તે ગુપચુપ બાહેર કાઢી લઇ જઇ શકતો હોય. આ માર્ગેજ એક વખ્ત મોટો શાહ ખુશરો પરવેજ પેલા તેના મોટા હરીફ બેહેરામ ચોબીનના સપાટામાંથી બચીને છેક રૂમના કયસરને મળવા જવા સારૂ આશાન માર્ગે મેળાયો હતો. બલ્ખબામીના છુપા માર્ગ કંઇક મોટ મોટાં ઇરાનના શેહેરોના મેહલોને જોડાયા છે. જે કોઇ રાજદરબારી શખ્સ તેવા માર્ગથી માહીતગાર હોય તો જ્યારે પણ ચાહે ત્યારે એક શેહેરથી બીજે શેહેર આવી પોતાના રાજદ્વારી કામ નકી કરી પોતાને અસલ મકાને ચાલ્યો જાય અને તેની કશી પણ ખબર બીજાં મથકે કે કોઇ આદમીને પડે નહીં. એવા છુપા માર્ગથી હાલના આપણા જમાનામાં જો કોઇ જાણીતો હોય તો તે એક કુલે ઇરાનનો વડો દસ્તુર દાદજ હોય. તે છુપા પાદશાહી તરતીબવાલા જમીન ભીત્તરના માર્ગથી દસ્તુરાન દસ્તુર દાદ બેશક જાણીતો હોવોજ જોઇયે, કેમકે છેલા ઇરાનના શાહ યજદજર્દની કમનસીબીમાં દસ્તુર દાદ ઘણાક પુરાતન ઇરાનના શેહેરોના હાકમોને એવી કરામતી ઢપે મલ્યો, ને લશ્કર લાવી શકયો કે તે માટેની તેની તૈયારી જાહેરમાં કોઇ મથકે, મકાને કીલ્લે કે શેહેરે થઇ હતી નહીં. એ સાહદત આજપણ ઇરાનના બાબમાં વફાદાર રહેલા તમામ દીલાવરોથી મળે છે. અને આ પણ બનવાજોગ છે, કે જ્યારે તે નામદાર બલ્ખનો કબજો લેવા

કહે છે ત્યારે તે કબજાથી ઇરાન માટે કોઇ સંગીન લાભ ઉપજાવ-વામાં તે પુર દ્રઢ હોવો જોઇએ. વખતે તે પોતે બલ્ખના કબજા પછી આપણી ખાનગી દરબાર દરમ્યાન કોઇ અજમતી કરામત મીસાલે દેખાવ દે તો શું તેમાં કાંઇ મુશ્કેલ છે? મ્હારા જેહાનશીન શાહ, બલ્ખના કબજામાં આપણા નસીબા માટે એક એવી સવલ પડતી આગાહી મને થાય છે કે જો ઇરાનના આપણે આગલા આપણા નામ-દાર ન્યાગાનો મીસાલે માલેક ને શાહ થવાના હોઇએ તો તે નસીબો નવાજવાને બલ્ખબામી જેવાં પુરાણાં ઇરાની પાયતખ્ત શેહેરની સર-જમીનજ ભાગ્યશાલી નીવડે. બીજો મને એ અજમાયશનો ખ્યાલ આવે છે કે બલ્ખબામીનો કીલ્લો જેવો સઘળી ઇરાની ને ઇસ્લામી આલમ ઉપર ટપકેથી ઓરસ્તવાર સમજતી નથી તેવો દસ્તુરાન દસ્તુર દાદ પુરતો તકાવર સમજતો જણાય છે, અને ત્યાંના મોટાં લશકરની ખાધ ખોરાકીનો વીચાર એક જેહાન જોઇ વળેલો બાહોશ ઇરાની બુઝર્ગ કે જેની દરેક પળ ઇરાનને દીનદુશ્મન ઇસ્લામીની તાબેદારી ને તલવાર-માંથી કેમ છોડવવું તેજ ખ્યાલમાં ગુજરે છે, તેના નામદારના મનથી ખસી જાય? એવો સેહેજ પણ વેહેમ લાવવો તે તેની મોટી ને પાકટ ગણત્રી ને આપઅખત્યારી ને વફાદારીને બેહોરમત કરયા બરાબર છે. બલ્ખનો કબજો લેવો તેમાંજ મ્હારા શાહે ફીરમાને ઇરાન જીતવાનો પાયો નાખેલો જાણવો.'

---

## બાબ ૨૬ મો.

**સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન શાહે કીરમાનને બલ્ખ માટેની સલાહ ઉપર અમલ કરવા કહેછ, તે શાહે કીરમાનને પસંદ નથી. ખલીફ ઓમરનું એલચી ખાતું.**

હક છે મ્હારો તમામ પણ ઇન્સાફ નથી,
તકદીર આગળ તદબીરની તુટીજ ગતી.
જ્યાં પ્યાર ત્યાં આશકનીજ હોય જંગ,
આશકને આશકીજ ઉસ્તાદીનો રંગ.
તે હોય સાબુત ત્યાં ના ઝગડો, છે સલામ,
સાબુત હોય તો સફૈ, સ્યાણુ ને ઇનામ.
બાકી ઝનુન, જફા, જંગ, જોસ એકેદમ,
તાબેદારી મોહોબતની છે ન્યારો એલમ.

સપેહસાલાર રૂસ્તમ બોલ્યો 'મ્હારા નામદાર શાહે કીરમાન! આપણા બુઝર્ગ વજીર બેહેરામની દુરઅંદેશી ઉપર પુરતું વજન આપવું જોઇએ, એવી રવેસ તે નામદારે બલ્ખના કબજાની બાતેન બોલી છે. અવ્વલ મને પણ દસ્તુરાન દસ્તુર દાદની તકરાર ને તર્ક ઉપર બીલકુલ ઇતબાર પડયો નહીં, પણ જ્યારે પાદશાહાતના સંભાળનારા વજીર બેહરામ જેવા દાનેશમંદની ખાનગી બાતમી દરમ્યાન મેં મ્હારાં મગજને દાખલ કરયું ત્યારે મને મ્હારા મરહુમ પેદર સપેહસાલારોના સપેસાલાર નામદાર ફીરૂજાનને ઘણી વખતે એકાંતમાં બોલાઇ ગયલો ઇશારો સમજ પડે છે. જ્યારે છેલ્લી પાયમાલી લાવનારી જંગમાં ઇસ્લામના ઘણાજ જોરાવર લશકરને લડાઇના મેદાનમાં આબાદ બાજી માફક સફ સમારી ઉભું કરીને જંગ ચલાવનાર મોટા આરબ સરદાર નુમાનને મ્હારા જંગી પેદરના એક ખદંગી તીરે તદન મરણતોલ કરી તે ખુનખાર મેદાનમાં નાખ્યો, ત્યારે જે ઝહનુન ને જોસ્સાથી આરબ લશકરે આપણાં ઇરાની લશ-

ઉપર હોમલો કરયો, તે એક લડાઇના મેદાનમાં એવો આફતનાક હોમલો થયો કે તે જંગ દરમ્યાન કોઇપણ ઇરાની સીપાહની ઉભું રેહવાની હીંમત તુટી ગઇ. આપણા ઘણા જબરા ને લડાઇને રંગરા-મશની મીસાલે જાણનારા દલેર સરદારોએ પોતાનાં લશકરને બની તેટલી હીંમત ને ઉલટ આપી. તે હીંમત ને ઉલટ આપવામાં જાતે સરદારો એક અદના પ્યાદા મીસાલે દુશ્મનોના મેદાનમાં નીકળ્યા અને હજારનો ઘાન કાઢીને એક એક ખપવા લાગો પણ જે હીંમતે એકવાર શીકસ્ત ખાધી તે હીંમત ફરી ઇરાની લશ્કરના સીનામાં આવી નહીં, અને હકનાહક હજારો શમશેરબાજો દુશ્મનના દસ્તથી કલમ મીસાલે કતલ થઇ ગયા. તે જંગમાં મ્હારા જંગી પેદર સાથ હું પોતે દુશ્મનો ઉપર મોતનો મારો ચલાવ્યામાં હાજર હતો. જ્યારે તે જંગમાં કંઇ કરતાં ઇરાની સીપાહ ફરીને હીંમત પકડીને પોતાના કમનસીબ શાહનો મદદગાર રહ્યો નહીં, ત્યારે મ્હારો પેદર પાંચ હજાર માહ ચુનંદા ઇરાની પેહેલવાનોના લશકર સાથ જીતની ખુમારમાં ગરક ગયલા ઝનુની દીન દુશ્મનોથી હટી જઇ ખુશરો આબાદના મેદાનમાં ચારે બાજુ ચર ખોડાવી છાવણી નાખી પડયો. મતલબ માત્ર એટલીજ કે બીજી વખત પોતાના પેહેલવાની લશકર સાથ દીન દુશ્મનો સાથ જંગનું મેદાન ગજાવતાં બહુ મોઘી કીંમતે પોતાના જાનનો સદકો પોતાના વતન ઇરાનને કરવો. આ વખતે તે છાવણીમાં મ્હારો જોરેમંદ પણ બીલકુલ નીરાશ થયલો પેદર સપેસાલાર ફીરૂજાન જંગ હારયાની નામોશીથી તદન તન બદન ને શીકલે ફેરવઇ જઇ એક દીવાના જેવો ત્યાં ખુલ્લી જમીન ઉપર ગગરી પડયો. આ વખત હું તે વતન હારીને મોત કાંઠે બબડતા પેદર પાસ આજેજી ને અર્જ કરતો પડયો હતો. ત્યાં હું જે બોલતો તે તે નામદાર બીલકુલ સાંભલતોજ નહીં. તે વખતે મેં તે મોટા સપેહસાલારને આ સખુનો બબડતાં સાંભળ્યો 'અરે આજ હું બલ્ખના છુપા પાતાળ માર્ગ જાણુતો હતે તો જંગી દાદ મીસાલે આવતા વખત માટે હું પોતાને દીનદુશ્મનોના જંગ દરમ્યાન બીનફોક-

ટમાં કપાઇ ગયા કરતાં બચાવી કોઇ ફાવતા વખતે ફાવતે દાવે મ્હારી ખોહેલી નામદારી મેલવતે ને ગુમાવેલી રોશનીને ફરી હાંસલ કરતે.' આ સખુનોના ભેદનો ખુલાસો મને આજે મોટા દાનાવ વજીર બેહરામથી થાય છે. નામદાર શાહ આપણે ગમે એવા જોખમે આપણા પાયતખ્ત બલ્ખનો કબજો લેવો જોઇયે. હું પોતે આ મેદાનમાં દીનદુશ્મનોની જંગનો જવાબ આપવા ફકત દસ હજાર શેર મીસાલના જબરદસ્ત લશકર સાથ છાવણી નાખી પડયો રેહું છું. શાહ, બલ્ખ ઉપર જે રાહે ને તદબીરે દસ્તુરાન દાદે દુરઅંદેશીથી ધસી જવા કહ્યું છે, તેમ કરવું. બલ્ખમાં દાખલ થયાની ખબર મને છુપી મળશે ત્યારે હું તમો જેહાનશીન શાહની તદબીરે બલ્ખની રાહ એખત્યાર કરીશ.'

સપેહસાલાર રૂસ્તમને સાંભળી શાહે ફીરમાને પોતાનો મમ જણાવ્યો 'મ્હારા નામદાર શાહજાદાઓ, વજીરો ને સપેહસાલારો, એક શેહેરને ને કીલ્લામાં કબજ થઇને દુશ્મનો સામે લડાઇ કયારે ચલાવયામાં દાનાઇ હોય કે જ્યારે આપણે જંગને નકામી લંબાવી હરીફોને કંટાળમાં નાખવા ચાહતા હોઇયે ત્યારે, પણ તેવો વીચાર મ્હારો નહીં. તેવી રૂપે મેં એ જંગની સરદારી પણ લીધી નથી. દીન દુશ્મનો ઉપર મ્હારો હોમલો લઇ જવાની મુખ્ય મતલબ એક જબરા ફટકાથી મજહબ મુદઇઓનો સમુલો ધાણ કાઢી નાખી તેની તારાજી કરવી. જ્યાંલગી વતનનો જોશ, વતનનું તેજ ને વતનની મોહબત ને વતનીઓની વફાદારી જીવતી છે, ત્યાંલગી એ રોશન થયલી ઉમેદ ને મસ્ત થયલી મરદાનગીમાં મુદઇઓનાં સર ઉપર એક જબરો જંગી ધુજારો વરસાવનારી જંગ લઇ જવી ને તેની જીતનું અમર ફળ ચાખવું.'

શાહે ફીરમાન આ મત જાહેર કરી રહ્યો કે તેની નેધાહ મસલહતધાના ચોકી કરનારા પેહેલવાન ઉપર ઉપડી કે તે બેશુમાર શીતાબીથી જનાબ હાજર થવાને દોડતો આવે છે ને ઝડપમાં કદમ બોશી કરવા જાય છે, તેને તેમ કરવાનો તેવો કશો આવકાશ આપ્યા વિના શાહે પુછયું 'કેમ મ્હારા નામદાર પેહેલવાન! એટલી ઝડપનો શો સબબ?'

પેહેલવાન પોતાના શાહને સાંભળી હજાર તનથી ફીદા થઇને બોલ્યો 'જેહાનનશીન, ખલીફ ઓમર તરફથી દસ બુઝર્ગોનું એલચી ખાતું આવ્યું છે, તે મુલાકાત ચાહે છે. તેઓ કહે છે કે અમારા ખલીફે શાહે કીરમાનને મોહબ્બત ને એખલાસનો પેગામ રવાના કર્યો છે. હોકમ ચાહે છે તાબેદાર.'

શાહે કીરમાને ચોકીદાર પહેલવાનથી ખલીફ ઓમર તરફનું એલચી ખાતું આવેલું જાણી પોતાના વડા વજીર બેહરામને એસ્તકબાલ લેવા મોકલ્યો. જ્યારે તે એલચી ખાતાંના પીરાનપીર આરબ વજીરો શાહે કીરમાન હજુર આવ્યા, ત્યારે શાહે તે એલચીખાતાંને ઘટતા આવકાર ને મદારતથી પોતાની દરબારમાં ઉંચી પદવી આપી. શાહે કીરમાનની પાદશાહી મદારતથી આરબ એલચી ખાતું ઘણું ખુશ થયું. પછી પોતાના મોટા ખલીફ ઓમરનો પેગામ પાદશાહી રાહો રસમ મુવાફેક તાજીમ તવાજોથી તે પીરાનપીર આરબોએ શાહે કીરમાન સામે ધર્યો.

---

## બાબ ૨૭ મો.

### ખલીફ ઓમરનું મોકલેલું એલચીખાતું શાહે કીરમાનની તારીફ કરે છે ને મજહબ ખાતર પોતાના મુલક ને વતનની પાયામાલી નહીં કરવા સારૂ સલાહ આપે છે.

અમને નથી તરસ તમારાં લોહીની,
યા નથી ચાહ નામદારી લુટવી કોઇની.
અમને ઉમેદ, કરયે ઇસ્લામનો ફેલાવ,
મહજબ ફેલાવા માટે દેશો દરયાવ.
ઝેમત ખેંચવાને નહીં ડરનાર લગાર,
ઇસ્લામ થા નહીં તો સર ત્હારૂં સંભાલ !

આરબ બુઝર્ગો શાહે કીરમાનની મદારત ને મરૂવતથી છક થઇ ગયા. તેની ઇજત ને પાદશાહી તાજીમ તવાજોની ઢપ છપ જોઇને તો

તેઓ તે ઉપર ગોયા ફીદાજ બન્યા. એલચીખાતાંનો વડો પીરાનપીર જે આરબોની શાહાનશાહતમાં ફક્ત ખલીફ ઓમરથી ઉતરતી ઇજ્જત ને મરતબો ધરાવતો, તે જેહાનનો પુરાણો શખ્સ પાદશાહી દબદબાથી શાહે કીરમાનની દરબારમાં સખુનોનો વરસાદ વરસાવતો હોય એવો વીજળી મીસાલ ઝબાન ચલાવી રહ્યો. તે તવાજોથી સર નમાવી બોલ્યો 'જેહાનના નવા નવજવાન શાહ, તમો નામદારની જંગ ને જવાંમરદીને હું મુબારકબાદી આપું અગરજો તે જવાંમરદી અમારા જેહાનને જીતનારા ખલીફ ઓમરના પેગામને ખુબ બારીકીથી તપાસીને એકમત થાય. આજે જુના જમાનાની જુની રાહ રસમો ને મજહબો ઉપર નવા જમાનાની નવી રાહ રસમો ને મજહબ ગાલેબ છે તે મીસાલ, આ ઉપરથી સાબેત છે જેમ પીર થયલા પેદર પાછલ પેસર તેનો વારસ ઠરે છે. મજહબ ખાતર મુલકને તારાજ કરવો એ બેશક દુરઅંદેશનું કામ નથી. પોતાની ખાસ મતલબ ખાતર ખલકનો ધાન વાલવો ને સેંકડો સાલનો ચાલતો આવેલો પાદશાહી અખત્યાર મેલી દેવાની દેવાનગી ધરવી, એ ચાલ પોતાની પાદશાહત તથા ખલકને અદલ ઇન્સાફથી આબાદ કરનારા હાકમની હોય નહીં. તમો નામદાર શાહ, ગોયા આફતાબી નુરના તમારા મોટા ન્યાગાન શાહાનશાહ ખુશરો પરવેઝની પેશાનીનો ઝલકાટ ધરાવતા જણાવો છો. તમારી પારકી પાદશાહાતના એલચીઓને ઇજ્જત ને આબરૂ ભરેલો આવકાર દેવાની ચાલથી અમો તમામ એલચીખાતાંના આવનારાઓનાં દીલ ખુશાલ થયાં છે. શાહ ! અગર તમો પાદશાહી તખ્તનો નસીબો ધરાવનાર અમારા ખલીફાની દોસ્તીનો પેગામ કબુલ રાખશો તો તમો નામદાર તમારા સાસાન્યાન શાહાનશાહના તખ્ત ઉપર કાયમ થશો. તમારો હોકમ સારી ઇરાન સરજમીન ઉપર તમારૂં નામ આશકાર કરતો ધીકી રહેશે, એક સેજ હરખત થનારી બીના ઉપર તમો ઇરાન તખ્તના ઉમેદવાર દુરઅંદેશીથી ગોર કરીને અમારી સલાહ મુવાફેક કદમ ભરશો તો ઇરાનની તમામ ખલકમાં આબાદી ને તનદરોસ્તી ફેલાવશો. દીન દુશ્મનાઇનું નામ નાબુદ થશે જો તમો નામ

દાર તમારી તકલીદી જીકરનો પાયો તદ્દન પાયામાલ થયલો જોશો તો. પછી આપણી બન્ને આરબ ને ઇરાની ખલકત વચ્ચે કીનો હોય કયાંનો ને મમત ને જુદાઇનું નામ રહે કેમ? અમારો ખલીફ તો તમો નામદાર શાહની મોહબત ને એખલાસનો ઉમેદવાર છે. તેનો ઇનકાર કરવો કે તેની મંજુરયાત આપવી એ કાબુ તમો નામદાર શાહના હાથમાં છે. અમારા પેગામની જુજ સતરો છે, તે ઉપર કબુલ મંજુરનો શેરો ખેંચો ને સઘળો રખણો નાબુદ કરો. તમો નામદાર અમારા ખલીફનો પેગામ ને કરાર કબુલ રાખો તો તે નામદારોના નામદાર ખલીફ ઓમરનું એલચીખાતું, જેમાં અમો તમામ તેના ફરમાનબરદારો હાજર છીયે તે એખલાસની ઇધાણી તરીકે તમો નામદારને શાહે ઇરાનનો એલકાબ નવાજીશ કરીને કદમબોશી કરવા ને નમવા સારૂ તૈયાર ઉભા છીયે."

શાહે કીરમાને તે આરબ પીરાનપીરોનું એલચીખાતું જોયું ને તેના સરનશીનને સાંભળી શીતાબ ખલીફનું બાતેન સમજી ગયો. દસ્તુરાન દસ્તુર દાદથી મસલહત મળી હતી તેમ તે શાહે એલચીખાતાંને ઉડાવામાંજ હાલતરત તો ઇરાન ને ઇરાનીઓના હકમાં બેહદ ફાયદો જોયો. વળી દસ્તુરાન દતુર દાદની મળેલી સલાહ ઉપર કાંઇ નકકી અમલ થયો હતો નહીં કે શાહે કીરમાન આ કે તે પારનું જે તે રમખાણ મચાવી લેવા વાલો જવાબ દે? શાહે કીરમાને એલચીખાતાંના પીરાનપીરોના છેક સીનામાં પેસી જઇ તેઓની હદથી જાદા ચાપલુસીનો તમામ ભેદ મેળવી દીધો. શાહે કીરમાન એવો તો બાહોશ હતો કે સામા શખ્સના સીનામાં ઉતરીને તેઓના મનની બાતમી કયા ઇરાદા ઉપર રચાઇ છે, તે ફકત તેઓના બે ચાર સખુનોની હાર સાંભળતાંજ તે સમજવામાં ફાવી જતો હતો. વળી જે જંગી ને જુવાન છતાં બુઝર્ગોને તાજુબીમાં નાખે તેવો દુરઅંદેશ ને દાનાવ ને સખુનનો રાસ્ત, તે પાસ પુર મતલબ ને કાવાદાવાના ભરેલા ખલીફ ઓમરના મીંઢા ને કલેજાંફરૂશ આરબ રાજદરબારીઓ ને અમલદારો ઘડીભર ટકાવ તો શું કરી શકે પણ એક દમ પણ ખેંચી શકે નહીં, મગર જમાનોજ

ઉલટાયો હતો અને સરજમીનોના નસીબામાં મોટા ફેરફારનો સંજોગ ઉઠયો હતો, ત્યાં એવા ખુણે વસીને ખુણે ચસી રેહનારા જંગલીઓ જંગ ને જર ને જોરના માલેક થઇ નીકળ્યા હતા. શાહે ફીરમાને પણ ખલીફ ઓમરના એલચીખાતાંને અચ્છી રીતે ઉડાવ્યું. તે નામદાર શાહ બોલ્યો "જેહાનને ઉઠલ પાઠલ કરનાર ખલીફ ઓમરે જે મ્હારી ઉપર પોતાનું એલચીખાતું રવાના કરીને મ્હારી મોહબત ચાહી છે અને મને ઇજત આબરૂ બક્ષી છે, તે માટેની મ્હારી ખુશાલી તે નામદારને જણાવવી. હું ઘણોજ ખુશ છું કે ખલીફ તર્ફના એલચીખાતામાં તમો જેવા જેહાનની શર્દ ગર્મ જોઇ વળેલા પીરાનપીરોને પસંદ કરયામાં આવ્યા છે. નામદાર એલચીઓ, મેં તમારા દીલનો ઇન્તેખાબ જાણ્યો છે અને આ તમારા ખલીફનો પેગામ રાખ્યો છે. એ હું મ્હારા પાદશાહાત ચલાવનારા દાનાવ વજીરો ને સપેહસાલારો સાથ વાંચી ખુબ ગોર કરીશ. તમો નામદારના જણાવ્યા મુવાફેક તો એ દરમ્યાન કોઇ એવી કલમ હશે નહીં કે જેથી મારા જીગરનો જોસ ઉછલે ને મગજને બોજો થાય, તો હું ખાતરજમાં છું કે મારા દુરઅંદેશ દાનાવો તમારા ખલીફના પેગામનો લાયક એખલાસ ભરેલો જવાબ, તમો નામદાર એલચીખાતાંને મ્હારી સનમુખ બોલાવી દસ્ત બાદસ્ત સપોર્દ કરશે. મને ઉમેદ છે કે તમારા નામવર ખલીફના પેગામ ઉપર મને સબર ને દાનેશથી વીચાર કરવાને પંદર દીવસની મુદત આપવાને રાજી થશો."

શાહે ફીરમાનની આ શીરીન જબાન ને એખલાસની માગણીથી ખલીફ ઓમરનું એલચીખાતું પોતાનું શું એક કામ આબાદ ઉતર્યું હોય તેવી મુબારકબાદી માનતું ઉઠયું. એલચીખાતાંએ શાહે ફીરમાનની માંગેલી મુદત લગી પોતાના લશકરની છાવણીમાં થોભવાની કબુલાત આપી પછી પણ જ્યારે શાહે ફીરમાન તે એલચીખાતાંને બોલાવી જવાબ આપે ત્યાંલગી એલચીખાતાંએ સબર પકડવાને કશી આનાકાની કરી નહીં. એલચીખાતાંએ વીદાય થવા તવાજો બજાવ્યો, ત્યારે શાહે ફીરમાને પણ તખ્ત ઉપરથી સેજ ઉઠીને જાહેરમાં દીલ લોભાવનારો આવ-

કાર દીધો. પણ તે એલચીખાતાંને છાવણીના નાંકા લગી મેલવાને તે નામદારે પોતાના સઘળા વજીરો ને સપેહસાલારોને હોકમ ફરમાવ્યો. માત્ર તે મેળાવડામાં એક મોટો ઇરાની સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન સામેલ થયો હતો નહીં; જે સાથ શાહે કીરમાન ઘણીજ મોહબતથી ખલીફના બંધ પેગામ ઉપર તરેહવાર અટકળો કરતો હતો.

---

## બાબ ૨૮ મો.

**વજીર બેહરામે ખલીફનો પેગામ ખોલી વાંચ્યો તે સાંભળી શાહે કીરમાન દમ બાંધીને હસ્યો પણ તેની દરબારના દીલ ગોયા આતશના દરયાવ મીસાલ તપી ગયાં.**

ઉમેદમાં ખીલી ખીલી ઉમેદમાંજ કરમાઉં,
મનમાં મોજ મીશ્લ મસ માહેતમ ઉઠે;
ના ઠરૂં યા ઠરૂં, ના જાણું યા જાણું,
અમ્બર કેમ યાર, હીન એરન્ડો નીવડે?
લાભમાં ના લાભ, ના લાભમાં છે લાભ!
જંગમાં જાય જાન, બીન જંગ જીવ રખડે.
પલનો ભરોશો કયાં, છે જીવન પવનનું;
ઉઠાવશે કયાં સપાટો સેજ સરજત વડે.

જ્યારે ખલીફનું એલચીખાતું છાવણીથી બહુ દુર ગયું અને ચોકીદાર પેહલવાનથી પુર ખાતરી મળી કે છાવણી આસપાસ કોઇ દીન દુશ્મન કે જાસુસ કે ભેદુ નથી. તંબુ આસપાસ સો વાર લગી કોઇ ઇરાની સીપાહનો ઓળો પણ પડતો નથી તો પછી મુદઇ તો કયાંથી હોય? વળી શાહે કીરમાનની આસપાસ જેઓ દરબાર ભરી બેઠા છે, તેમાંનો દરેક શખ્સ ગોયા આ જંગનો પાયોજ હોય તેવા વફાદાર, રાસ્ત ને પોતાના વતનનાજ નામ ઉપર જાન ફેશાન થનારો.

તેવા મોટા ને ખરા ઇરાની નામદારો વચ્ચે વજીર બેહેરામે શાહે ફીરમાનના હોકમથી ખલીફ ઓમરનું પેગામનામું ઉખેડયું.

આ નામામાં ખુદા ને પયમબરની સીફતમાં દમ બાંધીને લખ્યામાં આવ્યું હતું, જે તમામ સીફત ફકત આરબસ્તાનનો અલ્લાહને રસુલ ધરાવતો હોય અને બીજી તમામ આલમનો કાંઇ ખુદા કે પયમબર હોય નહીં એવી મગરૂરી ને મસ્ત શેખાઇ વાપરવાને ખલીફ ભુલ્યો હતો નહીં. પછી વળી ઇસ્લામનો વડો તેથી પણ જ્યાદા મગરૂરીથી પોતાની સલાહ આપી સુલેહની કલમો જણાવવા લાગો. આ કલમોમાં અગર આ કલમ હતે નહીં તો તે તમામ કલમ ને કરારો શાહે ફીરમાનને કબુલ રાખવામાં હાલનો વખ્ત બજીદ થતે, પણ આ એક શેરો 'ઇસ્લામ મજહબ કબુલ રાખીને ઇરાનના તખ્તપર બીરાજવું ને તમામ ઇસ્લામી જંગ દરમ્યાન લશકરની મદદ મોકલવી,' આ કલમ ને કરાર એવો હતો કે જ્યાંલગી એક પણ રાસ્ત ને ઇમાનદાર ઇરાનીના દીલમાં જાન હોય ત્યાંલગી તો તે સાંભળવાને પણ મોટું અપમાન થયલું સમજે એજ કલમ ને કરારે ઇરાનના છેલા જરથોસ્તી શાહાનશાહ યજદેજર્દની કારકીરદી ખતમ કરી હતી.

એક બીજી કલમ પણ ઇરાન જેવી મોટી શાહાનશાહતને કમ હલકું પાડનાર હતી નહીં, કે ઇસ્લામ મજહબ કબુલ રાખ્યા પછી ઇરાનની પાદશાહાત ખલીફને જજીયાની રકમ જેમ બીજાં તાબે થયલાં મુલકોના હાકમો ભરે છે તેમ દર સાલ ભરી જાય. તેમાં કશી ખામી થાય તો આરબ લશકરની ચઢાઇ આવવાને વીલંબ લાગનાર નહીં ! આ કલમ સાંભળીને શાહે ફીરમાન, ખલીફ ઓમરની અકલ ઉપર હસવા લાગો. તે નામદાર પોતાના અમીરો ને સપેહસાલારો દરમ્યાન બોલ્યો, "જ્યાં છે ત્યાં એ જંગલી આરબની હેમકાઇની હદ હશે નહીં. તેને એટલી પણ ખબર હશે નહીં કે એવી કલમ એક ખરા ને જંગી ઇરાનીને લખી સલાહની ઉમેદ બાંધવામાં તે પોતાની કોમની ને તમામ ઇસ્લામી ખલકની મજાક મશકરી કરે છે ? શું તે ખલીફ પોતાનેજ

પુરો બાહોશ ને દાવપેજયો સમજતો હશે ને બીજા સઘળા જેહાનના પાદશાહોને બેહોશ ને ભોલાજ સમજતો હશે? અથવા શું તેનાજ લશકરમાં લડાયકો છે ને બીજા લશકરમાં લોંકડીઓ છે? મને સમજ નથી પડતી કે એવું નાસજાવર લખીને એ ખલીફ હાલના આપણા જંગના હીંગામમાં પોતાની બાજી સંભાળી લેવામાં કેઇ હોસ્યારી ને અંદેશો ચલાવતો હશે? બેશક તે છેક પીરાનપીર થયામાં આપણી કદીમ જાહોજલાલી ને જોર ઉપરથી તેની યાદદાસ્ત બીલકુલ ખીસી ગઇ છે, તેથી તે એવી બેહુંદી કલમ ને કરારો લખીને પોતાના મનની ગણત્રી મુવાફેક સુલેહના શીતારાને રોશન થયલો જોવાના ખાબમાં બેઠો છે. આપણને તો તેની એવી કલમ ને કરારનો ખાબ જોવા દેવાની પુરતી સબર ભરેલો વખ્ત આપવો જોઇએ અને જે મસલહત આપણા હકમાં બેહતર તે અમલમાં મેલવાને ખાતરી ભરેલાં કદમ ભરવાં જોઇએ." આ બોલતાં બોલતાં તે નામદાર ખલીફની લોભી અકકલ ઉપર એટલો હસવા લાગો કે વજીર બેહરામ ને સપહેસાલાર રૂસ્તમ જેવાં પણ તાજુબ થઇ ગયા. શાહની ચાલ તેના વફાદાર શરીકોને નાપસંદ પડી તેઓમાંથી એક શાહજાદો રામચોબીન બોલ્યો "આપણે આ પેગામને વાંચ્યાં વગરજ બંધનો બંધ બાળી નાખવો સજાવર હતો. તે મોટો દીનદુશ્મન આપણને આપણી જીતના મુબારક હીંગામમાં આપણા મોહડાં લગી ખાસ પોતાના કાવાબાજ પીરાનપીરોને રવાના કરીને બેહોરમતી આપવાને હીંમત ચલાવી શકયો છે. ખલીફ ઓમર બેહોશ નથી પણ પુર ને પકકો હોસ્યાર છે, કે તે મુદદઇ આરબે આપણને પોતાના એવા અપમાન કરનારા પેગામનામાંથી એવા ઉશ્કેરવા ચાહ્યા છે કે યાહોમ આંખ વીચીને આપણે હાલ જે હાલતમાં છીયે તે હાલતેજ જંગના મેદાનમાં ઝોંકાવ્યે પછી તે દુરઅંદેશ ખલીફે મોકલેલું નવું લશકર એક બાજુ, બીજી બાજુ મોસલનું કુચ કરી આવેલું લશકર, ત્રીજી બાજુથી બલ્ખ દરમ્યાનનું લશકર નીકલી આવતુંજ હશે તે અને ચોથી બાજુ વળી બીજું કોઇ કમી-

ગાહ કરી બેસાડેલુ' લશકર નહીં હોય એમ બનેજ કેમ? એટલે આપણે આપણા આંધળા ઝહનુનમાં આવી તનમાં જાન લગી લડી મરયે અને પછી કયો તેજ ઇરાની રહે કે ઇરાનની જરથોસ્તી દીન જળવાય? એ રીતે ઇરાની આલમનો અ'ત આવે એવો દુરઅ'દેશ તર્ક ચલાવ્યો છે.”

શાહજાદા રામચોબીનને સાંભળી સપેહસાલાર રૂસ્તમ ઘણાજ ગ'ભીર ચેહેરે ને મજબુત જીગરે પોકાર્યો

“ઓ શાહે ફીરમાન આપણી તમામ ઇરાની આલમને ખલીફ્ ઓમરે પેગામનામુ' લખીને બેશક એવી ક'ગાળ બેહોરમતી ને નામોશી દરમ્યાન ફસાવવાની તરતીબ રચી છે, કે અગર એ બુરી લાલચ ઉપર કોઇ બીજો શાહાનશાહી તોખમનો બેફામ શાહજાદો પોતાનો મહજબ તજી દઇ ઇસ્લામી મહજબ અખત્યાર કરવા માહે સર ઝોકાવે તો આપણી કદીમથી ચાલતી આવેલી આપઅખત્યારીનો શીહા નસીબો બની જાય અને તેવા લાલચને તાબે થનારા કોઇ શાહાનશાહી તુખ-મીને ઇરાની આલમમાંથી પ'ચર'ગી તોખમનાઓનુ' લશકર પણ મળી આવે તો આ પેગામનામુ' ફાવી જઇ બાકી રહેલી ઇરાની આલમની એવી તો પાયામાલી કરે કે તદન આપણી કદીમ કોમનો અ'ત આવ્યોજ જાણવો. મારો તો નકી આ વીચાર ચોકસ સમજ ઉપર ગોઠવાય છે કે આપણે એ પેગામનામાનુ'જ બાહાનું લઇ શીતાબીથી આપણી સમશેરો મ્યાન બાહેર ખે'ચીને આ મેદાનમાં મહજબ મુદઇ-ઓના મસ્તાન મગજને મજબુત દસ્ત દેખાડવો જોઇએ કે ફરી કોઇ પણ ઇસ્લામ દીનદાર ઇરાની સામે એવી બેઅદબી કરવાને દલેર દીલથી બાહેર પડવાની હીંમત વટીક કરે નહીં.”

સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન આદરબીજાનના તમામ ઇરાની લશકરનો વડો હતો, જે ઉપર ઇરાનની શાહજાદી ગુલશીરીનાનો નસીબો રોશન થવાની મોટી ઉમેદ રખાઇ હતી, તેના આ જોસાદાર સખુનોથી ત્યાં બીરાજેલા જેહાનના અજમાયશીઓના દીલમાં દેહશત

બેઠી કે અગર એ મોટો સપેહસાલાર હાલના જુસ્સાથી પોતાના લશકર સાથ મળી જઇ દુશ્મનો સામે કામ લેશે તો ઇરાની રોશન રોજ તદ્દન શીહા રોજમાં ફેરવી નાખશે. વજીર બેહરામ તો સપેહ-સાલાર રૂસ્તમ પોતાની ઝબાનને કાબુમાં રાખે તે ચેતાવવા માટે ત્રણ વખ્ત વચે ઉઠી ઉભો થયો પણ તે આગળા નામદાર ઈરાનીઓનું લોહી ધરાવનારો શમશેરબાજ જંગી પોતાની જબાનને ખામોશ રાખી શકયો નહીં, પણ ઉલટી જ્યાદા ને જ્યાદા હદ ઓળંગીને કીનાના આતશના શોહેલા ફુકવા લાગો, એથી જેવો તે પોતાના વીચાર જણાવતો અટકયો કે તે દાનાવ વજીરે તે સપેહસાલારની જોસ્સાદાર ઝબાન ઉપર અફસોસ કરયો. તે બોલ્યો:

"ઓ બાપદાદેથી નામદારી પામેલા વજીરો ને નેક જંગી સપેહ-સાલારો! આ વખત પણ નથી ને જગો પણ નથી કે આપણે આપણા જુસ્સાની ઝબાની ને જુમબેસથી જબાન ચલાવ્યે. આ વખત ને જગો ફકત આપણી બાજી ને બાદશાહાતનો શીહા થયલો રોજ રોશન ને તાબેદાર થતી જતી કોમને આપઅખત્યાર કરવાને જેટલી પણ દાનેશ ને દુરઅંદેશી તેનો દસ્ત પકડીને ફતેહમંદ રાહે ઉતરી ચાલવા સારૂ છે. આ વખત ને જગો ફકત આપણો કદીમ મહજબ જે ઇસ્લામની તલ-વાર ને જુલમથી પાયામાલ થાય છે તે કેમ ફરી તાજી થઇ કાયમ રહે એ મસલહત કરવાનો છે. મ્હારા નામદાર પેહેલવાનો, જંગમાં ઉતરીને દીન દુશ્મનોનો ધાણ કાઢતાં બેજાન થવામાં કયો સાર સમાયો છે? અગર અંદેશો દોડાવશો તો આ સાદો ખુલાસો જણાશે, કે આપણે આ મોટી જેહમત ખેંચીને જે કુફ્રા જેવાં દીન દુશ્મનોનાં મજબુત લશ-કરી મથકને તારાજ કરી નાખ્યું તે લડાઇના મેદાનમાં જાન લઇ જાન આપવા ખાતર નહીં પણ આપણા ન્યાગાનોના કદીમ ઇરાનની પાદશા-હાતને દીન દુશમનો પાસેથી છોડવી લઇ આપણી કદીમ યાદગાર શાહા-નશાહજાદી ગુલશીરીનાને હવાલે કરવી અને નવેસરથી ઇરાની શાહા-નશાહાતનો પાયો નાખીને તે પાદશાહી યાદગાર ચેરાગને મોટા અદલ

શાહાનશાહ નોશેરવાનના પાયતખ્ત દરમ્યાન તખતનશીન કરવી અને તે પછી શાહે કીરમાનની શાદી કયસરે ઇરાન ગુલશીરીના સાથ કરીને ઇરાનને નવેસરથી જેહાન દરમ્યાન સરસાઇ બક્ષવાની બુલંદ ને અમર નામદારી મેલવવી."

દરબારમાં ખલીફના પેગામનામા ઉપર એક ગમથી આદરબીજાનનો મોટો સપેહસાલાર ને બીજી ગમથી કીરમાનનો વડો વજીર ઘણી જબરી હરીફાઇ કરનારી જીકર ઉપર વધી ગયા હતે પણ તેટલાં શાહે કીરમાનનો મોટો ચોકીદાર પેહેલવાન દોડતો આવ્યો તે ઉપર સઘલા નામદારોનું ધ્યાન ખેંચાયું, તો તે પેહેલવાન આગલ ને તેની પાછલ કોઇ ચીનાઇ પોશાક પહરેલો અઘોર શખ્સ, જેની કમર ઉપર જડાવની મુઠવાલી તલવાર આતસ્યા રંગની મ્યાનમાં ખણખણી રહી છે, તે ધીમા કદમથી ચાલ્યો આવતો નજરે પડયો.

---

## બાબ ૨૯ મો.

### ચીનાઇ દરબારમાં રહેલો શાહજાદો શાપુર શાહે કીરમાનને પોતાની મદદ આપવાની અર્જ ગુજારે છે.

ગીર્દાપેજથી ગીર્દાપેજ જાદા થઇ ગયો છું ઓરનો ઓર,
કયાં ગાદીનશીની ને ગીર્દાપેજી, કયાં ઇનસાનજાદો ને ઢોર?
કંઇ સાલ ગુજરયાં ચમનદાર વતનથી ગયો છું ગુજરી યાર,
આજ એક લગાવા દે સપાટો, ઉમેદના દીલનો ચલાવી દોર.
દસ્ત તો પેલોજ છે જે જંગમાં શમશેરથી ચલાવતો કતલ,
પણ અમલ ને ઉલટ ફેરફારમાં અટવૈ ગયો છે જાન અન્મોલ.

પેલા પેહેલવાને જેવી પોતાના શાહની નેગાહ નવા દાખલ થનારા ઉપર પડી કે કુરનસ બજાવી તે પોતાની આગલી જગોએ ચાલ્યો. શાહે કીરમાન તો પોતાની દરબારમાં એક ચીનાને જોઇ તે

શું મતલબ ધરાવતો હશે તેના ખ્યાલમાં પડયો, પણ તેટલાં વઝીર બેહરામે પુછયું, "ઓ ચીન માહચીનના રેહનારા આદમી, તું અમારા શાહ પાસ કઇ મકસદ માટે હાજર થયો છે? તારો ભેદ અગર અમારા કાનને સપુર્દ કરવાને કશી હરકત હોય નહીં તો જણાવવાને ધીલ કરતો ના."

આ રવેશની તપાસ ને જુસ્તેજુ સાંભળી તે ચીનાઇ પોશાક પેહરનારો લગાર મુછમાં હસ્યો પછી પાદશાહી રસમ મુવાફેક સર ઝોકાવી તેણે ઘણુંજ તવાજાથી ખુલાસો કરયો "શાહે ફીરમાન ને તેની દરબારના બીરાજનારાઓ શાહજાદા શાપુરનું નામ સાંભળતાં તેની ઓળખ પામ્યા વગર રેહનાર નથી. જે શાહજાદો દીનદુશ્મનોની છેલ્લી લડાઇમાં છેક અંત લગી લડયા પછી પામી ગયો કે હવે આ જંગમાં જ્યાદા જવાંમરદી તે નાહક જાન ગુમાવ્યાનો સોદો ખરીદ કરવાનું કામ છે, તેથી તેમજ જ્યારે ફીરૂઝાનની છાવણી ઉપર મોતનો વરસાદ વરસ્યો, ત્યારે તે કોઇ બીજા આબાદ વખ્તે જંગમાં પોતાનાં તન ને જાન મોંઘાં વેચવાની ઉમેદે ચીનના મુલકમાં ઉતરી પડયો. ત્યાંની પાદશાહી દરબારમાં હાજર થઇ ચીનના શાહાનશાહને પોતાની પાદશાહાતની પાયામાલીના સમાચાર કહીને રેહેમ ચાહી, તેથી તે નેકનામ શાહાનશાહે ખાસ ઇરાનીઓ તરફની પોતાની મોહબત દેખાડવા સારૂ શાહજાદા શાપુરને પોતાના ચીનાઇ લશકરમાં એક સરદારની જગો આપી જે સરદારીમાં શાહજાદા શાપુરે આજ લગી સર્વે મળી પંદર વર્ષ ગુજારયાં છે, મગર તે પંદર વર્ષમાં તે શાહજાદો પોતાના વતન ઇરાનને પંદર પળ પણ ભુલ્યો નથી. તેનાં મનની મુરાદ એજ માત્ર કે મજહબ મુદઇઓના માથાં ઉડારવાનો એક વખ્ત દાવ મળે તે દાવ અંતે અહુરમજદે બક્ષ્યો, તેથી શાહજાદો શાપુર પોતાના શાહાનશાહની રજા માંગી તથા લશકરની મદદ લઇ તમો નામદાર શાહે ઉઠલાવેલી વતનની જંગમાં સામેલ થવા આવ્યો છે."

આ ખુલાસો સાંભળતાં શાહે ફીરમાનના જીગરમાં પોતાના હમવતનીઓ ઇસ્લામોના જાલમ દોરમાં કેવા ને કેટલા અટવાઇ ગયા છે તેનો

કાંઇ ચોકસ ખ્યાલ આવ્યો. તે નામદારે શીતાબ તખ્ત ઉપરથી ઉતરી પડી શાહજાદા શાપુરને બગલગીરી કરી પછી તેને પોતાના જમણા દસ્ત ઉપર તખ્ત પાસ બેસાડીને તેનું મોટું હેશાન માન્યું. શાહે ફીરમાન તે વખત પોતાના ન્યાગાનના દીલમાં ચીનાઇ પોશાક જોઇ કહેવા લાગો કે "નામદાર બીરાદર આ ચીનાઇ પોશાકથી મ્હારી દરબારમાં આવ્યાથી ઇરાનમાં તમારી યાદ પડી નથી મગર શાહજાદા શાપુરની જવાંમરદીની તારીફમાં આજ પણ સારાં આદરમીજાનમાં તો શું પણ છેક ફીરમાનના ગામડાં વટીકોમાં જરથોસ્તી ઇરાનીઓ બેત ગાય છે. નામદાર શાહજાદા, આજથી હું તમને મ્હારા ખાસ સપહેસાલારોમાં નોંધું છું. મને ઉમેદ છે કે મુદઇઓની હરીફાઇમાં જે જોરેમંદ ઇરાની પેહેલવાનો પોતાને અજીત ખપાવનાર છે તે સંફમાં તમો કાયમ થઇને અમર નામદારી મેળવશો પણ આ ચીનાઇ પોશાક છેક ઇરાનના જુના પાયતખ્ત શેહેર લગી આવી લાગ્યા તોયે તે ઉતારી નાખ્યો નહીં ને પોતાના વતન ને વંશનો ઇરાની પોશાક પેહરયો નહીં યા કોઇ પણ ઇરાનીને ઓળખ પડે તેવું ઇરાની પેહેલવાંનગીરીનું બખ્તર પેહરયું નહીં, તે શું દીન દુશ્મનોથી દેહશત રાખ્યાનો સબબ હશે?"

શાહજાદા શાપુરે આ સવાલ થતાંજ શીતાબ ઉઠી ઉભો થઇ કદીમ અદબ મુવાફકે તે શાહે ફીરમાનને ખુલાસો કરયો "મારા નામદાર શાહે ફીરમાન, પંદર વર્ષ થયાં ઇરાનની ખબરથી જે તેનો વતની બીલકુલ અજાણ્યો રહ્યો હોય, તે અગર, જે પોશાક ને પાદશાહતમાં તે પંદર વર્ષ લગી હૈયાત રહીને પોતાનો કદીમ પોશાક પેહડે તો તેની સલામતી ઉપર કોણને ઇતબાર આવે? આજ જો હું ચીનાઇ પોશાકમાં તનહા નિકળી આવ્યો નહોં હતે તો બલ્ખબામીના કીલ્લા ઉપરના છુટી આવતા એકાદ બે ઝેરી તીરે મને પોતાની ભર ઉમેદમાંજ ત્યાંના મેદાન માહે મુડદું કરી પાડયો હતે અને જંગલી પશુઓના ખોરાકમાં ખપાવ્યો હતે. આ ચીનાઇ પોશાકમાં એમજ પંદર વર્ષ થયાં ચીનાઇ દરબારમાં

પણ બચાવ પામ્યો છું. ત્યાં પણ ઇસ્લામ જાસુસો ને કસરવેજો ઉભાઇ જાય છે તે માત્ર તે મોટા મુલકમાં કોઇ પણ ઇરાનીએ આશરો લીધો હોય તેનો ભેદ જાણવો; પણ તે ઇરાની જાનના પ્યાસા જાસુસો ત્યાં વસી ગયલા ઇરાનીઓનો ચીનાઇ પોશાક હોયાથી બીલકુલ પત્તો પામ્યા નથી. ચીનના શાહાનશાહે પણ ઇસ્લામ તુફાન તેની સરજમીન ઉપર ના ઉલટી પડે, તે માટે સખ્ત હોકમ કરયો હતો કે કોઇ પણ ઇરાનીએ મારી સરજમીન ઉપર કદમ મેલ્યા પછી પોતાનાં તન ઉપર ઇરાની પોશાક રાખવો નહીં.

"શાહે ફીરમાનને બીજી આ ખબર તો હશેજ, કે હાલના ઇસ્લામ લશકરનો વડો સરદાર પેલો હસન, જેણે આપણા છેલા શાહાનશાહ યજદેજર્દને ચીનના શાહાનશાહ ટયટસોગે આપેલા જબરાં લશકર સાથ ફરી ઇરાન લેવા આવતાં સરહદના મેદાનમાં શીકસ્ત આપીને તે કમનસીબ શાહાનશાહની તમામ ઉમેદ તોડી નાખી, તે છે; જે આરબસ્તાનીઓના લશકરમાં ગોયા એક પીલતન જેવો મનાય છે અને જેની શમશેર સામે શેર ટકી શકતો નથી. એ આરબ જંગી એટલો જુલમી ને જંગલી ખવાસનો છે કે જ્યારે તે પોતાના જંગલી ખવાસનાં લશકર સાથ દુશ્મનના મેદાનમાં ઉતરે છે ત્યારે તે એક બચાંને પણ મેહરબાની બક્ષવામાં બખીલ છે. તે લડાઇની ઝુમમાં ગમે એવા બેગુનાહની પણ ગરદન ઉપર શમશેર ચલાવે છે. અહેરેમનમાં મેહેર હશે પણ એ આરબના દીલમાં તેનું એક ટીપું નથી. એવો ખુનખાર ને નાતરસ સરદાર હસન છે. છેલી લડાઇમાં મારે નસીબે તેનો હમનબર્દ થવાની વારી આવી હતી. મારો સારાં ઇરાનમાં તે વખતે હરીફ હતો નહીં, પણ એ હસન મારા પંજાથી જીવતો છટકી જવા પામ્યો."

શાહજાદા શાપુરનો આ તમામ હેવાલ સાંભળીને શાહે ફીરમાને તેને પોતાના એક બુઝર્ગ બીરાદર જેવો ગણવાને કોલ આપ્યો અને દરેક લડાઇમાં તેની સલાહ પુછવાનું માંગી લીધું. શાહે ફીરમાનની તમામ આનગી દરબારે તે નામદાર બુઝર્ગ શાહજાદા સાથ દોસ્તી ને એખલાશ

બાંધ્યો. મામલો હાંતો હાલ આરામ ભરેલો હતો, તેટલાં ત્યાં એક ચેહેલવાને પાદશાહી કુરનસ બજાવી ફરગાનાના પાદશાહ તારખાનનો પેગામ લાવનારને દાખલ કરવાનો હોકમ માંગ્યો.

---

## બાબ ૩૦ મો.

### શાહે કીરમાનની દરબારમાં પાદશાહ તારખાનનો પેગામ.

શીહા સબ સુરત સીનામાં, ભમે છે ભેદ, મોબત, અજલ,
આસ્માનની ધાલ વીંધી, વખત રમે છે દાવ, ટક્કર, અસલ,
ખાલેસ માહતાબ ગોલો પલમાં બદલાય છે રંગ, રજાલ, અવલ,
ખાલેસ તન જંગ બખ્તરબંદ, ગુમ છે જોતાં ખોહી અમલ.
નરેશેર નક્ષ આજ નવજવાંન, કરે છે ઉમેદભર ટલવલ,
ખીલેલું ગુલ વખત નૈ ને ચુની જાય ચીલ ચમન નીર્મલ.

શાહે કીરમાને ફરગાનાના પાદશાહ તારખાનના સરદારને અચ્છો આવકાર દીધો ને સવાલ કરયો 'ઓ સરદાર, તમારી શી મકસદ છે? અને કયા સબબથી તમારા પાદશાહનાં પેગામ સાથ હયાં હાજર થયા છો?' ફરગાનાના પાદશાહનો પેગામ ધરાવનાર સરદારે શીતાબ સર નમાવી કદીમ પાદશાહી રસમ માફક શાહે કીરમાનને ખુલાસો કરયો:

"ઓ નામદારોના નામદાર શાહ, જેહુનથી સીહુન નદીના કીનારેના તરોતાજે મુલક ફરગાનાના જંગી પાદશાહ તારખાનનો હું એક વીશ્વાસુ સરદાર છું. મને મારા જોરેમંદોમાં જોરેમંદ ને પાદશાહોમાં મોટા પાદશાહથી એક પેગામ ઈરાનના મોટા દસ્તુર દાદ ઉપર લઇ જવાને રવાના કરવામાં આવ્યો છે, પણ હું ત્યાં જઇ શકું, તેવા જોરેમંદ જંગીઓ સાથ નીકળ્યો નથી. મને હયાં પડેલાં મોટા આરબ લશકરની બીલકુલ ખબર નહીં. મારા પાદશાહને પણ એ જંગી લશકરની ખબર હોય તેમ જણાતું નથી. અગર એ અખબારની સ્હેજ પણ

પુંક તે નામદાર પાદશાહના કાનને લાગી હતે, તો તે જંગના હીંગામને સારી રવેસે પીછાણનારો પાદશાહ પોતાના સરદારને એક બેશુમાર જોખમ ભરેલા કામમાં છડી સ્વારીથી જીનહાર કુચ કરવા દેતે નહીં. હવે ઓ તખ્તોતાજને જેબ દેનારા નામદાર શાહ! ક્યાં જેહુન ને સીહુન દરમ્યાનનો મુલક ને ક્યાં ઇરાનનું અસલી પાયતખ્ત બલ્ખબામી? સેંકડો ફરસંગ રાહ કાપીને હું હયાં લગી આવેલો મારૂં કામ બજાવ્યા વના મારા પાદશાહ હજુર પાછો ફરૂ છું તો મારૂં સર સલામત નથી રેહતું; યા જો આદરબીજાન દરમ્યાનના દસ્તુરાન દસ્તુર દાદની દરબારમાં પોહોંચવાની દલેરી કરૂં છું તો ઇરાનના હરીફોના હાથમાં સપડાઇ જઇ મારો જાન બરબાદ કરૂં છું ને બીજી મોત કરતાં વધારે નામોશી જે મેળવુ છું તે એ કે મારા જોરેમંદ પાદશાહના ભેદને દુશ્મનોના દીલમાં દાખલ કરૂ છું. આ અજાયબ હાલતમાં હું ફસી પડયો છું. હું ડજન સીપાહો સાથ આવેલો બલ્ખબામીના મેદાનથી તે લગભગ આદરબીજાનની નજદીક લગી દુશ્મનનાં પડેલાં લશકર સાથ કીસ બીસાત કે ખાસ જે નામદાર માટે મારા પાદશાહનો ભેદી પેગામ ઠેરાયો છે, ત્યાં સલામત પોહોચી વળી આબાદ તે નામદારના દસ્તમાં મેલી શકું? એ ખ્યાલમાં હું બલ્ખબામી મેલી આગળ આવતાં ઇરાની લશકરને જોતાં તેઓ દરમ્યાનથી મેં એક નામદારને પોતાનો દોસ્ત કરી લીધો, પણ તે દોસ્ત થાય, તે પહેલાં તેણે મારા કામની માહીતી મેળવી. પછી તે નેક સીપાહ મર્દે મને તમો નામદારોના નામદાર શાહે ફીરમાન હજુર પહોંચીને મારો હેવાલ કહેવાની સલાહ આપી. આ સલાહ ઉપર મને ઇતબાર આવ્યો. મેં મારા પાદશાહની પાદશાહી દરબારમાં ઘણાં સાલ બેકીંમતી પાદશાહી કુનેહ કળાની તદબીરની તાલીમ લીધી છે; તેથી કઇ સલાહ ખાલેશ, આબાદ ને વખતને બેસ્તી તે બાબે અચ્છું મગજ ધરાવું છું. મેં તે મારા ઇરાની દોસ્તથી તેનેથી મળેલી સલાહ ઉપર જીકર લંબાવી. જ્યારે મારી પુરી ખાત્રી થઇ કે ઇરાનના મોટા દસ્તુર દાદ ને તમો નામદારોના નામદાર શાહનાં દીલ એક છે, એટલુંજ નહીં પણ

આ જંગ એક છે, ને આ જંગ એક સાથે એ દરમ્યાન સમાયલી મકસદ પણ એક છે, ત્યારે મને મારા પાદશાહના પેગામ માટે સલાહ લેવાને નામદાર શાહે કીરમાનની દરબારની જમીન ઉપર સર મેલવાને યકીન આવ્યું, તેથી હું હયાં હાજર થયો છું ને દસ્તુરાન દસ્તુર દાદ ઉપરના પેગામ માટે સલાહ ચાહું છું."

ફરગાનાના પાદશાહ તારખાનનો પેગામ ધરાવનાર સરદારની જબાનથી આ હેવાલ સાંભળી શાહે કીરમાન ને તેની તમામ ખાનગી દરબાર તાજુબ થઇ રહી. દુશ્મનનું જબરૂં લશકર છેક હયાંથી તે ત્યાં આદરબીજાનની નજદીકી લગી લંબાયુ છે અને તે દરમ્યાનથી દસ્તુરાન દસ્તુર દાદને કોઇ પણ દોસ્ત પાદશાહાતવાલાની હીલચાલ કે મદદની ખબર પડે નહીં ! એ નવો હેવાલ જાણ્યાથી ત્યાંના હાજર દરેક જંગી ને નામદાર સપેહસાલારોના ચેહરા ઉપર અંદેશાનું વાદળ ફરી વળ્યું. વજીર બેહરામ ખુબ દુરઅંદેશીથી ફરગાનાના પાદશાહનો પેગામ દસ્તુરાન દસ્તુર દાદને મળે તે માટે ખ્યાલમાં પડયો. સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન દુશ્મનના લશકરનો હેવાલ સાંભળી એટલો તેના વીચારમાં ગીરફતાર થયો કે તેનેથી બેધ્યાનીમાં બોલાઇ ગયું કે "દુશ્મનનું એલચીખાતું આપણને સબરનો વખત આપીને પોતાની બાજુ મકમ કરતું હોય એવો રાહઘાટ જણાય છે;" તેટલામાં એક જબરૂં તોફાન છાવણીના દખણ છેડેથી સંભળાયું. "માર માર એકદમ દુશ્મનને ઠાર કર" એવી જબરી બુમ પડી. ત્યાં સપેહસાલાર રૂસ્તમ નાગી શમશેર લઇ દોડયો. ફરગાનાનો એલચી આ ઉઠેલાં તોફાનથી દેહેશતમંદ થયો. શાહે કીરમાન ને વજીર બેહરામ શીવાય તમામ દરબાર તે તોફાન તરફ ઉલટી પડી.

---

# બાબ ૩૧ મો.

## સપડાયલો જાસુસ શાહે કીરમાન જનાબ.

ઓળખ ત્હારી જાણી એવી કે ના ઓળખે તું પોતાને,
અનુભવી તુંજ મોહબતનો ગુપ્ત ગન્જઉં ભેદ દાનેદાને.
શું છે ચીજ તું, શું કીંમત, શું જાત, પોલાદ, સંગ કે મોમ?
માનવી કે મુલક, નુર કે અંધકાર, સાબુત આ મન જાણે.
તોલ જોઇયે પર પર્ખ, બોલ જોઇયે પવન ભરી મગજ,
ચાહે તેમ ચતુર બન બખારી હરએક સખુન બહાને બહાને.
ચમનમાં જા પણ ડર રાખ, ચમન કોઇ વાર છે ચકુમન,
પમરેછ જે ખુશબો આસમાન લગી, પતંગ મારેછ પાનેપાને.

પહેલવાને પોતાના શાહની છાવણી પાસ એક આરબને જોતાંજ શેર મીસાલે કુદીને તેને તોટામાંથી પકડયો, તે દેખાવ ત્યાં પાસે પડેલી ઇરાની ચોકીબાનોની ટુકડીએ જોતાંજ તે તમામ સીપાહો પેલા દીન દુશ્મને જાસુસ ઉપર શોહોર કરતા તુટી પડયા. પછી પુછવું શું? કયાં શેકાર ને શેકારીઓ, પેલો જાસુસ કોઇ જબરો જંગી, જેણે ઘણી કળાથી પેલા ઇરાની સીપાહોના હલ્લા ઉડાવ્યા. જાસુસની પોતાના બચાવમાં વપરાતી સીફ્ત જોતાં ત્યાં દોડી આવેલા ઇરાની સપેહસાલારો ને દાનાવોની અજાયબીનો પાર રહયો નહીં, અને જયાં ફકત એક આદમી ત્યાં જંગી ઇરાનીઓ કોઇ કાલ દસ પંદર મળી તેનું મુડદું પાડવામાં જંગલીપણું વાપરે નહીં. સપેહસાલાર રૂસ્તમ તો સમજયો કે દીન દુશ્મનો એકાએક હુમલો લાવ્યાથી આ તોફાન ને માર મારનો શોહોર થયો, પણ તે જંગીએ જયારે એક આરબ જાસુસને જોયો ત્યારે પહેલવાનને ઇસારત કરી ખસેડયો અને તેને પોતાને સ્વાધીન લઇ શાહે કીરમાન હજુર હાજર કરયો. સપેહસાલારે તદબીર વાપરયાથી બીજા તમામ ઇરાની નામદારો ચુપ થઇ ગયા અને એક અરબ જાસુસ ધોળે દીવસે ઇરાની શાહની છાવણી લગી બેદરકારીથી ચાલ્યો

આવવામાં દેહશત સમજે નહીં, એ ઉપર જેવું જેનુ મગજ તેવો તેનો અંદેશો ચાલ્યો. શાહે ફીરમાને આ જબરા ને દીલાવર જાસુસને જોતાંજ એટલો જુસ્સાથી પોકાર મારયો કે તે અવાજે તેની તમામ છાવણી ગોયા ગગરાટ મીસાલે ગાજી રહી.

"ઓ આરબ, તને મારી છાવણી લગી આવ્યાનો શો શોખ થઇ આવ્યો કે જયાં શેરની તાકત નહીં ત્યાં તેં તારૂં કદમ મેલીને મોત માંગ્યુ? સપેહશાલાર રૂસ્તમ આ મુદઇને તેની મરદાનગીના લતીજામાં તેજ શમશેરનો એકાદ જરબ બક્ષ અને એની જીંદગીનો છેડો લાવી ઇરાની ગુસ્સાની શીકલને રોશન કર. એ મહજબ મુદઇનું મોહડું જોતાંજ મારી તમામ સબર ઉડી ગઇ છે."

જાસુસ જમીન ઉપર સર મેળીને દુવા વ સલામનો વરસાદ વરસાવા લાગ્યો. આફ્રીન બોલ્યો તેની ગણત્રીજ થાય નહીં અને જીવતદાન બક્ષેશ ચાહવામાં મીનત આજેજી તો એટલી કરવા લાગ્યો કે તમામ ઇરાની દરબારીઓના દીલમાં મેહરબાનીનો મોજો આવ્યો. સપેહસાલાર રૂસ્તમ તો તેને એક પળ જીવતો રાખવામાં ઘણીજ ખરાબી સમજવા લાગ્યો. તે નામદારે તો તાજુબ થઇ આ અંદેશોજ અવ્વલ દોડાવ્યો કે જે આરબ જાસુસ લગભગ પચાસ જંગી ઇરાનીઓના હોમલામાં પોતાની મરદાનગીના દાવ પેચે પોતાનો બચાવ કરી શકયો, તે હાલ હયાં એટલી ફજુલી ને મીનત ગુજારી ફકત પોતાનો જાન ઉગારવા સારૂ કેમ કરવા પડયો છે? મને એ ભેદ સમજાતો નથી. એવા જંગી જાસુસને જીવતો રાખવામાં આયન્દે બેહદ ખરાબીજ છે, તેથી શીતાબ તે નામદારે પોતાની તેજ સમશેર મ્યાનથી ખેંચી તેનો સપાટો લગાવા, ને તે એકજ સપાટે તે જાસુસને જેહાનમમાં મોકલી દેવા જાય છે, તેની તે જાસુસ તો કશી પણ પરવા કે દેહશત કરવા વગર, તે શાહે ફીરમાનને હજારો નેક દુવાથી જાનફેશાની કરવામાંજ મશગુલ રહ્યો. વજીર બેહરામનું તો તે જાસુસની આ નવાઇ જેવી હીંમત ને ચાલ ઉપર ગંભીર મગજ ખેંચાયું તેટલાં તો 'વા:રે દેલાવરી ને કુવત' એ પોકાર ત્યાં થઇ

રહ્યા, સબબ જેવી સપેહસાલારની શમશેર પેલા જાસુસના સરની તોપ ઉપર પડી કે શમશેર ચીની કામની હોય તેમ તેના પુરજા થઇ તે પેલા જાસુસના તન ઉપરથી વધાઇ પડી! હવે શાહે ફીરમાનના જુસ્સાની તેમ સપેહસાલાર રૂસ્તમની નામોશીની હદ તે કયાં હોય? ઇરાની દરબાર આ એક મુઠ્ઠ જાસુસ જેવા આરબથી એવી નીચી પડી કે એક ઉપર દસે હુમલો કરવાના જ્યાદા નામોશીવાલાં કદમ ભરવાથી દુર રહી. વજીર બેહરામે તે જાસુસને પોતાના કબજામાં રાખવાની માંગણી કરી અને શાહે ફીરમાને તે માંગણી કબુલ રાખવા સાથ તેની તકેદારી ખાતર પચીસ જંગી શમશેરબાજોને હવાલે કરયા. આ રવેશનો મામલો જોઇને જાસુસે ફરીને પોતાનું સર શાહે ફીરમાન જનાબ જમીન ઉપર મેલ્યું ને અરજ કરી;

"ઓ નામદાર શાહ, એક ભુલો પડેલો જાસુસ, જેણે તમો નામદારની ઇરાની ખલકમાં ખરાબીની રજ પણ ફુંકી નથી, તે ઉપર એટલી આફત ગુજારવામાં આફેઅત ઇરાની નામ ઘણી હીનપસતી હાંસલ કરશે. ખુબ દુરબીની દોડાવી મને સાંભળો નામદાર શાહ, તો હું મારો હેવાલ કહી મારી તકસીરની માફી ચાહું. મારી બેધડક હીંમત ભરેલી થતી અરજ ઉપર તમો નામદાર શાહની દરબારમાંના કોઇને પણ ખ્યાલ આવતો નથી કે આ એક આરબ જાસુસ જે નાહક તમારા સીતમનો શીકાર થાય છે, તે તમારો ગુનેહગાર નથી પણ બેગુનાહ છે, તો તેવા બેગુનાહ તનહા શખ્સનું સર ઉડાવ્યામાં તે કેવી નામદારી હોય? ઓ શાહે ફીરમાન, મારી પાસ મારા સરદારનો એક છુપો પેગામ છે, તે જો તમો નામદાર શાહ, તમામ ઇતબારી દરબાર સાથ વાંચશો તો બેશક તે મારી બજાવેલી બેકીંમતી નોકરીમાં મારી નોક જાળવી લેશો ને મને છુટો કરશોજ."

આ કેહતાં પેલા આરબ જાસુસે એક મજબુત મોહોર કરેલો રૂકો શાહ સામે મેલ્યો. વજીર બેહરામ આ કરામતી જાસુસની અજાયબ ચાલ જોઇને તે આરબથી બેશુમાર ડરવા લાગ્યો. વજીરે શાહ પાસ જઇ તે રૂકો

ખોલીને છેલે જોતાં તે ઉપર દસ્તુરાન દસ્તુર દાદની સહી ને નીશાની જોઇ કે વજીરને આ જાસુસ કોણ, તેની શીતાબ સમજ પડી. આરબ જાસુસ ફકત દસ્તુરાન દસ્તુરનો મોટો ઇતબારી મદદગાર દસ્તુર જામાસ્પ હતો, જેણે દીનદુશ્મનોને ભુલાવામાં નાખવા ખાતર એવો તો ખરા અરબનો પોશાક કરયો હતો ને ચાલ અખત્યાર કરી હતી કે તેને તેના ખાસ હમનશીનો સપેહસાલાર રૂસ્તમ બીન પીરૂજાન જેવા આદર-બીજાનના જંગીઓ વટીક ઓળખવાને બેનસીબ રહ્યા !

---

## બાબ ૩૨ મો.

### આરબ જાસુસની ખબર આરબ છાવણીમાં ને આરબ લશકરના વડા સરદાર હસનનો એલચી શાહે કીરમાન ઉપર.

જમાનો હારી ઉડયો છે આદમ,
નચીંત તો કોઇક હશે હયાં દમ.
જુગના જુગ ખેલી લીધા ખુર્રમ,
તોય આજ ઉમેદ ચાહેછ જીસમ.

ઇરાની શાહની છાવણીના ગુલબાગ ને શોહેરથી આરબ જાસુસની વાત સારાં આરબ લશકરમાં ફેલાઇ ગઇ અને તે ઇસ્લામના ઉલટમંદ લશકરમાં લડાઇનો જોસ ઉઠી રહયો. દરેક આરબ સીપાહ પોતાના તનનું બખ્તર ને કમરની તલવાર સફા કરવા પડયો. જયાં જોય ત્યાં અલ્લા-હો-અકબરનો પોકાર ઉઠી રહયો અને ફીનાના કલબલાટનું ગાયન ગવાતું ચાલ્યું. અંતે શીહા રાતનો હીંગામ હોયાથી ઇસ્લામ લશકરમાં જયાં ત્યાં મસ મસાલ સળગીને દીન મીસાલની રોશની થઇ રહી છે. તમામ આરબોના મોહડાંમાં ઇરાની લશકરે પોતાના આરબ જાસુસને બેજાન કર્યાનીજ વાત ચરવાય છે; અંતે એ ખુનની ખબર જયાં સરદાર હસન જે પોતાના ખલીફે મોકલેલાં એલચીખાતાંના

નામદારો સાથ ગુફ્તેગોમાં મશગુલ ત્યાં તેની ખાસ છાવણી દરમ્યાન પોહોંચી ગઇ. એ ખબરે હસનને એવો ગભરાવ્યો, કે તે ઘડીભર પેલા બુઝર્ગ પીરમર્દોની જબાનથી શાહે ફીરમાનની પાદશાહી રાહરસમ ને ઇજત અદબના કાનુનની તારીફ સાંભળીને અજાયબીથી પોતાની ચશ્મોમાં અંદેશાનો રંગ ચળકાવતો હતો તેમાંથી કોઇના જબરા ફટકાએ ચોંકી ઉઠયો હોય તેવો તે જોસ્સાદાર થયો હતો. તે બોલ્યો "નામદાર એલચીઓ! આ કેવી હીલચાલ કે જે શાહ આપણુ પાસ આપણા નામદારોના નામદાર ખલીફના પેગામનામાનો વીચાર કરી જવાબ આપવા ખાતર પંદર દીનની મેહતલ ચાહે અને મોહબત ને મરૂવતથી આરબ એલચીખાતાંની મદારત કરે! તે સાથ શાહે પોતાની જંગી દરબારમાં અરબસ્તાની પાદશાહાતના સંગીન થામ મીસાલના નામદાર પીરાનપીર દરબારીઓના એક બાલને કશો એલજામ પોહોંચવા દીધો નહીં પણ જેટલી પણ એક જંગીની ફરજ તેટલી રાસ્ત ફરજ બજાવીને વફાદારીથી પોતાની પાદશાહાતનો ખરાબો કરનારી આલમના અકાબરોને બાઇજત રૂખસદ કર્યા! તેને બે દીન પણ ગુજર્યા હોય તો નસીબ અને આ કમસમજનું કદમ ભર્યું કે કોઇ આરબ જાસુસ તેના લશકરને હાથ લાગો તેનો જાન લેવાને કશો ખ્યાલ કર્યો નહીં? તાજુબી છે કે આ રવેશનું નાદરૂસ્ત કદમ ભરીને તેણે જંગની શીતાબી કરી છે." એલચી ખાતાંનો એક બુઝર્ગ બોલ્યો અને તે સાથ બીજા તમામ બુઝર્ગો એકમત થયા.

"નામદાર સરદાર, અમારા મગજમાં શાહે ફીરમાન જેવો જંગી ને રાસ્ત હાકમ એવું બેફામીનું કામ કરે ને એક અદના જાસુસ, જેને તેની મીસાલનો હાલમાં મોટી હકુમત ધરાવનારો જંગી ને રાસ્ત ઇરાની પોતાની સરહદમાં મળી આવ્યાથી એકદમ શીતાબી પકડીને બેજાન કરાવે એ બનવાજોગ નથી. એક મોટો શીકારી કયાં એક મુગસની પરવા કરે? કે શાહે ફીરમાન જેવો જંગી એક મુગસ જેવી ગણત્રીમાં આવતા જાસુસને બેજાન કરવાની શીતાબીમાં પડે. એવા જાસુસની તે કશી પરવા

કરે તે પણ અમારા મગજમાં ઉતરતું નથી. અમારો તો એ ખ્યાલ છે કે આરબ જાસુસ પકડાયો હશે તો તે શાહ તેને આપણી ઉપર રવાના કરી દેશે કે આપણે તેના હેવાલથી વાકેફ થઈ તેને જરૂરની સજા કર્યે. નામદાર સરદાર એક છડી સ્વાર સાથ એક રૂક્કો રવાના કર. તે શાહે ફીરમાન ઉપર ને એ આરબ જાસુસનો શું ભેદ ને તે કોણ, કયાંથી, તેની શીતાબ ખબર મંગાવ, એટલે જે તે જંગનો રંગ ખીલી નીકળશે."

આરબ લશકરનો વડો, એલચી ખાતાંના બુઝર્ગોની અકકલ ઉપર આફ્રીન કરી બોલ્યો 'ખરો રસ્તો તો એજ છે.' શીતાબ એક રૂક્કો મુનશીને હોકમ કર્યાથી લખ્યો, જે ઉપર સરદાર હસને પોતાની મોહોર કરીને એક જંગી સરદારને ઇરાની દરબાર દરમ્યાન રવાના કર્યો અને બીજી તરફથી તમામ આરબ લશકરમાં આ હુકમ ફેરવ્યો :

"કોઇ પણ પ્યાદા કે સવાર આરબ સીપાહે, આપણા કોઇ જાસુસના ઇરાની દરબારમાં બેજાન કર્યાની ઉરેહી અફવા ઉપરથી નાહક જાનની ખુવારી કરનારી જંગ દરમ્યાન શીતાબીથી પડવાનો ખ્યાલ મગજથી બીલકુલ દુર કરવો. મેં શાહે ફીરમાન પાસથી આરબ જાસુસનો તુલેતવીલ હેવાલ મંગાવ્યો છે અને જાસુસને પણ માંગ્યો છે; તેનો જવાબ જયાંલગી ફરી વળે નહીં ત્યાંલગી કોઇપણ આરબ સીપાહે પોતાની જબાન ઉપર જંગનો એક હરફ પણ ખેંચ્યો છે તો તેનું સર સલામત જાણવું નહીં."

આ વખતસરના સખ્ત હોકમથી આરબ લશકરનો જુરસો નરમ પડયો અને પોતાના સરદારોની તાબેદારીથી સેજપર સર ફેરવ્યામાં કેટલી જોખમદારી સમાયલી છે, તેનો અચ્છો ખ્યાલ આવ્યો. આરબ લશકર આજે પોતાના સરદારોની વફાદારી ભરેલી ફરમાનબરદારી કરનાર કેળવાયું હતું જે પંદર વર્ષની વાત ઉપર ના સરદાર સમજતું કે ના જંગનો હુન્નર, ત્યારે તો ફકત આંખ વીચીંને અલ્લા-હો-અકબરની એક ચીચ્યારી મેલી

જે ઝનુન ને જુસ્સાથી મુદઇઓ ઉપર યાહોમ ધર્યું જતું અને કતલ બ કતલ ચલાવતું ને દીન બ દીન મનાવતું હતું કે ખુદા પનાહ. તેવી આંધળી રીતે ચાલતી થતી જંગબાજીમાં જીત તો મળતી ને દીન તો કબુલ થતી, પણ હારનારાના લશકર કરતાં તે જીતનાર લશકરનો બેવડો ત્રેવડો ઘાણ નીકલી જતો. વખતે સેહેજ દીનની ઝનુની જંગમાં તેઓના જંગી તોલે તોલાં મેદાનમાં મુડદાં થઇ પડતાં હતાં. એવી બેશુમાર ખરાબીથી આખરે આરબ લશકરે પોતાના સરદારોની તાબેદારી ને જંગની હોશ્યારી મેલવી. આજ તે આરબ લશકરમાંનો એકે એક સીપાહ સમજતો હતો કે સરદારની સરદારી દરમ્યાન રહી તેના થતા હોકમ મુવાફેક જંગમાં હથ્યાર ને હાથ ચલાવવામાંજ થોડી ખરાબીએ ઘણી નામદારી ને તારીફ વરસાવતી જીત મેલવાય છે. આરબ લશકર આજ પોતાના સરદારો ને સરદારોના સરદારના હોકમને ઘણી તારીફલાયક ફરમાનબરદારીથી પોતાના સીનામાં ઉતારતું હતું.

---

## બાબ ૩૩ મો.

### વડા સરદાર હસનના નામાના જવાબમાં આરબ જાસુસ (દસ્તુર જામાસ્પ) ને તેની છાવણીયાં મોકલ્યો.

અલ્લાના હેશાનની વાતો કહે છે, રુઉ કોઇ કે ન્યારી છે,
આ જેહાન કુલ ને ત્યાં જે છે, તે તેની મોબત પાયદારી છે.
તેના હેશાનથી અરબસ્તાનનો ખલીફ જેહાનશાહ છે,
કીનામાં ધુંજાવી ઇરાની આલમ એવી કે ઇરાન ફના છે.

રાત અરધી ઉપર ગુજરી ગઇ હતી, જ્યારે મસાલોનાં સરઘસ સાથ અરબ સરદાર હસનનો એલચી શાહે કીરમાનની હજુર આવવાને પ્રાબ્યો. ઇરાની દરબારમાં ફકત સાત ગણત્રીના દરબારી ને સપેહસાલારો હતા. શાહે કીરમાન સાદા ગાલીચા ઉપર બેઠેલો હતો. જાસુસ પોતાના આરબી પોશાકમાં શાહ પાસ દસ્તુરાન દસ્તુર દાદનો હેવાલ કહેતો હતો.

રૂકો ખુલ્લો થયો હતો અને ભેદ સઘળો ત્યાં તે ઇતબારી કાનોમાં દાખલ થઇ વફાદાર સીનામાં બંધબસ થયો હતો. રૂકામાં ફકત આ શેરો હતો 'ફરગાનાના પાદશાહનો પેગામ મને મલવો મુશકેલ માટેજ મારા મોટા મદદનીશ દસ્તુર જામાસ્પને તમે જોવો છો તે હાલતમાં રવાના કરયો છે. મને ખાતરી છે ફરગાનાના શાહનો પેગામ તેનો એલચી લઇ તમારી દરબારમાં ઉભો હશે. જ્યારે દસ્તુર જામાસ્પ તમારા ઇરાની- ઓના માર ને ધુરકા ધુરકીમાં સપડાઇ મીનતગુજારી કરતો પડયો હશે. પાદશાહ તારખાનનો પેગામ તેના સરદાર પાસથી લઇ દસ્તુરને સ્વાધીન કરજો. જેમ તે તમારી દરબારમાં તદબીર ને સીફતથી આવ- વાને નસીબવાન નીવડયો છે, તેમ તે મને પણ મળવાને ભાગ્યશાલી થશે. એ મારા મોટા મદદનીશ દસ્તુર માટે શાહે ફીરમાન કે સપેહ- સાલાર રૂસ્તમ કે વજીર બેહરામ વગેરે નામદારોએ કશી ફીકર રાખવી નહીં.'

આ ખુલાસાથી ફરગાનાના પાદશાહના સરદાર પાસથી પેગામ લઇ વજીર બેહરામે હસતે ચેહરે દસ્તુર જામાસ્પને હવાલે કીધો. વજીર બોલ્યો 'નેકનામ દસ્તુરે ઇરાનીઓની જોયલી તુફાની ચાલ ને ભોગવેલી અજાબીમાં નાખનારી હેરાનગતીનો કશો પણ ગુસ્સો લાવવો નહીં. સપેહસાલાર રૂસ્તમની ચાલ તે નામદારને તમો નેકનામની મોહબતમાંથી બાતલ કરશે નહીં એવી આશા છે, અને તેની બેકીમતી શમશેરના ટુકડા થયા, તેની કીમત ભરી આપવાની કાંઇ જલદી તદબીર રચાય તેમ ઠીક.' વજીર બેહરામને સાંભળીને દસ્તુર જામાસ્પે (આરંભ જાસુસે) મીજાજમાં જવાબ દીધો, "દાનાવ વજીર, જ્યાં જાન આપવાની બાજી આપણે તમામ દીનદાર ઇરાનીઓએ પોતાને સર ઉઠાવી છે ત્યાં મારા જેવો નસીબવાન કોણ ઇનસાન હોય કે જે પોતાના જીગર મીસાલના પોતાનાજ દીનદાર ઇરાનીઓનાં દસ્ત ઉપર પોતાના જાનનો સદકો કરે? શાહે ફીરમાન, મારો વખત, વખત કરતાં પણ જાદા બેકીમતી છે. જે હોકમ હોય તે હું મારે સર ઉઠાવું. દસ્તુરાન દસ્તુર દાદને કાંઇ ફરમાયશ?"

શાહે કીરમાને મોહબત ને સલામ સાથ કુફા ને બલખ વચેના મેદાનમાંની પોતાની ચાલુ મુસીબત ને ફીકરના બે સખુન કહયા નહીં કહયા કે જાસુસ નીકલવાને ઉઠયો, તે વખતેજ પેલા પેહેલવાને સરદાર હસનના પેગામ લાવનારને રજા લઇ હાજર કરયો હતો. તે વખતે ઉપર જણાવ્યા મુવાફેક અરધી રાત ગુજરી ગઇ હતી. અને ખાનગી દરબાર બરખાસ્ત થવાનીજ તૈયારી ઉપર હતી.

શાહે કીરમાને આરબ લશકરના વડા સરદાર હસનનો પેગામ લાવનારને પુરતું ને દીલ મનપસંદ પડતું માન અકરામ નવાજ્યું. હસ્તા મોહડેની ઇજત ભરેલી જબાનથી તેના સરદાર ને એલચીખાતાંના નામદારોની ખેર આફયત પુછી. પછી પાદશાહી રાહ રસમ તરીકાએ આરબ સરદારનો રૂકો ખુલ્લો કરી વજીરે વાંચ્યો, કે શાહે કીરમાને આરબ જાસુસને કહયું; શાહ તે ઉપર કેવોએક ખફા હોય એ માફક મુદઇ મીસાલ જબાને બખાર્યો: “આરબ જાસુસ, તેં પોતાની હેમકાઇથી મારી છાવણી લગી દુશમનાઇના ઇરાદે કદમ મેલ્યું અને મારાં લશકર, દરબાર ને હેવાલની છુપી બાતમી મેળવીને તે ખબર જ્યાં તને મકસદ ત્યાં જઇ કહેવાની ત્હારી તમેહના લોભમાં તું ગરક ગયો ને હયાં મારાં લશકરનાં જંગીઓના દસ્તમાં ફસી પડયો. એવી મોતની શીક્ષા મીસાલની તકસીરમાં મેં તો તને એક સેહેજ ઠપકા શીવાય બીજી કોઇ જાતની સજા કરી નથી, કે નથી તારા બાલને મારી છાવણીમાં ઇજા પોહોંચી, મગર મારા જેવા એક જંગી શાહને તેં કેવી નામોશી પહોંચાડનારી હાલતમાં મેલ્યો છે? કે તમામ આરબ લશકર પોતાના એક જાસુસના ઇરાની લશકરના હાથ ઉપર માર્યા ગયાની અફવાએ કીના દરમ્યાન ઉશકેરાયું છે તે એટલે લગી કે આરબ લશકરનો વડો સરદાર હસન જેવો જંગી ને નામદાર એ અફવાથી જુસ્સામાં આવી ગયલો જણાય છે. આ જે કાંઇ ન ધારેલું વાદળ મારાં ઇરાની લશકર ઉપર આવ્યું છે તે તારી ગફલતી ને હેમકાઇથીજ; તો તેનો નતીજો તને તારો નામદાર સરદાર હસન નવાજયા વગર રહેનાર નહીં. હયાંથી

તો હાલના અમારા અરસપરસના કરારથી તું મોતની સજાથી બચ્યો છે પણ ત્યાં તારા વડા સરદારના કોફથી તું બચી જાય તે માટે મને મોટો વહેમ છે."

શાહે ફીરમાને એટલો ખોફ આરબ જાસુસ ઉપર કહાડયા પછી સરદાર હસનના આવેલા પેગામ લાવનારને સહેજ હસતા ચેહેરે પણ ઘણીજ મોહબતભરેલી ઢપે કહ્યું: "નામદાર આરબ, નામદાર સરદાર હસનને મારો સલામ પોહોંચાડ ને આ આરબ જાસુસને લઇ જઇ હાજર કર. એ જાસુસ પોતાની ઉપર મારાં ઇરાનીઓએ મુસીબત ગુજારી છે કે મારી નવાજી છે, તે હેવાલ પોતાને મોહડેજ કહે તો તમો તેમ તમારા અરબસ્તાની નામદારો ને લશકરી સીપાહોની ખાત્રી થાય. હું એ બાબતમાં કલમના વજન કરેતાં ખુદ જબાનના વજન ઉપર વધારે ઇતબાર લાવું."

સરદાર હસનના પેગામ લાવનારને પછી પેલા જાસુસ સાથ ઘટતાં માન મોહબતના આવકારથી શાહે ફીરમાન ને તેના વફાદાર હમશરી-કોએ રવાના કર્યો. શાહે ફીરમાનને જો કે પોતાના ઇરાની દસ્તુર જામા-સ્પને દુશ્મનોની છાવણીમાં મોકલવાને બેશુમાર આનાકાની ઉપજી, પણ પછી તે દસ્તુરની આરબી જબાન ને તેના આબેહુબ આરબ બની જવાના સોગંદ લીધા ઉપર પુરતો ઇતબાર બેઠો હતો. જ્યારે દીન દુશ્મનના પેગામ લાવનાર સરદારને પોતાની છાવણી બાહેર ગયલો જોયો, ત્યારે શાહે ફીરમાનને મનમાં ઘણું લાગ્યું કે મેં નાહક એક મોટા ને જબરા દસ્તુરને મારી મતલબ કહાડી લેવા માટે ઘણા કરડા સખુનો કહી સંભળાવ્યા.

તે બાકી રાત શાહે ફીરમાને હાલની જંગની તરેહવાર અટકલ-બાજ અર્ધ જાગતી ઉંઘતી હાલતમાં ગુજારી: "જંગ જીતવી એટલી એક વાત નથી પણ મહજબ મુદઇઓની તદન પાયમાલી કરવી અને ઇરાનની પાદશાહાત ફતેહ કરીને નવેસરથી તેને આગલા સાસાન્યન

શાહાનશાહોની રાહરસમ ને દીન આમ્નથી તાજી કરવી. ફરીને જ્યાં જ્યાં દીનને જોખમ લાગો હોય ને દુશ્મનોની દીનનો ફેલાવો થયો હોય ત્યાં ત્યાં જરથોસ્તી દીનને ખાલેસ ને તકાવર કરવી ને દુશ્મનની દીનના ફેલાવાનો અટકાવ કરવાને કામેલ દસ્તુરો ને પ્રાજેલ મોબેદો ત્યાં મોકલીને મહજબના મોજેજા ને દીનની દાદથી આબાદ કરવાની કોશેશ જારી કરાવવી; એ તમામ મુરાદ કયારે બર આવે ઓ મારા ખુદા?" એ અફસોસ ને ફીકરનો ફ્રીટો લંબાય તે આગળ તો તે નામદાર શાહનાં થાકેલાં ભેજાંમાં નીંદનો પડદો તણાયો.

---

## બાબ ૩૪ મો.

### કોહેસ્તુમના કીલ્લામાં શાહજાદી ગુલશીરીના એકરાર થઇ છે ને દસ્તુરાન દસ્તુર દાદ ઉપર ગુસ્સો કરે છે.

જા યાંદદાસ્ત, જા શોધી લાવ જીંદગાનીની ખુશ આગલી બસંત,
વખ્ત જો કે ઝડપથી વહે છે ને દોડતી આવેછ આખરી બસંત.
પેલો મોજો ધસી આવ્યો આંગપર ગોયા ખાકપર ઉડતો હોય પરીજાદ,
આવ યાદદાસ્ત લાવ પેલા ચળકતા હસ્તા દીનની વાંસલી બસંત.
જોબન ખુશમોદાર વહી ગયું ગોયા ચમન રંગીલું કરમાયું મસ્તાન,
ઉઠ યાદદાસ્ત ખેંચી લાવ જીંદગીની દીનજાન વાહલી બસંત.

"ખ્યાલો ખાલેસ ને નીરાંત ત્યાં છે, જે જીગરોએ દરકાર જાણી નથી. મોહબત ને મતલબ બંને જ્યાં એક બીજામાં ભેળસેળ, ને પછી ગમે એવી સરસ મકસદ ને મસ્તીથી જોડાઇ હોય તોપણ ત્યાં મુરાદ ફળવી મુસ્કેલ. ફરી જેઓને આપણે જીંદગીમાં મળ્યે તો મોટાં નસીબ, તે આશા કેવી મીઠી ને પ્યારી કે તે શીતાબ મેળવવાને આપણો ગમે એવો બેકીમતી ગંજ નવાજવાની દરકાર કરયે નહીં, તે ક્યાં મળે જેની જીગરમાં રાતો દીન ઉમેદ કુદતી ને આતશ રોશન રહે? ખાસ દીલની ઉમેદ તો એવી

શીરીની ધરાવતી કે તમામ દુન્યાના ગંજ આપતાં પણ તે મળે નહીં તેવી મોંઘી, તે કયમ મેળવવાનો નસીબો પામ્યે ?" આ ખ્યાલથી ભરેલાં દીલે ગુલશીરીના પાદશાહી દીવાનખાના દરમ્યાન એક ગાદી ઉપર બેઠી છે. તે પાસ તેની પોતાના જાન કરતાં વધારે સંભાળ લેનારી નાજનીન બાનુઓ હાજર છે. ત્યાં જેહાનની તમામ ન્યામત હાજર છે. ત્યાં તેની તકેદારી ખાતર રચેલાં દસ્તુરાન દસ્તુર દાદના અથોરનાન લશકરના ચુનંદાઓ તે મેહેલ આસપાસ ફરતા છે. ત્યાં તે શાહજાદીની પુરતી ચોકસી ખાતર દસ્તુરાન દસ્તુર દાદના પોતાના ખાસ લશકરના જંગી મોબેદો છુપા પોશાકે રોકાયલા છે, કે કોઈ પણ દીનદુશ્મનોથી તેના બાલને પણ ઇલજામ પોહોંચે નહીં. દરરોજ તે શાહજાદીને જંગના મેદાનની તમામ ખબર પોહોંચાડી વાકેફ કરવાને દસ્તુરાન દસ્તુર દાદ ચુકતો નથી કે બેફામીના વાંકમાં આવતો નથી. શાહજાદી જો કે એક બંધબસ કીલ્લાના મેહેલમાં કે જ્યાં ગમે એવા અબલીસી જોર ને કરામતવાળાને પણ દમ મારવાને તાકાત મળે નહીં, તેવી હાલતમાં રહયા છતાં મોટા દસ્તુરની કળા ને મેહરબાનીથી તે તમામ ઇરાંનની હાલતથી વાકેફગાર રહે છે એટલુંજ નહી પણ દીન દુશ્મનો કયાં કયાં કુચ કરે છે, કેવાં લશકરો જમામ કરે છે, કેવી મકસદ ધરાવે છે, તેઓનો મેદાનમાં કેવો રંગ છે, તેથી જેટલા સામીલગારો વાકેફ નથી ટેટલી તે ઇરાની શાહજાદી વાકેફ રહે છે. તોપણ તે દસ્તુરાન દસ્તુર ઉપર ધણોજ ગુસ્સો કરે છે. 'જો એ દસ્તુર જવાનીના હીંગામ ને તેની ઉમેદના નવબાહારની તાર જેટલી પણ યાદગારી ધરાવતો હતે તો હાલ માફકની ઇરાની જંગમાં ઝુકતો ને સુસ્ત હતે નહીં. હમણાં લગી જે પણ દીનદુશ્મનોના મેદાનમાં જીત ને નામદારી મેલવાઇ છે તે તમામ બાહોશી ફકત શાહે ફીરમાનનાં કીસમતે ને કળાકુનેહથી મેલવાઇ છે. આજે દીનદુશ્મનો દેહશતના મારયા કોઇપણ ઇરાનીનું નામ દેવાને હીંમત કરતા નથી તે કાણુ ફકત શાહે ફીરમાનની સમશેરનો પ્રતાપ.' આ અંદેશો બહુ જબરો લંબાયો હતે પણ તેટલાં તો ત્યાં 'શાહજાદો ફીરોજ બીન

શેહરયાર સર નમાવે છે' એ સખુનો સંભળાવતો એક નવજવાન, જેના ચેહરા ઉગર માહતાબની ખુબસુરતી ને તનબદનમાં શેરની જવાંમરદી ખીલી રહેલી, તેવા એક બખતરબંધ ઇરાનીને પોતાની સનમુખ હાજર થયલો જોઇ તે શાહજાદી પોતાના વીચારથી ખલાસી પામી. જંગી ફીરોજને જોતાંજ શાહજાદીએ ઘણી મેહેરબાન ઝબાનથી તેને ત્યાં બેસવાને કહ્યું. આ વખતે એક નામદાર ઇરાની પાદશાહી તુખ્મના સીપાહને પોતાની શાહજાદી હજુર હાજર થયલો જોઇ તે નામદારની બાનુ દરબાર ગભરાઇ. ત્યાં તેની બે પુરાની બુઝર્ગ દેખરેખ રાખનારી રખેવાલ બાનુઓ હાજર થઇ. આ વખતે શાહજાદી ને જંગી વચે ભેદની કેટલીક વાત થઇ.

જંગી ફીરોજ ઘણીજ તાબેદાર જબાનથી શાહજાદીને સમજાવા લાગો. 'ઇરાનની શાહાનશાહાતનો માલક થવાનો હક મારી પેશાની ઉપર નવાઝેશ થયો છે. એ સાબેત કરવાને જ્યારે પણ દસ્તુર દાદ મને પોતાની દરબારમાં બોલાવશે ત્યારે તેને હું સમજાવીશ. પણ હાલમાં તે હક શાહાનશાહોની શાખાથી ઉતરી આવેલાં તમો શાહજાદીને નામે જેહાનમાં ખટપટ વધારે છે. ત્યારે હું તે માટે આ રાસ્ત રાહ અખત્યાર કરવાનો ઇરાદો રચું છું કે તમો દાનાવ શાહજાદીની શાદી અગર મારી સાથ નક્કી થાય તો મને નાહક ઇરાન ને ઇરાનીઓ દરમ્યાન આફત ફુકવાને સબબ રહે નહીં. મારી ઓલાદની શાહાનશાહાતની પાયમાલી રચાઇ, તેનો ફકત દસ્તુર તીર ને દસ્તુર જામાસ્પ ને દસ્તુર ધવલ જેવા મોટા જુલ્મગાર ને સેતમગીરોથીજ પાયો નખાયો છે. જંગી ને દાનાવ બેહદીન અમીર ઉમરાવોના મેહેલ ને જાગીર ને કબીલાઓમાં દીન-આઇનના તકલીદી ફતવા આધારે કમકમાટ ઉપજાવે એવા હેરેમનદી કારસ્તાન કરયાં છે, જેની દાદ કયાં લાગે જ્યાં તમામ પાદશાહતનો કાબુ મહજબના મોબેદો ને દસ્તુરોને હસ્તક હોય? લગભગ એવો સંસારી મામલો, જેનું બ્યાન કરવાને મારા જેવા અવલ પાદશાહી ઇરાની ઓલાદના ઇન્સાનને તન મન લરજો પેદા થાય છે, તે આપણા ન્યાગાનોની શાહાનશાહાતમાં શાહાનશાહ ખુશરો પરવેઝના મોત પછીથી

જારી થયો તે છેક શાહાનશાહ યજદેજર્દની પાદશાહાતને દીનદુશ્મનોએ જીતી ને એ પીતુરી ટોલાની સત્તા ને આતશનો નાશ કરયો ત્યાં લગી જારી રહયો. જો એ દસ્તુરો ને મોબેદો અગર આસમાન લગી જાહો-જલાલીને પોહોંચેલી ઇરાનની પાદશાહાતના જોરેમંદ અમીર ઉમરાવ ને સપેહસાલારોના કબીલામાં સેતાનયતના ભરેલા થઇને મહજબના નામે તેઓની પાકજાદ બાનુએ ને બેટાઓની નેકી ને પાકી ને નીતિનો નાશ કરનારી બુરી નજર લઇ ગયા હતે નહીં તો તે નામદારો પોતાની મદદ ને સમશેરથી ઇરાનના મુદઇઓને એવા ગીર્દાપેજ કરી નાખતે, કે ઇરા-નની ખાકના એક કરચ પણ ઇસ્લામના દસ્તમાં જતે નહીં. મગર એ શાહાનશાહાતને ઉંધી વાળનાર સેતાન દસ્તુર મોબેદોએ ઇરાનનો સંગીન પાયો ધસાવ્યો, તેનો ફેજ તે આજની આપણી ખુવાર હાલત. દસ્તુર દાદ માટે હું કબુલ કરૂં છું કે એક પીરેસ્તા જેવો શાહાનશાહી તુખમ ધરાવનાર બુઝર્ગ છે, અને તે નામદાર કોઇપણ શીહા ડાધથી ખરડાયો નથી, તોપણ તેને કોઇ સંગીન શકતીનો જંગી ઇરાની મદદ કરવા નીકળે એ તો એક ખાબ જાણવો. હા, તમો ખુરશેદની પેશાની ધરાવનાર શાહજાદીની હીમાયતમાં સપેહસાલાર રૂસ્તમ બીન ફરૂખ્જાન, ફકત એક મોટો જંગી સામેલ છે, તે પણ ફકત પોતાના જંગી પેદ-રનો કાળો ડાધ ધોઇ નાખવા ખાતર મુદઇના મેદાનમાં મરદાનગી બજા-વવાના હેતુથીજ, નહીં કે ઇરાન જીતીને તેની પાદશાહાત ઉપર શાહ-જાદીને તખ્તનશીન કરવા ખાતર સામેલ થયો છે. નામદાર શાહજાદી, બીજો આ ભેદભરેલો ખુલાસો સાંભળ, અગર મારા હક ને ઓલાદની મજાક થઇ અને શાહે કીરમાનને મારાં કરતાં મોટું ને ખોટું વજન અપાઇ મારાં નસીબ ઉપર તરાપ મરાઇ અને મારે ખાતર પેદા થયલી શાહજાદીનો દસ્ત તેના દસ્તમાં આપવાની ગત રમાઇ, તો હું મહજબ મુદઇના લશકર સાથ મળી જઇ ઇરાનની સમુલી પાયમાલી ને જર-થોસ્તી દીનની બીલકુલ બુનબુખ ઉખેડી નાખશ. મને દીન આઇનના નામે આપણી શાહાનશાહાતનું સત્યાનાશ વાળનારા અથોરનાન ટોળા

ઉપર એવું વેર છે કે જેવું કોઇ પણ બીજી દીનદુશ્મન કોમ ઉપર નથી, તેથી રાસ્ત ને હકવાજબી રસ્તો જે છે, તે શીતાબીથી મારી ને તમો નામદાર શાહજાદીની ગુપચુપ શાદી કરવામાં શોભા છે. પછી ઇરાનની શાહાનશાહાત મેળવવી ને આપણા ન્યાગાનોનાં તખ્ત ઉપર તખ્તનશીન થવું એ તો જ્યારે આપણી શાદી થઇ ત્યારે તો બેશક તે નવાજીશ આપણા નસીબેજ લખાઇ જાણવી."

---

## બાબ ૩૫ મો.

### શાહજાદી ગુલશીરીના ફીરોજના ભરાવેલા દમ ઉપર લયાનત નાખે છે—દસ્તુરાન દસ્તુર દાદ ત્યાં પ્રગટ થાય છે—ફીરોજ બંદીવાન બને છે.

જમીનની માટીમાં દફનાયા કંઇ શાહ,
જેહાન જેઓથી ધ્રુજીને માંગતી પનાહ.
જેહાન જેઓની ચશમ જોઇ કરતી અદા,
નામ સાંભળતાંજ દેતી સલામી સદા.
ના રહ્યા તેવા નેકનામો નામદાર,
તો મ્હારી બીસાત શું, રહીશ પાયદાર?
જીંદગી જ્યાં છે ખાક ખેલ ખ્યાલ,
ત્યાં દીનફુબાઉ દીલ કુલ થજો પાયમાલ.

શાહજાદા ફીરોજની દીનદુશ્મનાઇ સમજાવનારી જીકર સાંભળતાંજ શાહજાદી ગુલશીરીનાની ચશમોમાં દીનનું દર્દ ઉછળ્યું. ગોયા આદર ગોસસ્પજ બની હોય તેમ તે શાહજાદી આતશના રંગમાં ઝળકી લાલ લાલ થઇ રહી. ફીરોજ તરફ તેનાં નેણ એવાં તો ફરી ગયાં કે સાધારણ હીંમતનો મરદ તો તેવી કરડી શીકલનો તાબ જોતાંજ ત્યાં બેશુધ્ધી પામી પડે પણ જ્યારે તે શાહજાદીની ઇરાની શાહાનશાહોના

રૂવાનોને ફીરદુશ દરમ્યાન મગરૂર થનાર જબાન ચાલી ત્યારે તો ફીરોજ પોતાની સઘળી મરદાનગી ને મુરાદથી બાતલ થયો.

"ઓ ઇરાનના ઇસ્લામી કરતાં જાદા જાલમ પંકતીએ મેલાયલા દીનદુશ્મન! તારી જબાન તારા મોહમાં રહેવી સજાવાર નથી. જે સખુનો તેં જરથોસ્તી દીનની સામે કાઢયા છે, તેવા સખુનો મને આજે આ પહેલી વખતે ઇરાનની શાહાનશાહી ઓલાદનું લોહી ધરાવનાર એક શાહજાદાએ સંભળાવ્યા ત્યારે મને ઉપજેલી તાજુબીની હદ રહી નથી. તું મારા સાસાન્યન તુખમનું એક બુંદ લોહી ધરાવતો નથી. તું આતશ્યા ને દીનદાર ઇરાનીઓના શાહાનશાહની ઓલાદનો નથી. તું ઇરાની દીનદાર આતશ નથી પણ ઇસ્લામી દીનદુશ્મન કોયલો છે. તું શાહજાદો નથી પણ અઝદાહ છે. મને તારી મદદથી મારૂં ઇરાન મળતું હોય તોપણ તે મદદ ઉપર હું બીલકુલ લ્યાનત નાખું છું. તારી જબાન સાંભળ્યા પછી હું મારી ઇરાની દીનદાર કોમથી તને બાહેર કહાડું છું. હું મારી તમામ નાસીપાસી ને હારમાં નચીંત રહીશ પણ તારા જેવા કાળા ને અહેરમની ખ્યાલ ને ખવાસના આદમીનું મોહ પણ જોવાનું દરૂસ્ત જોતી નથી. તેં જે દીલાવરીના ડોળમાં હીંચકારાનું દીલ પરખાવ્યું છે, તેથી હું ચાહું છું કે તારા જેવા બેદીન થયલા ઇરાનીનું નામ પણ મારી કોમની તવારીખનાં પાનાં ઉપર કદી ના નોંધાજો. મારી પોતાની ઉપર જોઇએ તેવાં સંકટો ને સખ્તી ગુજરો પણ તારા જેવા દીનદુશ્મનોના મોહ હસતાં કરનારો બેહેદીન શખસ ઇરાનની સરજમીન ઉપરથી નાબુદ થાઓ."

ગુલશીરીનાથી આ વરસતો લ્યાનતી વરસાદ હજી પણ ઘણો સખ્ત ઢપે ચાલુ રહેતે, પણ તેટલાં ત્યાં દોડાદોડ થઇ રહી. એક પવન, ગોયા વીજલી ઝલકયા મુઆફેક આવ્યો, તે ઉપર તમામ જવાન નાજનીનોની મીજલસ સાથ ગુલશીરીનાની પણ નેઘાહ ત્યાં ખેંચાઇ, તો તમામ અજાયબ થઇ રહયાં, કેમકે ત્યાં દસ્તુરાન દસ્તુર દાદ ગોયા ગેબથી એજમતી ફીરેસ્તો નીકળી આવ્યો હોય તેમ શાહજાદી ને

શાહજાદા વચ્ચે આવી ઉભો થયો. તેના તમામ દીલમાં એક સાદી ઉજળાં ચાંમડાનું બખ્તર, તમામ જંગના હથ્યાર સાથ પેહરેલું હતું. સર ઉપર શમશેરનો જરબ વટાવમાં જાય તેવું પોલાદનું તોપ હતું. તેના દસ્તમાં શાહાનશાહ નોશીરવાનની કમાન હતી. તે પોતાના આવ્યાની જાણ આપવા ખાતર ત્યાં દીવાનખાનામાં પગ અફાલી ફીરોજ તરફ જોઇ રહયો. શાહજાદો ફીરોજ આ એકાએક એજગેથી નીકલી આવેલા દસ્તુરાન દસ્તુર દાદને જોઇને એવો તો ખસ્યાણો પડી ગયો ને તનબદનથી ધુજવા લાગો કે તે પોતાની જીંદગીથી હાથ ઉઠાવી ચુકો. તેના મગજમાં ત્યાં ઓચીંતા નીકળી આવેલા દસ્તુર દાદ જેવા આબાદ વીચારનાર અકલમંદથી પોતાનો છુટકો મેળવવાના તરેહવાર અડસટા ચાલ્યા છે, તેટલાંજ દસ્તુરાન દસ્તુર દાદે એક પોકાર મારયો, કે કીલ્લાની રખવાલ ફોજના સપેહસાલાર દસ્તુર બેહરામે ત્યાં કુનસ બજાવી દસ્તુર બેહરામને જોતાંજ દસ્તુરાન દસ્તુર દાદે હોકમ કરયો :

"ઓ નામદાર બેહરામ, આપણા શાહજાદા ફીરોજને શીતાબ સ્વાધીન લઇને જયાંલગી મારો ફરીને હોકમ મળે નહીં ત્યાંલગી તેને નજરકેદ રાખી શાહજાદા લાયકની ખીદમત બજાવતાં રેહવું. એ ઉપર પચાસ વફાદાર જંગીઓની ચોકી મેલવી."

પછી દસ્તુરાન દસ્તુર દાદે શાહજાદા ફીરોજ તરફ નેધાહ કરી કહ્યું "ઓ બેદીન થયલા શાહજાદા! જયાંલગી તમો પોતાની કોમને વફાદારી ને દીનદારીથી મદદ આપવા લાયક હાલતના થશો નહીં, ત્યાંલગી તમે અગર અમારી મેહમાનદારીનો બુરો લાભ લેશો નહીં તો હમેશાં તમને છાજતી મેહમાનદારી મલતી રેહશે. જે સખુનો તમોએ અમારી નામદાર શાહજાદી ગુલશીરીનાને કહયા તે અગર ખુદ મારી પાસ હાજર થઇને કહયા હતે તો હું તમો સાથ એવી સખ્ત ચાલ ચલાવતે નહીં, પણ જે નામદારના નામનો હરફ કાઢવાને બીલકુલ નાલાયક, તેવા શખસને તેની હુલ્લડાઇની સજા ના થાય તો પછી દીન-દુશ્મનોને આ જેવા એકાદ બે બેખબર કીલ્લા ને તે દરમ્યાનની છુપી

રાહના ભેદ જાહેર પડીને અમારી છેલી ને બાકી ઉમેદની પાયમાલી થઇ જાય. તમોએ ઇરાની પાદશાહોના મેહેલોની છુપી રાહ જાણ્યાનો લાભ લેવાનો હાલના જેવો નીચ દમ ભરાગ્યો, તેથી તમો જેવા દીન-દુસ્મનથી પણ જ્યાદા અમારા ભેદના જાણીતા મરદુમઆઝારીનું કામ કરવાનો ખ્યાલ ધરાવનારને એક પળ પણ આ ફાની જેહાનનો એક દમ ખેંચવા પણ હૈયાત રાખવો જોઇએ નહીં, મગર હાલ તો તમો જીવતા રહો ને અમારી તાબેદારીમાં સર નમાવો. તમો શીતાબ એકે એક હથ્યાર ઉતારો ને સાદા આદમીના જેવો નરમ રૂનો પોશાક પેહરીને એક ખુણે પડીને તમારી જીંદગીના બાકી દીન ગુજારો."

આ બોલતાંજ દસ્તુર બેહરામને એક ઇશારો થયો કે તેણે શીતાબ ફીરોજનો કમરબંદ જે સાથ સમશેર લટકતી હતી તે ઉતારી લીધો. ત્યાંથી શાહજાદો ફીરોજ દસ જબરદસ્ત સીપાહ મોબેદોના ચોકી પહેરામાં નજરકેદ ચાલ્યો.

શાહજાદો ફીરોજ ત્યાંથી ગયો, તોપણ શાહજાદી ગુલશીરીનાની ચશમમાંથી ગુસ્સાનો સળગેલો આતશ લગારે નરમ પડયો નહીં. દસ્તુ-રાન દસ્તુર દાદને જોતાંજ શાહજાદીના મગજમાં હદથી જ્યાદા ધુંદ આવી હતી પણ શાહજાદા ફીરોજ જેવા ઇરાનથી થયલા બેવફા ઇરાની હજુર પોતાનો ગુસ્સો જાહેર કરવાને ઇન્સાન્યત જોઇ નહીં. તે શાહજાદો જયારે ત્યાંથી ખસ્યો ત્યારે શાહજાદીના જુસ્સાની હદ રહી નહીં.

---

# બાબ ૩૬ મો.

## શાહજાદી ગુલશીરીના દસ્તુરાન દસ્તુર દાદને શીતાબીથી જંગમાં ઉતરવાનો હુકમ કરે છે. દસ્તુર શાહજાદીને સમજાવી લે છે—અદખબામીની ફત્તેહના સમાચાર.

ભર એક જામ એ શાકી શરાબ,
નોશ કરતાં પોકારૂં ઉમેદ આબાદ.
ઉમેદ ઉપર ઇન્સાન છે જીવ શાદ,
છે ઉમેદ ઉપરજ ઇન્સાન બરબાદ.

ગુલશીરીના પોકારી: "ઓ દસ્તુરાન દસ્તુર દાદ! ઝઇફને જવાનના દીલની પીછાન રહેતી નથી. ઝઇફ થયો તે મતલબનો મજબુત હીમાયતી થયો, તેને જવાનની ઉદાર લાગણી ને ખેરખાહીની કદરશનાસી કયાંથી હોય? હયાં જે આપણી તમામ હીલચાલ ને જીકરમાં ફેર રહે છે તે એક ઝઇફ ને એક જવાન હોયાથી મત ને મમતમાં મોટી ધુમબેસ મચી રહી છે. એક જઇફીના સબબે જમાનાની ગણત્રીનો હીસાબ ખેંચીને મુરાદની બાજીનો દાવ સાંધે છે. એક જવાનીના સબબે જમાનાથી બેતંબા થઇને યાહોમ નસીબો અજમાવી મુરાદ હાથ લાવવા ચાહે છે. ત્યાં પછી એવા ઉલટા ખવાસના બંને વચ્ચે મેળો બને કેમ ને કામ સડસડાટ ચાલે કેમ? દસ્તુરાન દસ્તુર, મને અકકલ ને તદબીરની ધીરી ને ગણત્રીની બાજી જોઇતી નથી પણ યાહોમ તકદીરની જલદ બાજી જોઇએ છે. દસ્તુરાન દસ્તુર, યાહોમ દમબદમ જંગ ચાલુ કરીને દીનદુશ્મનોના મેદાનમાં આપણા નસીબાની બાજી ખેલવી જોઇએ છે. જ્યારે આપણા જંગી ઇરાનીઓમાં જીવતો જોસ ને મસ્તાન મરદાનગી મચી છે, જ્યારે આપણા જંગી ઇરાનીઓમાં દીનનું ઝનુન ને વતનની વફાદારી ઉછળી છે, ત્યારે આપણે આપણાં લશકર દીનદુશ્મનોના દોર ને જીતનો ખરાબો કરવા ખાતર જંગમાં ખેંચ્યે નહીં તો કયારે? જ્યારે લશ્કરમાં જોશ-

ચલો દરેક ઇરાની પોતાની શમશેર ને કમાન સાથ પોતાની હૈયાતીની છેલ્લી ઘડી તલગ દુશ્મનનાં મેદાનમાં લડવાને જીવ ઉપર આવ્યો છે ત્યારેજ આપણે કાંઇપણ સંગીન જીત મેળવવા જેવી જંગ મારી શકગે. ઓ મારા નામદાર દસ્તુર, મારે ખાતર નહીં તો આપણાં વતન ઇરાનને ખાતર જંગી ઇરાની લશકરનાં દીલમાં દીનનો આતશ ને વતનનો પ્યાર રોશન થયો છે ત્યાં લગીમાં ઇસ્લામના ખલીફની તમામ ધારણા બરબાદ જવા જેવી જંગ મચાવો અને મારાં નસીબની બાજીનો પાસો ફેંકો. જ્યાંલગી શાહે કીરમાન પોતાના પાક વચને વફાદાર બંધાયલો છે અને તે નામદારનું મોટું લશકર પોતાના શાહની મુરાદ મુવાફેક જંગમાં ઉતરવાની ઉન્નટમાં છે, ત્યાંલગીમાં દીનદુશ્મનો સાથ એક જંગ એવી લડવી જોઇએ કે જયાંલગી જેહાનનો છેલ્લો દીન બાકી હોય ત્યાં લગી ઇરાનીઓની જંગની જવાંમરદીનો અમર નક્ષ ખેંચાય. ઓ નામદાર દસ્તુરાન દસ્તુર! આજલગી સબર અખત્યાર કરવામાં કાંઇ કમી વખતનો ભોગ આપ્યો છે? છેલ્લી લડાઇ પછી લગભગ પંદર વર્ષનો એક આસમાની હીંગામ ગુજરી ગયો અને આજ કમનસીબ શાહાનશાહ યઝદેજર્દના વખતની આબોહવાનો એક સપાટો રહયો નથી કે નથી રહયો ખુશબખ્તીનો ખ્યાલ. હવે જયાદા સબર ધરીને વખત ગુમાવવો, નથી અકકલને પસંદ કે નથી એકબાલને પસંદ. આજ તો આંખ વીંચીને આપણો સીતારો રોશન કરવાની આપણામાં ઝડપને તેજ કરવી જોઇએ. જે જે આપણા ખેરખાહ પાદશાહો, હાકમો ને શાહજાદા આપણી મદદે આવ્યા છે, તે તમામ નામદારીના કરનારા જંગીઓ ને લશકરો સાથ મહજબ મુદઇના લશકરો ઉપર ચોતરફથી એકદમ હુમલો લઇ જઇ એક એવી નામદારી ભરેલી જંગ મચાવવી જોઇએ ને જીત મેળવવી જોઇએ કે આપણા બરહક પેગમ્બર સ્પેન્તમાન જરથોસ્તની મજદીયસ્ની દીન નવેસરથી રોશન થાય અને તેના બીસ્માર થયલા આતશકદેહ ને આતશબેહરામોમાં યજદી નૂર તલુ થાય."

શાહજાદી ગુલશીરીના ઘણી ઉતાવળી હતી. તેના આ જોસ્સાને સાંભળી દસ્તુરાન દસ્તુર દાદે પોતાના જીગરમાં એક છુપો અફ્સોસનો શ્વાશ ખેંચ્યો. સબર ને દુરઅંદેશીથી જેહાન જીતાય પણ નાસબરી ને કમઅંદેશીથી જેહાન હારી જવાય, પણ કરે શું ? તે નામદારે હાલની અધીરી પડેલી શાહજાદીના દીલને દર્યાફ્ કે દાનેશ સંભળાવીને બેતાબ કરવામાં કશો સાર જોયો નહીં. તેથી તે નામદારે શીતાબ શાહજાદીના દીલને દીલાસો દેનાર જવાબ દીધો.

"મારા ન્યાગાનોના મારી ઇરાની કોમના ન્યાગાનોના અશો ફ્રોહરોની મદદના પ્રતાપે, ઇનશાલા 'એક દમ હજાર ઉમેદ' આ મારી નામદાર શાહાનશાહજાદી, હું શીતાબીથી આપણા રોશન સીતારાની બરકતે દીનદુશ્મનોના મેદાનમાં જંગ મચાવીશ. એક મોટી જંગ તો મચશેજ પણ તેથી કાંઇ આપણા વતન કે વતનીઓની ઉમેદનો જે તે છેડો આવે તેમ નથી. જંગ, એકની જગોએ દસ મોટી જંગ મચશે. દીનદુશ્મનોની 'લખોબંધ સખ્યા બેજાન થઇ પડશે; મગર આપણી જીતમાં આયન્દે ફેજ શું છે, તે યજદાનને ખબર. મારી નામદાર શાહાનશાહજાદીના હોકમને હું તો ફકત તાબેદારી સાથ ઉઠાવનાર છું. હાલ લગીમાં મેં આપણા ખેરખાહ હાકમોને લખેલાં નામાના મને ઘણા મનમાનતા જવાબનામાં મળ્યાં છે. આ મળનારી મદદને જોરે દીનદુશ્મનોના મેદાનમાં આપણે આપણાં મોટાં ઇરાની લશકર ઉપરાંત બીજું એક મદદગારોનું જબરૂં લશકર ઉતારવાને શકતીવાન થયા છિયે. હાલ આ વખતેજ ખુદાની કરમબક્ષેશથી એક એવું આપણું કદમ ભરાયું છે કે આપણે બદખબામીની જીતના સમાચાર સાંભળવાને નસીબવાન ખપીશું. નામદાર શાહાનશાહજાદી, આપણું કામ ફકત વતન ને દીનને દીનદુશ્મનોના હાથમાંથી છોડવી આપઅખત્યાર કરવાનુંજ છે, તો પછી તે દરમ્યાન જેટલી પણ શીતાબીથી આપણી બાજી મેલવવા જેવો સમય સફળ જણાય, તેટલી શીતાબીથી જંગના મેદાનમાં આપણાં જંગી લશકરની શમશેર નીકળશે તે દુશ્મનોના લશકરની સદંતર કતલ ચલાવશે.

મારી તો દીન રાત એજ મુરાદ માટે તે બારેહકતાલા જનાબ રયાજત ચાલુ છે, કે હું તમો નામદાર શાહાનશાહજાદીની તમામ મુરાદ પાર પાડીને આપણા ન્યાગાનોનું તાજ પેહરાવી મદાયુનને નવેસરથી આબાદ કરીને તેના મોટા મહેલમાં તખ્તનશીન કરૂં. અગર આદમીનું ચાહવું છે મગર યજદાનનું નવાજવું છે."

આ રીતે દસ્તુરાન દસ્તુર દાદ પોતાની નામદાર શાહજાદી ગુલ-શીરીનાને ઉલટ ભરેલો જવાબ વાલે છે; તેટલાં કીલ્લાના રખેવાલ લશકરનો સપેહસાલાર દસ્તુર બેહરામ હાંફતો ત્યાં દીવાનખાનામાં દાખલ થયો. તેણે એક રૂકો દસ્તુરાન દસ્તુરના દસ્તમાં મેલ્યો ને કાનમાં કાંઇ કહ્યું, તેથી દસ્તુરાન દસ્તુરનું મોહ બીલકુલ ઉતરી જઇ દીલગીર બની ગયું. તે નામદારે દસ્તુર બેહરામ ઉપર ઘણી સખત નેગાહ કરી, મગર રૂકાનો ભેદ જાણવાની કાલજીથી તે ખોલી વાંચવામાં રોકાયો. રૂકામાં ફકત બે હરફ. 'બલ્ખબામી ફતેહ,' 'દીનદુશ્મનોની તદન ખુવારી.' આ ખુશ સમાચાર દસ્તુરાન દસ્તુર દાદે પોતાનો ચેહેરો હસ્તો કરીને શાહ-જાદીને જણાવ્યા. શાહાજાદીએ ફતેહની ખુશાલીમાં દસ્તુરાન દસ્તુરને બેશુમાર તારીફ કરતાં પોતાને હસ્તકના ખજાનામાંથી એક ઉમદા સરોપાવ નવાજ્યો. પાદશાહી રાહ રસમ જાળવવા ખાતર આ સરોપાવ કબુલ રાખ્યો પણ તેવો સરોપાવ કબુલ રાખવાની તે બુઝર્ગ દસ્તુરની કાંઇ ખાયશ હોય? છેલી જંગમાં તેની પોતાની જાહોજલાલી ને ગંજની હરાજી થઇ તે એટલી બેકીંમતી ને કબીલામાં કદીમથી ઉતરી આવેલી હતી કે તે નામદારે તે ખોહયાની યાદગારીમાં પોતાની બાકી જીંદગાની એક અદના મીસાલે ગુજારવાની નેમ લીધી હતી.

---

## બાબ ૩૭ મો.

### બલ્ખબામીની ફતેહ દસ્તુરાન દસ્તુર દાદે કેવી સીફતે મેળવવાની બાજી રચી હતી, ત્યાંની નવી પાદશાહત.

અરે આ હસ્તી પર છે હોનારત જલાદ,
હોનારતનો આદમ શીકાર એક બાદ.
જ્યાં છે કરાંમત હોનારતની આબાદ,
ત્યાં છે ઇન્સાન બરઉમેદ બરબાદ.
ના મગજમાં ખ્યાલ તે ખ્યાલ અવલ,
હયાં તો આદમ, યજદાનનો મવકકલ.

દસ્તુરાન દસ્તુર દાદને બલ્ખબામી ફતેહ કરયા વગર ઇરાનીઓની જંગનો પાયો નખાય નહીં એ ખ્યાલ એટલો મગજમાં મજબુત લડત ચલાવતો રહયો હતો કે તે પાયો નાખવાનો રૂકો નામદાર શાહે ફીરમાનને રવાનો કરયો, પણ તે નામદાર, પોતાની દરબાર ને આદરબીજાંનના સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન સાથ એકમત નહીં થયાથી તે તદબીર પાર પાડવામાં નાખતી થઇ; પણ તે ધીલ કે નાખતી ઇરાનના માહાન દસ્તુરને પસંદ પડી નહીં, એટલુંજ નહીં પણ તેના સખુન ઉપર એ બેદરકારી વપરાયાથી તે નામદારે ઓરપણ બેઇજતી થયા જેવો પોતાનો હેવાલ જોયો. શાહે ફીરમાને તેનો બોલ, તે કેવો કીંમતી ને વતનની ફતેહનો મુખ્ય આધાર રચનારો છે, તે દુરઅંદેશી વાપરી સમજી શકયો નહીં, તેથી તે ફતેહનો નસીબો પોતેજ પોતાના લશકરના એક ભાગથી મેલવવો, એ પકકો મનસુબો કરયો. આ મનસુબો રચ્યામાં તે નામદારે પોતાના તમામ મોબેદાન મોબદ, જેઓએ દીન ખાતર તનબદન ઉપર લડાઇનાં હથ્યાર લટકાવ્યાં હતાં, તેઓની દરબાર ભરીને બલ્ખબામીની ફતેહની બેશુમાર જરૂરને સંગીન દાખલા દલીલથી પુરવાર કરી. પછી જોઇ લેવી મહજબ ખાતરની જંગ જુમબેશ. આ જંગની મસ્તીમાં આવેલા મોબેદ લશકરમાંથી

પાંચ હજાર નવજવાનો પોતાના કસાયલા ને ખાનદાને બહમનજાદ ને ફીરૂઝ જેવા જંગી ઇરાની ન્યાગાનોના ઉંચા તોખ્મથી ઉતરેલા જવાન સરદારો સાથ છુપા જમીન બાતેનના માર્ગે બલ્ખબામી ઉપર કુચ કરી જાય, ને શીહા શબને વખત દુશ્મનોનાં નચીંત પડેલાં લશકરને કાપી નાખે ને કયાનીઓના પાયતખ્ત શહેરનો કબજો લે. આ મસલહત માફક દસ્તુરાન દસ્તુર દાદ પોતે લશકરને છુપી જમીન બાતેનની રાહે છેક બલ્ખબામીના કીલ્લામાં ઉતરવાના નાકાં લગી લઇ ગયો. જ્યારે કીલ્લાની છુપી રાહનો સખત સંગ દરવાજો ખુલ્યો, ત્યારે વખત મધરાત ગુજર્યાનો થયો હતો. રાત પણ એવી કાળી કીલ્યાન કે તે શીહાઇ ગોયા દીવાલ હોય એ રીતે રોશન ચશમને જોવાથી ગફલત બનાવતી હતી, તેવી શીહા રાતે તે કીલ્લામાં નચીંત પડેલું આરબ લશકર, ઇરાનીઓની તેજ શમશેરથી ગોયા હલ્યારીમાં ખેજાનનો હીંગામ આવ્યો હોય તે મુવાફેક બોલ બોલતાં કપાઇ સાફ થઇ ગયું. એક પણ આરબ સ્વાર બચીને પોતાના ખલીફ કે વડા સરદાર હસનને પોતાની ઉપર ગુજરેલી આફતનું બયાન સંભળાવનાર રહયો નહીં. એવી સીફતથી એ કીલ્લા દરમ્યાનની જંગ ચલાવ્યામાં આવી હતી કે તે તમામ લોથના ડુંગરોના ડુંગર તે ઇરાનની કદીમ રાજધાનીમાં કોઇ રોગ ફાટી નીકળે નહીં તે માટે તેની ઉત્તર બાજુનાં જંગલમાં ખાડા ખોદાવીને તે માહે હોમાવી દીધા હતા. આ જે તારીફ લાયક કદમ ભરાયું હતું તે એવાં તો સવખતે કે ફહમંદીથી બલ્ખબામીનો ઇરાની લશકરે કબજો લીધા પછી ફરગાનાનો પાદશાહ તારખાન પોતે પચાસ હજાર જબરા જંગી લશકર સાથ ઇરાનની મદદે આવ્યો. તે નામદારને ત્યાંજ દસ્તુરાન દસ્તુર દાદ તરફથી છાવણી નાંખી રહેવા ને આગળ એક પણ કદમ નહીં ખસવાની ખાયશ જણાવતો રૂકો મલ્યો. બલ્ખબામીમાં તે નામદાર પાદશાહે પોતાનાં તમામ લશકર સાથ ઉતારો લીધો. એ રીતે ઇરાનના મોટા દસ્તુરે બલ્ખબામીનું કયાની પાયતખ્ત શહેર પોતાની મકસદ મુવાફેક પોતાના ખાસ કબજામાં લીધું.

આ મોટી ફતેહ થઇ, અને દરેક જીવતા ઇરાનીના દીલને ખુશાલ બનાવ્યું. પણ આ બનાવ જાણવાથી હાલ તુરત તો શાહે કીરમાન પણ બેનસીબ છે, તો પછી આરબ લશકરનો વડો સરદાર એ ખબરની માહીતી તે કયાંથી પામે? અને જયારે એ ખબર બલ્ખબામી પાસ મોટાં જંગી આરબ લશકર સાથ પડેલો વડો સરદાર ને તેની મેહમાગીરી ચાખતા ઇસ્લામીઓના ખલીફનાં એલચીખાતાંના પીરાનપીરો ના જાણે, ત્યારે ખલીફને તે કયાંથી એ આફતના સમાચારનો રૂકો મળે? એ રીતે બલ્ખબામીમાં જો કે મોટો ફેરફાર થઇ ગયો, આજ તમામ ત્યાંનું આરબ લશકર કપાઇ જઇને દસ્તુર દાદના ખાસ મોબેદ લશકરમાંનું પાંચ હજાર જંગી સીપાહોનું લશકર ને પાદશાહ તારખાનનું પચાસ હજાર સીપાહોનું લશકર ઉતારો લઇ પડયું છે, જેઓની ત્યાં થયલી ગીરદીથી તે ફળવંત લત્તા ગોયા બાગે બેહસ્ત મીસાલે રામશની ભરેલા થયા છે. આજે ત્યાં જંગીઓ રાતદીન જંગના સરોદ ગાઇને પોતાની દીલાવરીનો દોર તાજો રાખે છે. આજે બલ્ખબામીનો આગલોજ દમામ ને દબદબો મારે છે. ત્યાંના બીસ્માર આતશખાનામાં ફરીને ઝંદ કલામો ને પદોનાં ભંત્ર મંત્ર ચાલ્યાં છે. ત્યાં ફરીને પાક મજદીયસ્ની દીનનો પ્રતાપ ખીલવનારી યજશ્નેની ખુદાઇ બંદગી મંડાઇ છે. ત્યાં મજદીયસ્નીઓ સુદરેહ કુસ્તીના નરો પખોરી અહેરેમન શયતાન ઉપર લ્યાનત વર્ષાવે છે. જ્યાં ત્યાં જરથોસ્તી રાહ રસમ ને મહીમા તાજો થયો છે. હયાં એવી તો હુશ્યારી રખાઇ છે કે ત્યાંથી જતા આવતા આરબ જાસુસો વટીક આ મોટા ફેરફારનો સેહેજ પણ ઇસારો પામવાને બેનસીબ રહયા છે. વળી કીલ્લા બાહેર જે સેહેજસાજ ચોકી રહી છે, તે આરબ જબાનના જાણનાર ને આરબ રાહરસમના માહીતગાર ને આરબ બરાબર આરબ પોશાકમાં રહેનારાઓની છે, એથી જે પણ બાહેર છે તે અસલની રીતનું નહીં પણ નવી ઇસ્લામ રાહ રસમનું છે ને લશકર પણ આરબ પડયું હોય, ને શહેરની જાળવણી ઉપર પણ આરબ લશકર ને અમલદારો હોય એવો દેખાવ છે. એ પ્રમાણે

દસ્તુરાન દસ્તુર દાદની મુરાદ મુવાફેક જમાનો હાલ તો વફાદારીથી સડ-સડાટ સીધો ચાલ્યો જાય છે.

---

## બાબ ૩૮ મો.

### દસ્તુરાન દસ્તુર દાદ શાહજાદી ગુલશીરીનાની દરબારથી રૂખસદ લે છે, તે દરમ્યાન દસ્તુર જામાસ્પ આરબ પોશાકમાં આવે છે—તેને જોતાં શાહજાદીને ઉપજેલી દેહેશત.

ખુવાબમાં જીવવું, ખ્યાલમાં ખીલવું આજ મ્હારી જીંદગાની,
એ કઇ કીસમની સરસ રંગીની છે મુસાફરી જંગ મેહમાની.
હાઃ હાઃ ઉમેદમાં અટવૈ અટવૈ ગર્મ થઇ પડી જવું દેહું,
ઇશ્ક એ હોય હૈયાતીનો તો એ ઇશ્ક પર થજો કુરબાની.
અરે આસ્નાઇ ચમનમાં પડયો તો ઝેરની જામ કરી છે નોશ,
હાઃ હાઃ ઝેર પચાવી પચાવી પાલ્યો પીંડ ના થઇ તોયે શાદમાની.
પોલાદ સાથ મોમ કયાં મલશે, સમજમાં ઉલટે અકલ ખાસ,
હાઃ હાઃ અકલ થઇ ના સ્વાર અમલપે જયાં ઉલટી આસ્માની.
અરે અફસોસ હતો ભલો આતશમાં જળવા સંબંધી આશાન,
હાઃ હાઃ અફસોસે જબરો અટવાયો મુરાદ મેદાન રૂસ્તમ ઇરાની.

બલ્ખબામી ઉપર લશકર મોકલ્યા પછી જયારે દસ્તુરાન દસ્તુરને શાહજાદી ગુલશીરીનાની જનાબ શાહજાદા ફીરોજને આવ્યાની ને ત્યાં તે નામદાર શાહજાદી જનાબ બેઅદબ ગુફતેગુ કર્યાની ખબર પડી, ત્યારેજ દસ્તુર શીતાબ પોતાની છાવણી માહેના છુપા માર્ગથી શાહજાદીના મહેલમાં નીકળી આવ્યો હતો અને તે બેઅદબ શાહજાદાને મોટી સીફતે પોતાનો બંધવો બનાવી લીધો હતો, તેથી જે બલ્ખની ફતેહના ખુશ સમાચાર તેને પોતાની છાવણીમાં મળવા જોઇએ તે, શાહજાદીના દીવાનખાનામાં મળ્યા હતા. તે પોતેજ પોતાની નામદાર શાહજાદીને

સંભળાવવાનો નેક નસીબો પામ્યો હતો. પણ આ રૂકા આગળ જે દસ્તુર બેહરામ ઉપર કફા થયો હતો અને તેનો ચેહરો ઉતરી ગયો હતો, તે ખબરથી પોતાની શાહજાદીને વાકેફ કરીને આ ખુશ હીંગામમાં નાખુશ કરવાને દરૂસ્ત જોયું નહીં. તે તેના મોટા અજમાયશી દીલને દીલગીર કરનાર સમાચાર તે પેલો જંગી ફીરોજ, દસ્તુર બેહરામ ને તેની સાથના જોરેમંદોના પંજાથી છટકી ગયા સંબંધી હતા. શાહજાદો ફીરોજ એક એવો દીલાવર ઇરાની શમશેરનો મારનાર હતો કે તેનો જોડયો આજ ફકત દસ્તુરાન દસ્તુર દાદ થાય તો થાય. બાકી સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન પણ તે પાસ વટાવમાં જતો. આ રવેસના જંગી ખવાસનો જવાંમરદ છતાં, તે તમામ ઇરાનના ખુણે ખુણાં ને છુપા માર્ગો જાણતો હતો. તે કાબેલ પણ એવો હતો કે તેની સલાહ ને મસલહત લીધા વગર કોઇપણ ઇરાનનો બાહોશ દસ્તુર રહેતો નહીં. એ શાહજાદાને આજ પંદરથી વીસ વર્ષોની ઇરાનની હાર ને બરબાદીની અજમાયશ મળી હતી. એ ઘણી નાની ઉમરથી ઇરાની જંગી ઉમરાવો ને સરદારોની તાલીમ હેઠળ જંગમાં ઉતર્યો હતો. એણે ઘણીખરી તમામ છેલ્લી જંગ દરમ્યાન પોતાની શમશેરથી ફતેહમંદ બાજી મેળવી હતી. જંગે કાદસીયામાં એ શાહજાદાએ એવી શમશેર બજાવી, કે તે માટે સાઆદ વકકાસને મોહથી પણ વાઃ વાઃ નીકળી પડી હતી. એક ઇરાનીની તારીફ સાંભળતાં સાઆદ સાથના બીજા જંગી આરબો દરમ્યાન બરબર ચાલી હતી; એવો ફીરોજ ઇરાની જંગીઓ દરમ્યાન એકકો નર હતો પણ જ્યાં મોહોબત ને મતલબ આવી ત્યાં કયાં બાહાદુરી ને મોટાઇ ફાવે? આ એક શાહજાદો એવી છુપી જગ્યાએ નહાસી જઇ પોતાનો જાન બચાવીને ઇરાનની પાયમાલી લાવનાર ને શાહાનશાહાતની તારાજી કરનાર નેહાવંદની જંગ પછી રહયો, કે તેની હૈયાતીની કોઇને ખબર રહી હતી નહીં. ત્યારેજ ઇરાનની શાહજાદી ગુલશીરીનાએ શાહે ફીરમાનને પોતાનો દસ્ત બક્ષવાનો કોલ આપ્યો. હવે જયારે શાહે ફીરમાને પાદશાહાત, એશઆરામ ને ખુશ

ખુશાલીનો ભોગ આપીને ઇરાનને છોડવવાનું બીડું ઝડફ્યું ત્યારે બીજા જાન બચાવી ભરાઇ બેઠેલા ઇરાની શાહજાદા, સરદારો, સીપાહો, દસ્તુરો, અમીર ઉમરાવો ને દાનાવો આજ પોતાના વતનને મદદ કરવા ને પોતાના મહજબ ઉપર જાનફેશાની નવાજવા જાહેરમાં આવ્યા, ત્યારેજ જણાયું કે હજી પણ હજારો પાદશાહી ખેશકબીલાના, જંગી ખેશ-કબીલાના, દસ્તુર ખેશકબીલાના, સરદાર ખેશકબીલાના વગેરે ઉંચા નામીચાં ખાનદાનના વફાદાર ઇરાનીઓ હૈયાત છે. એ રીતે આ શાહ-જાદા ફીરોજની પણ હૈયાતી જણાઇ આવી; પણ હવે એના હક ઇલાકા ને ખેશની વાત ઉપર કાંઇ વીચાર કરાય! એવો વખત હતો નહીં. હવે તો જે વખત હતો, તે ફકત એકદીલ ને એકમતે જંગ કરીને પોતાના વતનને દીનદુશ્મનોના દસ્તથી જીતી લઇ તેના લશકરને એવી શીકસ્ત આપવી જોઇએ કે ફરીને મુદઇઓ પોતાનું સર ઉઠાવવાને લાઇ-લાજ રહે. આ હેતુ અમલમાં લાવવાનોજ વખત, ત્યાં અગર શાહ-જાદો ફીરોજ એક સર નહીં પાંચ સર લાવે ને બે દસ્ત નહીં પણ બાર દસ્ત લાવીને દમ મારે, તોય તે ઉપર અમલ કેમ થાય? જ્યારે એક જંગી શાહે ઇરાનની કદીમ મોટી શાહાનશાહાતની એક તનહા શાહજાદી ઉપર મેહેરબાન થઇને ખરા ખાલેસ ઇરાનીનુ દીલ ને જુસ્સો દેખાડયો અને દીનદુશ્મનો સામે થવાને પોતાના મોટા ખજાના ને મોટાં લશકરને ભોગમાં મેલ્યું, ત્યારે શાહજાદા ફીરોજની જબાનને વજન શું મલે? તેની ચાલ પસંદ કોણને પડે? પણ શાહજાદાને પોતાનો હક મેલવવા ને તે સાબુત કરવાની હીંમત મોહબતે બક્ષી હતી. શાહ-જાદી ગુલશીરીનાની ખુબસુરતીની તારીફ સાંભળીને તેણે શાહે ફીરમાનનો નસીબો લુટી લેવાની બાજી રચી. તેણે જેવી બાજી રચી, તેવી બાજી રચવા જેવી તે હેમકાઇ કરે એવો તો શાહે ફીરમાનને ખાબ પણ હોય નહીં, તોય જેવો હક તે સાબેત કરવાને તૈયાર, તેવો હક જો સાબેત થાય તો શાહ પોતેજ એક ઇરાનીના મોટા દીલથી બક્ષવાને તૈયાર થાય તેવા ખાલેશ ખવાસનો ખરો શાહજાદો ફીરોજ અગર

અવલ શાહે ફીરમાનને મલ્યો હતે ને પોતાના હલકા કે ઉમદા ખવાસથી પોતાના ઇરાનની પાદશાહી ઉપર પોહોંચતા હક માટે જીકર ચલાવી હતે તો તે પોતાના હકમાં કાંઇ જુદોજ કરાર થયલો સાંભળતે; પણ તેનું મન સબર અખત્યાર કરી શક્યું નહીં. તે બેસબર થયો. એક નવજવાન શાહજાદી, જેનો રાતોદીન ખ્યાલ ફકત ઇરાનની શાહાનશાહત મેલવવી, દીનદુશ્મનોની ખુવારી કરવી, જરતોસ્તી દીન આઇનને નવેસરથી તાજી કરવી; ફરીથી પાક આતશખાનામાં મજદીયસ્ની દીનના ભણતર મંત્ર ને ગાથાનો મહીમા ગજાવવો, ફરી નવેસરથી માથ્રવાણીનો યઝદી ઝળકાટ ઝળકાવવો, ફરી નવેસરથી પોતાના આતશ બહેરામોના પાક મકાનોમાં મજદાનું રોશન નુર બરપા કરવું, તેવા અજાયબ દીનદારીના ખ્યાલે મસ્ત ને વતન પ્યારે ચકચુર શાહજાદી જનાબ હાજર થઇને દીનદુશ્મનોની દીન અખત્યાર કરીને ઇરાનની સદંતર ખુવારી કરવાનો દમ ભરાવવો! એ ઇરાનીના નામને નામોશી લગાડનારી જબાનદરાજીથી તે કેવો મુસીબતમાં ગીરફતાર થાય ને કેવી મીસકીન હાલતમાં પોતાની જીંદગીનો છેડો જોય, તે બાબેનો તે શાહજાદાને કશો ખ્યાલ રહયો નહીં. દસ્તુરાન દસ્તુર દાદ જેવાની દુરઅંદેશમંદ જીકરી કે 'અવલ શાદી પાછલ જંગ' તે સામે જે શાહજાદીએ પોતાના દીલની નાપસંદી જણાવી. જ્યારે શાહે ફીરમાન ઇરાનની શાહાનશાહત જીતીને દીનદુશ્મનોને ઇરાનની તમામ સરજમીન ઉપરથી નાબુદ કરે અને પોતાના ન્યાગાનોની શાહાનશાહાતનું તાજ પેહરાવી તખ્તનશીન કરે ત્યાર પછીજ શાદી મુબારકની ક્રીયા ને રંગ રામશની થાય! એ કરાર કરે, તે શાહજાદીનો વર્ષોલગી છુપાઇ રહેલા શાહજાદા ફીરોજે કાંઇ પણ અકલમંદ અટકલો કરેલો નહીં, નહીં તો તેની જવાંમરદી ને દુરઅંદેશીનો બેશક એક અવલ આબનો ઇરાની, પોતાની હદ ઓલંગી દીન મેલી દઇ પોતાની મકસદ મેળવવા માટે બેદીન થવાનો કાળો ડાઘ પોતાની પેશાની ઉપર ખેંચતે નહીં. આ શાહજાદો ફીરોજ પોતાની હેમકાઇએ ફસ્યો અને દસ્તુરાન દસ્તુર દાદનો

બંધવો થયો પણ તે ઇરાનથી જબરો માહીતગાર, તેથી જેવો તે કોહે-રસ્તુમના દસ્તુરાન દસ્તુર દાદના મેદાનમાં આવ્યો કે ત્યાંના છુપા માર્ગ ઉપર કદમ પડતાં, તે પોતાના ચોકી પોહોરા વચ્ચે લગાર વાંકો વળ્યો. એક પળ વધુ ને ત્યાંનો તે પથર ઉંચકાયો. એકજ અવાજ ને ધપ-કારો અને શાહજાદો ફીરોજ જમીનમાં ગરક! પેલા દજન જબરા જંગી મોબેદોએ ધણી પણુ રીતે ખોલ્યો. ચારે દીશા તરફ જોસ્તેજુ કરી પણ શાહજાદો ફીરોજ કયાં પણ હોય? જાણે જમીન ફાટી તે ગરક ગયો, તેવોજ ખ્યાલ લઇ તેના ચોકીદારો પોતાના સરદાર પાસ ગયા. સરદારે તે વાત જાણી, જે પછી તે ખબર દસ્તુરાન દસ્તુર દાદના કાનમાં પડી. આ ખબરે દસ્તુરાન દસ્તુર દાદના દીલની એકે એક રગમાં લખ-લખું ચઢયું. તે નામદારે પોતાના દુરઅંદેશાથી શાહજાદા ફીરોજના છુટી જવા ઉપરથી શાહજાદી ગુલશીરોનાની રોશન બાજીને ખલલ થયલી જોઇ, પણ હવે તેના દસ્તમાં જે બાજી છે ને મગજમાં જે અંદેશો આવ્યો, તે ફકત જંગ ને તેની રચના છે. હવે દસ્તુરાન દસ્તુરને શાહજાદી ગુલશીરીનાની બેસબરી અખત્યાર કરીને એક જેહાન ઉદલ પાદલ કરનારી જંગ મચાવ્યામાં જે તે સાર જણાયો છે. દસ્તુરાન દસ્તુર દાદ ઉપલા સંગીન બોજાથી ધણો ગભરાયલો શાહજાદીની રજા માંગી પોતાની છાવણી તરફ જવાને ઉઠયો; તેટલાં ત્યાં કોહના રખવાલ સાથ એક આરબે આવી તે નામદારને કુનસ બજાવી. આ આરબ કોઇ નહીં પણ ઇરાન સરજમીનનો પેલો જંગી દસ્તુર જામાસ્પ હતો. તે ફરગાનના પાદશાહ તારખાનના બીજા પેગામ સાથ હાજર થયો. શાહ-જાદી ગુલશીરીના તેને ખરો આરબ સમજીને ચોંકીને ઉઠી. તે નામદારે તો એમજ જાણ્યું કે દીનદુશ્મનોને તેના છુપાં મથકની ખબર પડી અને તેઓનું લશકર આવી લાગુંજ. જાસુસનો તમામ તાજીમ તવાજો ને ઢપછપ એક ખરા આરબ રવેશ હોયાથી તે શાહજાદીની દેહેશતનો પાર રહયો નહીં પણ તેટલાં દસ્તુરાન દસ્તુરે, તે નામદાર શાહજાદીને એક ભેદી નીશાન કરી, ત્યારેજ તે ઇરાનના તખ્તની ઉમેદવારના

દીલને સબર મળી. દસ્તુરાન દસ્તુરે આ વખતે ત્યાંની ઓરત મીજલસ બરખાસ્ત કરી.

---

## બાબ ૩૯ મો.

### શાહજાદી ગુલશીરીના, દસ્તુરાન દસ્તુર દાદ ને દસ્તુર જાપાસ્પ ત્રણે નામદાર એકાંત મસલહતગાહમાં.

"તમામ ભેદ પામ્યો છું યાર ગર એકબાલ મુશ્કેલાત બાકી છે,
કીનારા લગી આવ્યો સલામત ગર મુરાદ મુલાકાત બાકી છે.
જીંદગી ફીદા રાખી થયો શરીક ગુલામી એખત્યાર કરતાં વતનનો,
જ્યાંલગી એક બુંદ લોહી ધરાવતી આ ઇરાની હૈયાત બાકી છે."

શાહજાદી ગુલશીરીનાને એકાંત જોતાં દસ્તુર જામાસ્પે કદમબોશી કરી. તે જંગીએ બેશુમાર ઓજરખાહીથી પોતાની બેઅદબીની માફી ચાહી. પછી બોલ્યો: "ઓ નામદારોના નામદારની યાદગાર શાખા! અમારી યજદી ઝળકાટ ધરાવનારી શાહજાદી! મારી બેઅદબીની દરગુજર કરજો. આપણી મકસદને ખાતર મને મારા ખરા ઇરાની પોશાકથી જુદા પોશાકમાં મેલવો પડયો છે. એ ભારી તકસીરમાં ગીર્ફતાર થઇને મેં મારા મરહુમ ન્યાગાનોના રૂવાનને નાખુશ કરયાં છે, અને હું પણ ચાહું છું કે મુદઇની શીકલ એખત્યાર કરવા ખાતર કોઇ દીનદાર ઇરાની મારી ગરદન ઉપર પોતાની શમશેર લગાવે ને મને મારી તકસીરની સજામાં બેજાન કરે. એ દીનદુશ્મનના પોશાકમાં મારી બેહોરમતી તો બેશક બરહક થાય છે કે જ્યાં ત્યાં મને ઇરાનીઓના પંજાનો જબરો સ્વાદ ચાખવો પડે છે. નામદાર શાહજાદીને આ જંગની દેહશત રોશન હશે કે આપણા આ કોહેસ્તુમ ને આદર બીજાનની તમામ સરજમીન દીનદુશ્નોના એક જબરાં લશકરે ઘેરી લીધી છે. આ ભેદ મને મળ્યો છે, તેનો સબબ, હું પોતે એક

આરબ જાસુસ છું. આ લશકર આજની નહીં પણ કાલની શીહા રાતે યાને પોતાના ચાંદના નવા દીવસે શબેખુન મારવાને નકી વીચાર કરી રહ્યું છે. પાદશાહ તારખાનનો પહેલો પેગામ મેં દસ્તુરાન દસ્તુરને પોહોંચાડયા સાથ જે બલ્ખબામીની ફતેહ ને કબજો થયલો જણાવ્યો, તે આજ ને કાલ આપણા રોશન એકબાલ જાણવા. આ મોટાં શેહેર ને કીલ્લામાં અગર આપણે તમામ જણ હયાંથી છુપી રાહે નીકળી જઇ ત્યાં પોતાનું મથક બનાવ્યે તો દીનદુસ્મનોને હયાંના હયાં ગુંથાયલા, ગુંચવાયલા ને શીકસ્ત હાલ મીસાલના સરગરદાન રોકી શકયે. વળી જો એ આરબ લશકરને એ ખ્યાલમાંજ રાખવાની તજવીજ કર્યે કે જે શાહજાદીના નામે ને હકે આ ઇરાની લશકર જંગમાં ઉતર્યું છે, તે નામદાર શાહજાદી હયાંજ પોતાનું છુપું મકાન રાખે છે, તો તેથી આરબોના ખલીફની આ મકસદ કાયમ રહેશે કે 'જેમ બને તેમ હકદાર શાહજાદીને પકડી યા તો જીતી લેવાની તજવીજ કરવી કે પછી આ સઘળું ઉઠેલું તોફાન બીલકુલ નરમ પડશે.'"

દસ્તુરાન દસ્તુર દાદે પોતાનો ઇરાદો જણાવ્યા પહેલાં પાદશાહ તારખાનનો પેગામ વાંચ્યો. તેમાં તે નામદાર શાહે પોતાની બુઝોર્ગ ઉમરને લીધે પોતાના વડા શાહજાદાને સઘળાં લશકરની સરદારી આપીને પોતે પોતાના પાયતખ્ત શેહેર તરફ રવાના થયો, તે માટે દરગુજર ચાહી હતી. બીજું તે નામદાર શાહે પોતાની અજમાયશના આધારે હાલની જંગનો હીંગામ અગર ઇરાનના બાબમાં કમનસીબ ઠર્યો ને ઇસ્લામી સમશેર ને જંગ દરમ્યાન નામદારી ઝાંખી પડી, તો ઇરાન હમેશાંનું ઇરાનીઓના દસ્તથી ગુમ થયુ અને જરથોસ્તી મહજબ ને મોબેદોની બરબાદી થઇજ, એવો ચોકસ વીચાર જણાવ્યો હતો. પાદશાહનો આ તર્ક તો દસ્તુરાન દસ્તુર પોતાના મનમાં આજ લગભગ ત્રણ દીન ને રાત થયાં આગળથી બાંધી રહયો હતો. તે તર્ક દસ્તુર જામાસ્પ ને શાહજાદી ગુલશીરીનાએ ખુબ ગોર કર્યો. શાહજાદી ઘણી મક્કમપણે આ સખુનો બોલી :

"આજ પંદર વર્ષો થયાં લગભગ તમામ ઇરાનના પગભર થયલા દીનદુશ્મનોનો દોર નાબુદ કરવાને ખુદ ખુદાવંદ શીવાય કોઇમાં તાકાત નથી; લગભગ ઇરાનના સઘળાં શહેરોમાં ઇસ્લામી શમશેરે પોતાના ત્રાસે પોતાની ઇસ્લામી દીન આશકારા કરી છે, અને હજારો હજાર આતશકદેહ ને આતશખાના જમીનદોસ્ત કરી નાંખ્યાં છે. મોટાં શેહેરોની ખલકોની ખલકોને કતલ કરી નાખી છે, જેઓએ દીન કબુલ કરી નથી ત્યાં પોતાની શમશેર એવી તો નાતરસ ચલાવી છે કે આજ તે તમામ સરજમીન વેરાન થઇ છે. જ્યાં જોરેમંદ ને જંગી કોમ વસતી હતી ત્યાં આજ જંગલી હેવાનોએ મકાન કરયાં છે. આ જે ગજબ ગુજર્યો છે, અને તે દરમ્યાન કોઇ જાતનો અટકાવ મળ્યો નથી તેથી એ દીનદુશ્મનોની કોમ પોતાના જોર ઉપર મુસ્તાક રહી છે. તેનો પુરતો લાભ લેવામાં આપણે ખુબ તદબીર રચવી જોઇએ. જ્યારે આપણને છુપી ખબર મળી છે કે ઇરાનીના લોહીના તરસ્યા આરબો આપણા કયાની કીલ્લા આસપાસ ફરી વળ્યા છે અને આપણી હાલ આ જબાન ચાલે છે, તેને ચોવીસ કલાક ગુજરીને પુરા થાય યા ના થાય તે આગળ શબેખુન મારીને આપણી સમુલી પાયમાલી કરવાને ઠરાવ કરી ચુકા છે; ત્યારે મારૂં મત ફક્ત અવલ આફતમાંથી મારી પુરાણી કોમને બચાવી આ કીલ્લા ને આદરબીજાનથી શીતાબીની તાજુબીની હદ ના રહે એ ઝડપે હયાંથી તેને કુચ કરાવી બીજા બચાવવાલા કીલ્લામાં લઇ જવી જોઇએ. ઓ નામદાર કરામત ભરેલા દસ્તુર દાદ, અવલ વગર પળ ખોહવે આપણા તમામ ઇરાનીઓને બચાવ, બચી જાય તેવી તદબીર ને અંદેશો રચ. જો તેમ ના થતું હોય અને કોઇ તદબીરથી દીનદુશ્નનોની ધારણાની સેતરંજ ના ઉલટાતી હોય તો શીતાબીથી આપણાં શમશેરના મારનાર અથોરનાન લશકરને મેદાનમાં ખેંચ અને છેક નજદીકીમાં આવીને આરબ લશકર આપણા કયાનીઓના જુનામાં જુના કીલ્લાની તારાજી કરે તે આગમચ તેની રાહ બંધ કરાવ. પછી નામદાર શાહે ફીરમાનને

શીતાબીથી આપણી તરફ પોતાના મોટાં લશકરમાંથી આપણો હાલ નીભાવ થાય તેટલો એક જંગી ભાગ આપણી મદદે મોકલી આપે તેવો પેગામ પોહોંચાડ. હું તો વગર વેહેમે આ ખ્યાલ કરૂં છું કે આપણા દીનદુશ્મનોએ ખબર જયાંલગી આપણા કોઇ બેદીન થયલા ઇરાનીને મોટી લાલચ આપી ફોડયો હોય નહીં ત્યાંલગી તો જીનહાર કીલ્લાની છુપી રાહ કે ગુપ્ત ભેદ પામી શકે નહીં. હું તો હમેશાં આ મારો મકમ ઠેરાવ જણાવી ચુકી છું કે ખલીફ ઓમર જેવો, આદમીના ભેદને ફકત તેના કારોબાર ને ખટપટ સાંભળીને પામી જનાર દીનદુશ્મન, ઇરાનીઓ ઉપર એક એલચીખાતું રવાના કરીને દાનાઇના પેગામનામાથી ઉઠેલી જંગને સમાધાન કરવાની આશાન રાહ અખત્યાર કરે એવો વીચાર રાખવામાં ગોયા આપણે પોતાને હાથે તારાજ થઇ જવા જેવો દાવ ચલાવ્યે છીયે. આજ જયારે દસ્તુર જામાસ્પ આરબ પોશાકમાં આરબ સરદારો ને લશકરનો ભેદ પામ્યો, જે સાંભળી હું તાજુબ થઇ નથી, પણ આરબસ્તાનના ખંધા ખલીફે જે ચોકસ ગણત્રીએ આજલગીની બાજીથી તમામ જંગનો રંગ ઉપજાવ્યો છે, તે આધારે હાલ પણ તેની બાજી ચાલે છે એટલું સમજું છું. મારી મરજી તો દીનદુશ્મનો આપણા કીલ્લામાં દાખલ થઇ આપણને હેરત કરયા સાથ કતલ ચલાવવાને ફાવે તે આગમચ આપણા જંગી લશકરથી એવી કોઇ કરામત બને કે તે કુચ કરતું જુસ્સાદાર મુદન લશકર કોઇ બીકટમાં બીકટ રાહમાં ઘેરાઇ શીકસ્ત પામે અને પોતાના શીહા શીતારાને જોરે ખાકમાં ગરક થાય, એવી બાજી ઉલટાવવી જોઇએ."

શાહજાદી ગુલશીરીનાને સાંભળતાંજ દસ્તુર જામાસ્પના તનમાં બહારની મોસમ મીસાલ નવજવાની ખીલી આવી. ગોયા તે દસ્તુરમાં નવેસરથી નરેશેરનું જોર જમાવ થયું હોય એવો તે પોતાના ચેહરા ને દેખાવમાં તેહમતન બની ગયો. તે નામદારે પોતાની શાહજાદીના સખુનોને 'આમીન, આમીન, આમીન!' એમ ત્રણ મરતબે મુબારકબાદી આપ્યા પછી ગંભીરાઇથી આ ભેદ જણાવ્યો:

"કુલ જેહાનની કીંમતની નામદાર શાહજાદીની મુરાદ તે જેહાનને બરપા કરનાર મઝદા બક્ષો! આરબોના હાલના લશકરમાં આગલા ફસાયલા હદીકે કે નુહાઇમ જેવા સરદારો દીસ્તા નથી પણ વડો સરદાર હસન એક જબરો જંગી ને લડાઇની તદબીર કરનારો છે. એ સરદારનો હું હરીફ થઇ તેની ખાસ ટુકડી સામે ઉભો રહું તો તે આરબ સરદારને બીજાં ઇરાની લશકરને હેરાન કરવાનો ખાબ થઇ જાય. હું જ્યારે શાહે ફીરમાનની હજુરમાં ઇરાનીઓના માર ને ગુસ્સામાં ગીરફ્તાર થયા પછી જ્યારે મારી મકસદ તે નામદારને સમજાવ્યામાં ફાવ્યો ત્યારે જેટલો હું ખુશીમાં આવ્યો હતો, તેટલોજ નાખુશ જ્યારે હું સરદાર હસનનું પેગામનામું લાવનારને સ્વાધીન થઇ ચાલ્યો ત્યારે થયો હતો; પણ નરસમાંથી સરસ બની જઇને એક ઘણીજ અસરકારક દલીલ આશકારા આવી હોય તો આ આરબ પેગામચીને મોહથી મળેલી મને અનેક ખબરમાં આરબો કેવા છુપા આ જંગ દરમ્યાન પોતાનાં મોટાં લશકરથી ઉલટવા માંગે છે, તેનો અજાયબ હેવાલ મળ્યો. આ હેવાલની રાસ્તી જોવાની મને એટલીતો અધીરાઇ આવી ગઇ, અને જો તે માફક મુદઇઓનાં લશકરની છુપી હીલચાલ ચાલુ હોય તો આપણા આ દીનદુશ્મનોથી બેખબર કીલ્લાનો કેમ બચાવ કરવો અને કેવી શીતાબીથી એ તરફ કુચ કરી આવવું, એ ખ્યાલે મને દીવાનોજ બનાવ્યો. મેં સરદાર હસનના પેગામચીને શું એક મારી જાસુસી બાતેન બુલંદ મતલબ સમાયલી હોય તેવાં ડોલ ને દમસમથી તોરમાંજ કહ્યું 'મને શીતાબીથી મદીના તરફ કુચ કરી જવું જોઇએ. સરદાર હસન કરતાં ખલીફ સામે મારૂં સર જમીન ઉપર મેલીને હયાંની તમામ ખબર જણાવવી જોઇયે, નહીં તો એક મોટી આફત અરબસ્તાનને સર ધીકવાને જે વખત જાય છે, તે અરસામાં પાયો નાખશે.' અને પછી મેં આરબની તાજીમ તવાજો ને સલામ બજાવી મારા અસ્પને એવો તો યાહોમ મેલી દીધો કે તુફાન પણ તેની તેજ ચાલના ધુમવા પાસ કુછ બીસાત ગણાયું નહીં. મેં આ જે ઝડફનો જોસ્સો દેખાડયો

તેથી તે પેગામચી તો ચુપ થઇ પોતાના સરદારની છાવણીની રાહ ધરી ચાલ્યો અને હું આપણા કીલ્લા ને મુલકની સરહદમાં ઉતરયો. ત્યાં મારો અસ્પ ઘુમાવતો જોવું છું તો મુદઇઓની નાની નાની ફોજો કુચ કરતી છે. કોઇ છાવણી નાંખે છે, કોઇ છાવણી ઉઠાવે છે. કોઇ ઉત્તરની રાહે ઉતરે છે, કોઇ દખણની રાહે ફરે છે. કોઇ ઉગમણ તો કોઇ આઠમણનાં મેદાનમાં સરસ નાકાં જોતી ને તપાસતી છે. આ રવેસની દગલબાજ મુદઇઓની જંગ તૈયારી ને જંગી લશકરની કુચ જોતાં મેં એક પળ પણ હયાં આવ્યાની ઢીલ રાખવામાં દરૂસ્ત જોયું નહીં. હવે નામદાર શાહજાદીએ ને દસ્તુરાન દસ્તુરે ખુબ મગજ રાખી સાંભળવું કે આ લશકરને આપણા કીલ્લાની ખબર નહીં હોયાથી રાહ ચુકીને મદાયુન તરફ ચાલ્યું જાય છે. ત્યાં લાંબી મંજલ કરી જઇ પોહોંચી જે મેળવશે તે માત્ર તે તારાજ પાયતખ્તની વેરાન થયલી સરજમીન ઉપર ભુખમરો ને મરકી; મગર આ વખત એવો નથી કે એવી ફેરવાઇ જતી બાજી ઉપર બેશીકર રહેવું. મારો તો એવો ઇરાદો છે કે એ દીનદુશ્મનોનાં લશકરને સાસાન્યન શાહાનશાહોના જાહોજલાલ પાયતખ્ત શેહેરમાં લઇ જઇને એવા તો ઘેરવાં અને ત્યાં આપણા કતલ થઇ પડેલા નામદાર ઇરાનીઓના કીનામાં તે ભુખ્યાં ને તરસાં મુદઇ લશકર ઉપર એવી તો કતલ ચલાવવી કે જમાનો પણ આપણા કીનાના મેદાનમાં પનાહ માગે."

દસ્તુર જામાસ્પના સખુન સાંભળી દસ્તુરાન દસ્તુર દાદે જવાબ દીધો:

"ત્યારે શું આપણે કીનો ને કતલ ચલાવી આપણી બાકી કોમ સાથ દીનદુશ્મનોના મેદાનમાં ખપી જવું? આજ આપણા મહજબના જાનફેશાનો જેટલા છે તે તમામ નેક નર તન ઉપર બખ્તર ને હથ્યાર બીડીને જંગમાં ઉતર્યા છે; તે તમામ સંખ્યા હાલમાં વધી વધીને લાખ તો માનમાન થાય; તે જંગી ફોજ ખપી ગયા પછી ઇરાનનું શું થાય? આપણી નામદાર શાહજાદીનું શું થાય? આપણી મજદીયસ્ની દીનનું શું થાય? અરે ઓ એકમાલ! તારાં ભેદની કીતાબ કેઇ રયાજત

વંચાવી માહીતગાર કરે, કે નીપજનાર અંજામની બાજી ખેલી લઇએ. ઓ નામદાર શાહજાદી ને નેક જામાસ્પ! મારી તો આ નેમ ચોકસ અમલમાં મેલું છું કે એ કુચ કરતાં મુદઇ લશકરો સામે ફરગાનાનાં લશકર સાથ આપણા આતશ જેવા રોશન તનના પાંચ હજાર અથોરનાન લશકરની સરદારી લઇ તમો કુચ કરી જાવો; અને મુદઇ ફોજ મદાયુનમાં દાખલ થાય તે આગળ તમો જો બને તો તેનો કબજો લઇને ત્યાં તે દીનદુશમનોની ફોજ ઉપર આતશનો મારો ચલાવો. આરબ લશકર સામે હાલની જંગમાં આપણે આપણા પાક આતશની મદદ લેવી જોઇએ, અને એનો વરસાદ વરસાવીને આપણા કીનાના આતશને રોશન કરવો જોઇએ. રોશન કરીને ખુશાલ કરવો જોઇએ એટલુંજ નહીં પણ આપણા નામદાર ન્યાગાનોનાં રૂવાનોને ફીરદુશ દરમ્યાન સોરખરૂ કરવાં જોઇએ. નામદાર જામાસ્પ, તું શીતાબ આ સીતમગર અરબસ્તાની પોશાક કે જબાનને આગ લગાડ અને ફરી ન્હાન નાહીને એક એવો આતશ્યા ઇરાની બની જા. પછી ઇરાનની ઉમેદનો સીતારો રોશન થાય તેવી જશ મેળવનારી જીત મેળવ." એ હોકમ દસ્તુરાન દસ્તુરે કર્યો, તે સાંભળતાંજ દસ્તુર જામાસ્પ શાહજાદી ગુલશીરીનાને કુરનસ બજાવી તથા દસ્તુરાન દસ્તુર હાદને સર નમાવી પોતાને થયલા હુકમ ઉપર અમલ કરવા ચાલ્યો. તે નામદારને જતો જોઇ શીતાબ શાહજાદીએ એક રૂકો તેના દસ્તમાં મુકયો, કે અગર જો તે દુશ્મનની રાહ ઘેરતાં કોઇ એવી તક આવે કે તે પેગામ શાહે કીરમાનને પોહોંચી શકે તો તેમ કરવાની ઘણી ઇન્તેજાર નેઘાહથી અર્જ ગુજારી. શાહજાદીની અર્જ ને ઇન્તેજારી ઉપર દસ્તુરાન દસ્તુરે ખુશ મીજાજથી અર્જ ગુજારી "નામદાર શાહાનશાહજાદી, દસ્તુર જામાસ્પની રાહથી શાહે કીરમાનની છાવણીની રાહ તદન ઉલટી દિશાએ હોયાથી દસ્તુરથી એ રૂકો પોહોચાડવાને બનનાર નહીં પણ પણ મારો જાસુસ મારા પેગામ લઇ ત્યાં જનાર છે, તેની રાહ હોયાથી તે પોહોંચાડવામાં ફાવશે." એ કહીને શાહજાદો રૂકો પોતે સ્વાધીન લીધો.

## બાબ ૪૦ મો.

### દસ્તુરાન દસ્તુર દાદનો પેગામ બલ્ખબામીના સરદાર ઉપર— કોહેસ્તુમથી શાહજાદી ગુલશીરીના પોતાની ઇરાની ખલક સાથ છુપી રાહે બલ્ખબામી કુચ કરી જાય છે.

"મગદુર શું કે ઇરાનીની હરીફે થાય ઇસ્લામીસે,
તાકત શું કે ધસ્યો આવે ઇસ્લામી બેફામીસે.
વાદળ મીસાલ ઇરાની જંગી વર્ષાવસે લોહી જંગસે,
દલેરીના દીલ ડરાવતાં પેહેલવાનગીરી ખેલશે અંગસે.
આતશ મારાથી દુશ્મન જાનપે ઇરાની બાજી ખેલસે,
વતન મોહબતમાં ગર્ક જઇને રજમગાહ રાજી રેલસે.
યકીન છે ઇરાની રાસ્ત, યકીન યકીન યકીન યજદાન,
મહજબ મુદઈના મસ્તક વ્હાડશે જંગી માજદીયસ્તાન."

છુપી રાહે શાહજાદી પાસ દસ્તુરાન દસ્તુર દાદે શીતાબીથી પોતાની છાવણીમાં જવાને રૂખસદ ચાહી. જેમ કીલ્લા દરમ્યાન આવ્યો તેમ તે ત્યાંથી પોતાની છાવણીમાં દાખલ થયો. તે નામદારની હાજરીથી તેના તમામ અથોરનાન સરદારોના ચેહરા ઉપર ખુશાલીનો ઝળકાટ રોશન થયો. શીતાબ ત્યાં એક દરબાર ભરાઇ, પેગામનામા લખવાનું કામ ચાલ્યું. દસ્તુરાન દસ્તુરે બલ્ખબામીનો અખત્યાર ધરાવનાર સરદારને પેગામ લખ્યો:—

"શીતાબીથી શાહાનશાહી મહેલ તમામ પાદશાહી રૂપે રોનકદાર કરવો. આપણી નામદાર શાહજાદી પોતે ત્યાં મુકામ કરવા આવે છે. પાદશાહ તારખાનના લશકરના વડા સરદારને પોતાનું નીમોનીમ લશકર તૈયાર રાખવાને મારો ફરમાન કહેજો. જમીન બાતેનની રાહ દરમ્યાન રોશન ચેરાગોની હાર લગાડજો. દીન દુશ્મનોથી ખુબ હોસ્યારીમાં રેહજો. શાહે ફીરમાનનો પેગામ મલે, તે મને શીતાબીથી રવાના કરવાને ચુકવું નહીં."

આ પેગામ સાથ શાહજાદીનો પેગામ પણ એક ઇરાની સીપાહને હવાલે કરી છુપી રાહે રવાના કરયો. એક બીજો જુદો રૂકો શાહાજાદા શાપુર ઉપર લખ્યોઃ—

"ઓ નામદાર શાહજાદા, તમો તમારા શાહાનશાહના આપેલાં મદદગાર લશકર સાથ સરદાર હસનની દખણુ બાજુએ કુચ કરી જવું. ત્યાં જો તમને કશો અટકાવ કે દુશ્મનનો મારો મલ્યો નહીં તો વગર ધીલે શીતાબ મારાં આદરબીજાનના મેદાનમાં કુચ કરી આવવું. મારા મેદાનની તમો નામદારને નીશાની જણાવી છે, તે મીસાલે અમલ કરજો!"

બીજો પેગામનો રૂકો શાહે ફીરમાનને દીનદુશ્મનોના થનારા છુપા ધુજારા ને ધસારાનો તુલોતવીલ હેવાલ લખી શાહ તથા શાહજાદા બન્ને ઉપરના પોતાના રૂકા રવાના કરનારો બીજો ઇરાની સીપાહ ઠેરવ્યો.

ખોરમનો શાહજાદો જે પાંચ હજાર સીપાહ લઇ ઇરાનીઓની મદદ સાથ જંગમાં ભાગ લેવા આવ્યો હતો તે નામદારને તો બાહરોબાર કોહેસતુમના કીલ્લાના મેદાનમાં બોલાવ્યો કે દીનદુસ્મનોના ધસારાનો પુરો જવાબ આપવાને દરમ્યાન એક જવાંમરદી ભરેલી જંગ મચાવવાને આશાન પડી જાય.

આ પછી દસ્તુરાન દસ્તુર દાદે કોહેસ્તુમના રખવાલ સરદાર દસ્તુર બેહરામને જાહેરનામું રવાના કર્યું કે 'કીલ્લા દરમ્યાન તમામ ઇરાની મરદો, બાનું ને બચાં જેઓ જંગમાં કશો ભાગ લઇ શકનાર નહીં, જેઓની પોતાના કીંમતી અસબાબ સાથ જો બલ્ખબામી દરમ્યાન જઇ મકાન કરવાની મરજી હોય તો આપણી નામદાર શાહજાદી સાથ હયાંથી કુચ કરી જવા સારૂ તૈયારી કરવી. હયાં મામલો ઘણો ખુનખાર ને જબરી કતલનો મચશે. આ તમામ ઇરાની કોમ તૈયાર થાય તેને આપણા જંગી અથોરનાન લશકર સાથ બલ્ખબામી રવાના કરવાની તમામ સગવડ કરી આપવી અને આપણી નામદાર શાહજાદીને મારા રૂકામાં જણાવેલી અરજ કરવી, કેઃ—

"દસ્તુરાન દસ્તુર દાદ તરફથી શાહાનશાજાદીને મીનતગુજારી સાથની આ અરજ છે કે પોતાના તમામ રીસાલા ને સંગ સાથ, તમામ પોતાના ખજાના ને બેકીંમતી ચીજ સાથ, બલ્ખબામીના કીલ્લામાં કુચ કરવાની શીતાબીથી તૈયારી કરવી. ખુરશીદ ગોરબ થતાં પહેલાં કોહેસ્તુમને છેલ્લી સલામ કરવી જોઇશે."

પછી દસ્તુરાન દસ્તુર દાદે પોતાના બે ઘણા વફાદાર મદદગાર દસ્તુર ધવલ ને દસ્તુર શરોસને કીલ્લાના મોટા બુરજો દરમ્યાનના આતશના મારા ફુકનારા પોલાદના હાથીઓ તે ઉપર ત્રાંબાના સ્વાર સાથના, તમામ સાફ કરી તથા તેના સાંચાકામને ખુબ રોગન લગાડી કીલ્લા ઉપર ગોઠવવાનો હોકમ કરયો. આ ત્રાંબાના જબરા સ્વારો સાથ પોલાદના હાથીઓમાં એવી કરાંમત હતી કે જેવો દુશ્મનનો તીર સ્વારના સરને લાગ્યો કે સર ખુલી જઇ તે દરમ્યાનથી આતશનો વરસાદ વરસી રહેતો. આતશનો વરસાદ વરસાવનારાં સાંચાકામની એવી કરામત હતી, કે તે આતશનો મારો એક ઘડી ચાલુ રહયા પછી પેલું ખુલી ગયલું સર ફરીને તેના ડોકાં ઉપર બેસતું થઇ જતું. ફરી જેવો તીર લાગ્યો કે સ્વારનું સર ફરી ઉઘડી જઇને યુદ્ધના મેદાનમાં આતશ વર્ષતો હતો. આ પીલસ્વારો એવા તો તલેસમ મીસાલના આગલા કયાનીઓના વખતથી બનેલા હતા કે તે સો હાથીઓને ચાલુ રાખવાને અર્ધ દજન જંગીઓ પુરતા હતા. આતશનો મારો ચાલુ રાખવા સારૂં ફકત તેના ઠેરવેલા વખતે તે દરમ્યાન આતશ ફુકનારી ચીજો ભરવાની મેહનત લેવાતી. બીજી તમામ ગોઠવણુ તો તેની બનાવતનીજ ખુબી હતી. આ પીલસ્વારોને કીલ્લા ઉપર જયાં જયાં ગોઠવવાની જગા હતી ત્યાં ત્યાં ગોઠવવાનો હોકમ અમલ થવા લાગો. આ પીલસ્વારો એવા તો આબાદ આતશનો મારો ચાલુ કરીને દુશ્મનોનો ઘાણુ કાઢી નાખનારા હતા, કે આગલા સાસાન્યાન શાહાનશાહો એ પીલસ્વારોને દુશ્મનો ઉપર હલ્લો લઇ જવાની હરોલમાં ચલાવતા અને અજાયબી ઉપજાવતા હતા. એ પીલસ્વારોની તે કળા ને જબરી અસરથી દસ્તુરાન દસ્તુર દાદને

પુરતી વાકેફી હતી, તેથીજ તે નામદારે એક જમાનો થયા નકામા જેવા પડેલા તે કરામતી સાંચાકામના પીલસ્વારોને સજ્જ કરીને હાલની આફતકારક દીન દુશ્મનોની જંગમાં કામે લગાડી પુર લાભ લેવાની બાજી રચી.

બીજી કયાનીઓના જમાનાની ઇરાની અજાયબી, તે અસ્પ સ્વારોની ફોજ હતી, અસ્પો શુદ્ધ ચાંદીના ને સ્વારો પોલાદના, જે દરમ્યાન બાતેન એવું કરામતી સાંચાકામ મેલાયલું કે અસ્પ જંગના મેદાનમાં ઉછલે, ખંખારે ને દુશ્મનોને કરડી નાખવા ધસે. ઉપર બેઠેલો સ્વાર, પોતાના ખુંખાર જાનવરના ધસારા સાથ શમશેર ઉંચકે, ફટકો લગાવે ને એવા તો ઝડફના હાથ કરે કે હરીફના દીલનો હોશ ખતમ થઇ જાય! આ અસ્પસ્વારોની ફોજની સંખ્યા એક હજાર હતી. તે ઇરાની શાહાનશાહો દુશ્મન પાદશાહોના પોતાના પાયતખ્ત ઉપર થતા હુમલા વખતે કીલ્લા બાહેર ખોદેલી ખાહીને મુખડે રાખતા હતા. જ્યારે દુશ્મનોનું જોર વધી પડીને પાયતખ્તની અડોઅડ આવી લાગતા ત્યારે આ સાંચાના અસ્પસ્વારોની કરામતે જીત મેલવવા લગી ધસી આવેલા દુશ્મનોની મોટી ખુવારી થઇ જઈ હતી. તે અસ્પસ્વારોને કોહેસ્તુમના કીલ્લાની ખાહીના મથાલે ગોઠવવાની ધમાલ ચાલી. દસ્તુરાન દસ્તુર દાદની પોતાનીજ હાજરી હાલ કીલ્લામાં હતી. અથોરનાન લશકર જબરી જંગની તૈયારીમાં રોકાઇ ગયું. ઇરાની ખલકને તે જેમ જેમ તૈયાર થતી ચાલી તેમ તેમ કોહેસ્તુમના બાતેન માર્ગે બલ્ખબામી તરફ રવાના કરવાનું કામ ધમધુકાર ચાલુ થયું. ખુરશીદ ગોરબ થતી વખતે તો શાહજાદી પોતાના તમામ પાદશાહી રસાલા સાથ બાતેન રાહ દરમ્યાન ઉતરી. એક જેહાન ધુજાવનારો પોકાર પડયો. દસ હજાર વતનના જાન ફેશાન અથોરનાનોએ પોતાની શાહજાદીની રવાનગી વખતે છેલ્લો અફસોસ ખેંચ્યો. દીનદુશ્મનોની પાયામાલી ને દીન દોસ્તોની સલામતી ચાહનારી બંદગી ગુજારી તે એવા તો બુલંદ અવાજે કે, આસમાન ઉપર સ્પેન્તમાન જરથોસ્તનું નુર ઝલકયું.

આ વખતે શાહજાદી ગુલશીરીનાનાં દીલમાં એટલો તો કાહ્ ઉપજ્યો હતો કે તે નામદારે જતી વખતે એક હરફ પણ કોઇને સંભળાવ્યો નહીં. તે તો એક આસ્માની યજદ કે અમસારપંદ હોય એવી બેફીકર ને તદ્દન બેધ્યાન જેમ તેના રસાલાનો રખવાલ ચાલ્યો તે પાછળ ચાલી. શાહજાદીનું આ વખતે હોસ્ન એવું તો ખીલ્યું કે રાહમાં જ્યાં તેનું કદમ પડતું ત્યાં ઝલકાટ ઝલકી રહેતો હતો. આજે તેને પોતાનું લગભગ પંદર વર્ષનું મકાન મેલી દેવાની ફરજ પડી, તેથી તેના દીલમાં એવી તો સુસ્તી ને શીકસ્તગી પેડી હતી કે તેના ઇરાની જુસ્સા ને જાહોજલાલીના દીન ગણાઇ ચુકા હોય તેવી તે નાઉમેદ દેખાવા લાગી. તે નાસીપાસ હાલતે તેની ચશ્મમાં કાંઇ એવી જાતની ઝલક રોશન કરી કે ચશ્મ ગોયા રોશન થયલા આતશ્યા સીતારા હોય! અરે તે શાહજાદીને કોહેસ્તુમ મેલીને જવાનો હોકમ કબુલ નહીં રાખવાને જોર જબરાઇ કરનાર તો કોઇ હતો નહીં પણ દસ્તુરાન દસ્તુર દાદની દુરઅંદેશી સામે અટકાવ નાખવાને તે નામદાર શાહજાદાએ દરૂસ્ત જોયું નહીં. શાહજાદી ગુલશીરીનાનો રસાલો જૈફ ને જવાન પાદશાહી ને ઉમરાવ તખ્મની બાનુઓ મલી જુમલે દોહોડ હજારનો હતો. તે તમામ રીસાલો પણ કોહેસ્તુમથી જતાં ગોયા આફતના મોહમાં જતો હોય એવો ગમખાર ને સુસ્ત થઇ ગયો હતો. અથોરનાન લશકર પોતાની શાહજાદીની ફત્તેહના તરેહવાર જંગના જુસ્સાદાર શરોદો ખેંચતા ને જંગ વાજા વજાડતાં હતાં પણ જે જુસ્સાના તોરમાં કોહેસ્તુમ દરમ્યાન તે ઇરાનની અવલ બાનુનો રેસાલો જેટલો ઉલટમંદ હતો તેમાંની પા પણ ઉલટ કે હોસ્ન હાલ હોય? અફસોસ, આજેજ થયલો આજે સાંજે પોતાનું વતન છોડીને જતો હોય અને ફરી તે બાગોબહાર ચમન મીસાલના વતનમાં કદમ મેલનાર નહીં હોય એવો તે તમામ બાનુ રીસાલાનો હેવાલ જણાતો હતો. જેહાન ઉપર શીહા શબનો પડદો ખેંચાયો ને સેતારાઓના લશકરની સરદારી લઇને નાઇદનો રોશન સીતારો આસ્માન ઉપર ઝલકી ઉભો, તેટલાં તો શાહજાદી

ગુલશીરીના પોતાના રેસાલા ને ઇરાની કોમ સાથ કોહેસ્તુમના છુપા પાતાળ માર્ગથી બલ્ખબામી તરફ કુચ કરી ચાલી, ને એક પણ જંગમાં કામ નહીં આવે તેવો ઇરાની મરદ કે ઓરત કે બચ્ચાંની નીશાન પણુ ત્યાં રહી નહીં. જેમ કોઇ સરદાર પોતાનો જમીનદોસ્ત થતો પુરાણો મેહેલ ખાલી કરીને બીજી જગો જઇ મકાન કરે અને ત્યાંથી દરેક સરસામાન ઉઠાવી જઇ તે બીસ્માર મહેલને કડીઆ, સુથાર હસ્તક સોંપી દે, તેમ કોહેસ્તુમનો દેખાવ હતો. ત્યાં દીનદુશ્મનોની ધાડ આવનાર જાણીને દરેક વસનારાઓ પોતાના સરસામાન સાથ રૂખસદ લઇ ચાલી ગયાં. લગભગ આદરબીજાનનું પણ તમામ શેહેર ખાલી થઇ ગયું. હવે ત્યાં રહયા તે ફકત જંગના કામમાં આવનારા જંગી ને કરામતી ને તલેસમાતી યુકતી ભરેલા પીલસ્વાર ને અસ્પસ્વારો ને જંગ ચલાવનારા સપેહસાલારો ને સરદારો.

---

## બાબ ૪૧ મો.

### આરબ સરદાર ઓમરૂએ કોહેસ્તુમ ઉપર કરેલો હુમલો—તેનાં લશ્કરની અરધી ખુવારી શાહજાદા શાપુરનાં લશ્કરે કરી—ઓમરૂનું મોત ને બાકી લશ્કરની ખાહીના મથાળેના સ્વારોથી થયલી ખુવારી.

"છે જાન દીલમાં ને ખુન નસમાં તલગ લડશું જંગી,
પાસથી ફેંકશું કમંદ કયાની, દુરથી ફેંકશું તીર ખદંગી.
મુદઇની છાવણી ખુનથી ધોશું, મુદઇને કરશુંજ જમીનદોસ્ત,
દીલોજાં ફેશાની શમશેર ખેંચશું, પેકારી હક પનાહપોસ્ત.
થશું એવા અમે ખુનખાર, હરીફ પામશે શીકસ્ત એ જંગ,
જમાનો પોકારશે ત્રાય ત્રાય, મુદઇ પોકારશે તોબા બતંગ.
આસ્માનપે થશે થંભ ખુરશેદ, જમીનપે ઉતરશે ફતેહ સરૂશ,
ઇરાની મેળવશે વતન ઇરાન, ફીરૂજગર બદનમાં દીલખુશ."

દસ્તુર જામાસ્પની ખબર કરતાં પણ બીજી રવેસની બાજી મંડાઇ હોય અને ઇસ્લામીઓના સીતારાની ચાલ સીધી રાહે વધી હોય તેવો નવો નક્ષ જાહેર આવ્યો. અરબસ્તાનના મોટા ખલીફે ઇરાની રાજદરબારીઓની અકકલની મજાક કરવા બે ચાર લશકરો તૈયાર કર્યાં હતાં. એક લશકર પાસ એવો દાવ ચલાવ્યો કે તે રાહ ચુકીને કયાંનું કયાં નીકળી જાય છે. બીજાં લશકર પાસ જે દાવ ખાસ રીતે લેવાનો નકી ઠરાવ તે બાજી રચાવી અને તે લશકરની સરદારી, આગળી ઇરાની જંગો દરમ્યાન નામદારી ભરેલી જીત મેળવનાર મોટા સરદાર ઓમરૂને આપીને પવન મીસાલની શીતાબ કુચ કરી જવાનો હુકમ થયો. આ સરદારના જાસુસો ચોગરદમ ફરી વળેલા હતા. તેઓથી સરદાર ઓમરૂને દસ્તુર જામાસ્પને જંગી લશકર સાથ મદાયનની રાહ તરફ ચાલેલાં લશકર પાછળ પડયાની ખબર મળી. પણ લશકરની સંખ્યા કમ હોવાથી તે આરબ સરદાર તે ઇરાની લશકરથી બેફામ રહયો. સરદાર ઓમરૂને ખલીફ ઓમરની મકમ મકસદનો આ એકજ હુકમ, કે "આપણો ભેદુ જે રાહ દેખાડે તે રાહે આદરબીજાન ને તે પાસનાં કોહેસ્તુમના કીલ્લા ને તેના છુપાં જંગના મેદાન ઉપર એક પળનો પણ વીસામો લીધા વગર ને દુશ્મનોને એક પળની ફુરસદ આપ્યા વગર શીતાબ જંગ મચાવવી, યા તો શબેખુન મારવું યા તો તીરનદાજીથી બીલકુલ પાયમાલ કરી નાખવાં. અગર જો જે શાહજાદીના નામે પેલા પીર બબર દાદે આ તલેસ્માત ઉપજાવ્યો છે, તે જંગમાં કતલ થઇ ગઇ તો મુજાકો નહીં પણ જીવતી હાથ આવે તો તેને અચ્છી પેરે આરબ ચોકી પહેરા માંહે મદીના રવાના કરવી. દાદ તો આ જંગમાં પોતાનો જાન ગુમાવી પોતાના વતન ને દીન ઉપર સદકો થશે." આ ખાસ મકસદનો હુકમ, તે મુવાફેક સરદાર ઓમરૂએ પોતાના ખલીફના નસીબાનો સીતારો રોશન કરવાનો પાસો ફેંકયો. આદરબીજાનમાં દાખલ થયો અને ત્યાં સઘળું શેહેર ફરી વળ્યો, પણ વેરાન બીયાબાનમાં જવલે શીકાર જડે, તેમ તેનો હાલ થયો. તેની તાજુબીની હદ

રહી નહીં. તે પોતાની જીંદગીમાં આજે પહેલી વખતે નેતરના આડ મીસાલ ધ્રુજ્યો. હવે તે સરદારને સાંભળેલી જંગી દાદની અજાયબી પમાડનારી દાનાઇ ને આબાદ અટકલનો ઇસારો સમજાયો. તે સરદારને આગાહીજ થઇ કે "આ જંગથી હું જીવતો રહું તો મારો નસીબો બેશુમાર બુલંદ જાણવો." આવતી હોનારતનો છાપ આગળથી આપણાં મગજ ઉપર પોતાનો ઓળો ફેંકે છે કે શું? કે તે જેવો ઝડફ ને ઉલટમાં હતો તેવો સુસ્ત ને ઠંડો થયો; પણ તેનાં લશકરે આદરબી-જાનથી આગળ વધીને કોહેસ્તુમનો કીલ્લો જોયો, તો તે તમામ લશ-કરની પણ તાજુબી છક થઇ. સરદાર ઓમરનું લશકર તે કીલ્લાની ખાહી પસાર કરતું પેલા સવારો પાસ આવ્યું ને શમશેરબાજી કરવા લાગ્યું કે પછી જોઇ લેવી તે કરામતી અસ્પસવારોની જવાંમરદી. અરે એક શમશેરનો સપાટો સવાર ખાય કે દસ જંગી જીવતા આરબ સીપા-હના સર નારંગીની દડી મીસાલ ઉડયાં જાય. ખાહીને મથાળેના હજાર સવારોએ શીહા રાતના સાત કલાકને અમલથી જે જંગબાજી ખેલી તે મેંધરાત પડતાંમાં લગભગ દસ હજાર જંગી આરબોની ફોજનો ધાણ કહાડી નાંખ્યો, પણ આ પાંચ કલાકની ચાલુ જંગમાં અસ્પસ્વારોનું કરામતી સંચાકામ ફેરવનારા જંગીઓ જંગમાં પડયા કે પછી જંગમાં અસ્પસ્વારોનું કતલકામ બંધ પડયું. તે ફરી ચાલુ કરનારા કોઇ રહયા હતા નહીં, તેથી ઓમર પોતાના બાકી અરધાં લશકર સાથ કીલ્લા ઉપર ચઢવાની તરતીબ કરે છે, તેટલાંજ શાહજાદો શાપુર પોતાનાં ચીનાઇ લશકર સાથ ત્યાં કુચ કરતો આવી પોહોંચ્યો. તે જંગીએ શીતાબ જંગ મચાવવામાંજ ઇરાનીઓનો ભરમ જળવાયા જેવો રંગ જોયો. સરદાર ઓમર પણ આ નવાં લશકરથી પોતાની બાજી ખોવાની આગાહી પામ્યો અને પોતાનું મોત પણ પાસે આવ્યું હોય તેમ આ એક અજાણ જંગ, અજાણ જગો ને અજાણ લશકર, એ દરમ્યાન પોતાની અજલ આવેલી જાણીને તે પોતાના દીલથી ઘણો ગમગીન થયો. હવે તે જંગી આરબ સરદારે 'અલ્લાહ-ઓ-અકબર' એ પોતાની મુરાદ

બક્ષનારો પોકાર મારયો અને શાહજાદા શાપુર સામે જંગમાં ઉતરયો. આ જંગમાં આરબ ને ચીનાઓ ભેલાઇ ગયાથી ફક્ત ત્રણ કલાક લગી એક સુલતાની કતલ ચાલુ રહી, પણ આરબોનું લશકર ખપી ગયાથી શાહજાદા શાપુરે સરદાર ઓમરૂ જે તે મેદાનથી જાન બચાવી છટકી જતો હતો, તે તરફ જઇ તેની રાહ ઘેરી પોકાર મારયો "ઓમરૂ, તું તો મોટો જંગી કેહવાયો છે ને જીત મેળવવી એ તો તારો નસીબો બોલાયો છે; તે મોટો સરદાર ઓમરૂ પોતાનાં તમામ લશકરને કતલ કરાવ્યા પછી જીવ બચાવી સલામત મેદાનમાંથી નાહસી જાય? ના, એક આ મારી શમશેરનો જરબ તું ઝીલ; પછી જો એક લોંકડી બીસાલે તું કોલ્યો થઇ તારી અજળના દાચામાં ના ઉતરી પડે તો મને ઇરાની તો કેહતોજ ના. સંભાળ! મારી શમશેરનો જરબ મારા ને મારી આલ ઓલાદના હાડવેરી." એ કહેતાં શાહજાદા શાપુરે શામ શેહેરની શમશેર ઓમરૂના ઢાલે ઢંકાઇ વળેલાં સર ઉપર લગાવી કે તે આરબ સરદાર દીલાવરોનાં દીલ ધ્રુજાવનારી ચીચારી મેલતાં એક તનનો બે તનમાં વેંહેંચાઇ જમીન ઉપર લોથ થઇ પડયો.

શાહજાદા શાપુરની શમશેરે સરદાર ઓમરૂનું મુદદું પાડયું ત્યારે બામદાદ થઇ હતી. પણ ખુરશીદ પોતાની પાદશાહીનો દંકો વજાડતો ને શીહા રાતના હબસીના લશકરને જીરોજબર કરતો આસ્માન ઉપર તખ્તનશીન થયો, ત્યારે શાહજાદો શાપુર પોતાનાં ચીનાઇ લશકરની જબરી ખુહારી થયલી જોઇને બેહદ અફ્સોસમાં પડયો. આરબ લશકર સદંતર કપાઇ ગયું હતું પણ તેના ચીનાઇ લશકરમાંથી માનમાન હજાર ચંગા સીપાહો બાકી રહયા. જખમાયલાઓની સંખ્યા બહુ જુજ. જ્યાં આરબ ઝનુન ને જોસ ને આંધળો હોમલો ત્યાં કતલની હદ રહે નહીં તેમાં નવાઇ જાણવી નહીં. શાહજાદા શાપુરે જે જંગીઓને સાત કલાક આગલ પુર તનદરોસ્તી ને તેજમાં કુચ કરતાં જોયલા, તે સઘળાંઓના મુડદાં જોઇ એવી તો માહેતમમાં પડયો કે તે ચીનાઇ બાકી રહેલાં લશકરે પોતાના ઇરાની સરદારની જવાંમરદી માટે ઘણું હલકું મત

બાંધ્યુ, મગર ચીનાઇ લશકરને શાહજાદા શાપુરની અફસોસમાં શું ભેદ સમાયો છે અને તે દીલાવર ઇરાની પોતાનાં કતલ થયલાં ચીનાઇ લશકર ઉપર શા સબબ એટલી લાગણી દેખાડે છે, તેનો જો ખરો ભેદ સમજાય તો પોતાના સરદારની આ અફસોસ ને ગમગીનીમાં પુરતો ભાગ લેવાને ચુકે નહીં. ચીનાઇ લશકરનાં મુડદાંઓ તેઓની રાહરસમની રૂહે બાળી ઠેકાણે પાડવાનો બચેલાં ચીનાઇ લશકરને હોકમ કરયા પછી જેવો શાહજાદો શાપુર કીલ્લાના દરવાજા પાસ ચાલી જાય છે, તેટલાં તે સામે જંગી પોશાકમાં એક પીરમર્દ જેના ચેહરા ઉપર પાદશાહી તેજ ને રોબ ધીકતો હતો અને જેની ચશ્મોમાંથી દુશ્મનોના કતલ થયલાં લશકર ઉપર આતશનો શોહોલો આફ્રત ફેંકતો હતો, તે આવી જીતની મુબારકબાદી નવાજવા લાગો. શાહજાદો શાપુર આ જંગી પીરમર્દ જે કોઇ નહીં પણ ઇરાનનો દસ્તુરાન દસ્તુર દાદ હતો તેને પીછાણી શકયો નહીં. દસ્તુરને છેલો શાહજાદાએ જોયો તેને આજ લગભગ વીસ વર્ષનો એક જમાનો ગુજરયો હતો અને દસ્તુરને જયારે જોયલો ત્યારે તે નવજવાનીથા તુર્તનો ઉતરેલો હોવો જોઇએ, તે આજ તો ૯૦ વર્ષની ઉમરે પુગ્યા જેવી જઇફીના દેખાવમાં આવી ગયલો હતો; તેથી શાહજાદો બીલકુલ પીછાણી શકયો નહીં. દસ્તુરાન દસ્તુર દાદ પણ શાહજાદાને પીછાણવામાં એટલો શીતાબીથી ફાવતે નહીં પણ તે નામદારને તો આ જંગમાં કોઇ પણ મદદમાં પેહેલો પોતાનાં લશકર સાથ આવી લાગે તો એક શાહજાદો શાપુરજ હોય, તો પછી તે નામદાર બેધડક શાહજાદાનું નામ દઇ તેને આ જીતની મુબારકબાદી નવાજે તો તેમાં દસ્તુર દાદની નેમ ચોકસ ઉતરયા વગર રહે નહીં. દસ્તુરાન દસ્તુર દાદે શાહજાદા શાપુરને તેને લાયક મોહબત ને ઇજતથી આવકાર દીધો ને પછી હસ્તા ચેહેરે બોલ્યો 'શું શાહજાદો શાપુર પોતાના એક આગેવાન દસ્તુર દાદને પીછાણવાને ગફલતી કરે એવું બને?'

---

## બાબ ૪૨ મો.

**શાહજાદા શાપુર દસ્તુરાન દસ્તુર દાદને બેશુમાર મોહબતથી ઓજરખ્વાહી કરે છે—શાહજાદા ફીરોજ સંબંધી ગુફ્તેગુ.**

"રહે તો ના રહે, ના રહે તો રહે, સીનામાં શમશેર છુપૈ છે,
કહે તો ના કહે, ના કહે તો કહે, કમરમાં કટાર સમૈ છે.
એક હતી અનેક થૈ, અનેક હતી એક થૈ, જીતમાં હાર રમૈ છે,
સહે તો ના સહે, ના સહે તો રહે, ચશ્મ ખુનખાર ભમૈ છે."

દસ્તુરાન દસ્તુર દાદને શાહજાદો શાપુર સાંભળતાંજ અરધી રાતની ખેંચેલી જેહમતની થાક ને જંગના મેદાનમાં કપાઇ ગયલાં લશકરનો અફસોસ ભુલી જઇ ફરીને ઇરાની દલેરી ને જવાનીમાં આવ્યો હોય તે મીસાલે પોતાના ઘોડા ઉપરથી કુદી પડયો. તે નામદારે એક દીલોજાની ભરેલી બગલગીરી દસ્તુરાન દસ્તુર દાદને કરી. પછી ઘણીજ મીનતગુજારીથી બોલ્યો:

"નામદારોના દીલ ફીદા થાય એવી નામદારીના બજાવનાર દસ્તુરાન દસ્તુર દાદને જોતાં આજ હું નવેસરથી મારી સાસાન્યન શાહાનશાહતમાં અમનો ચમનથી અયશ આરામ ને જાહોજલાલીમાં મસ્ત હોવું એવો મને ખુશબખ્તીનો જુસ્સો ઉપજયો છે. ઓ નામદાર! હું ચાહું છું હાલની જંગ દરમ્માન આપણા તમામ સામટાં જોર ને જોસથી શામેલ થવું ને લડવું ને દીનદુશ્મનોનાં સર ઉરાડવાની સરફરાજી મેળવવી જોઇએ. હું ચાહું છું કે જીવતા રહી વતનને આપઅખત્યાર કરવું ને મેળવવું, નહીં તો મેદાનમાં લડી મરી તે ગુમાવવું, એ આપણી બાજી રચાવી જોઇએ. આપણી નામદાર શાહજાદીને કોઇ ન્યારાજ મુલક ને હાકમની પાસબાનીમાં રવાના કરવી કે, જ્યાં આપણા દીનદુશમનોનો દોર આપણી હૈયાતી બાદ તુફાન ફુકીને આપણી કયાની ઓલાદની આખેરી લાવવાને ફાવે નહીં. તેવા કોઇ દુરદરાજ મુલકમાં મોકલવી યા તો તેવાં કોઇ જેહાનના વેરાન ભાગને હાથ કરી લઇ ત્યાં નવી પાદશાહાત આરાસ્તા કરવી અને આપણા બાકી ઇરાની ટોળાને

ત્યાં આશાયશે પોતાના મહજબ, વફાદારી ને આપઅખત્યારીમાં તેજ રાખવા. આજની આ જંગના અંજામથી મને એવો હીસાબ નજર આવે છે કે આપણી જીત એજ આપણી આખરી આવવાનો પાયો છે. આ મારૂં ચીનાઇ લશકર દસ હજાર જંગી ને સીપાહોનું બનેલું જીત પામ્યા છતાં કયા ફેજમાં બેજાન પડયું છે, તે નેધ્રાહ કર ઓ નામદાર દસ્તુર! ગઇ કાલે આ વખતે તો એ મારાં જંગી લશકર સાથ હું ઉગત રાહે ને ખાનગી જમીન ઉપર શીતાબ ચાલથી કુચ કરતો હયાં લગી પવન મીસાલે આવી લાગ્યો અને દુશમનના મેદાનમાં મારો ઝુન્ડો ઉડયાને ફકત ચાર કે પાંચ કલાક હજી પુરા થયા નહીં તેટલાં તે તમામ પીલતનો કયાં છે? અને આ જંગલના ભટકનારા આરબો આપણી ઇરાની અસકયામતના માલેક થઇ એટલા છકી ગયા છે કે તેવોજ લુમકો પામવા જંગના મેદાનમાં ગોયા ગોસપંદો મીસાલે રેંહસાવામાંજ મરદાનગી ને દીનની ઉકમાઇ સમજે છે, તેવા જંગલી હજારો હજાર હેવાન મીસાલની સમજ ને શકિતના જયારે જંગમાં દીન આસ્કારા કરવાના ઝનુને ઉલટી પડશે, ત્યારે આપણી તારાજ કોમની શું તાકાત કે એ અબલીસ સાનીના દીનદુશ્મનોના મેદાનમાં ઉભા રહે? ઓ નામદારોના નામદાર, મારી શમશેર, મારા દસ્તની છેલ્લી હીલતી ને ચાલતી નસના ધપકારા લગી દીનદુશ્મનોના મેદાનમાં પોતાનું આબ અંકાવી ઇરાની નામ પંકાવશે પણ એથી કાંઇ તારાજ થયલું, ગાવયાની ઝુન્ડો ગુમાવી રહેલું, શાહાનશાહાત ખોહી બેઠેલું, શમશેરના મારનારા જંગી લખ્ખો લખ જંગી ફોજની ધુળધાણી કરી ચુકેલું ને જંગી કળાના પૂર હુસ્યાર ને હોશમંદ સપેહસાલારોનાં ખુન પી નામોશી પામેલું આપણું વનન ઇરાન મળતું નથી. મળે તોય તેની આગલી પાક સરજમીન નાપાકી બેવફાઇથી ને બદીથી ચીકાર થયલી ફરીને સાફ ને પાક થઇ શકતી નથી. નથી ફરીને અપવીત્ર થયલાં આતશખાનાંઓને આગળી પવીત્રાઇ મળતી કે નથી ત્યાંનો રેજરેજ થઇ ગુમ થયલો આતશ ફરીને એજગબી રોશન થતો. આપણે આપણા

શીહા સીતારાની ચાલે વંટોળ્યાના તોફાન મીસાલના ઉલટી આવેલા જંગલી દીનદુશ્મનોનાં ટોળેટોળાંથી એવા શીકસ્ત હાલ ને પાયમાલ થયા છીયે કે હવે એ હાલતમાં જંગ લડવી તે ગોયા આપણાં જીવતાં બદનને દીવાના બનાવી દઇને દીનદુશ્મનોની દયા ઉપર સોંપ્યા બરાબર છે. જેઓનો આ એક અમલ 'દીન નહીં તો શમશેર' એમાંથી એકને તાબે થાઓ. દસ્તુરાન દસ્તુર દાદ, મારી એટલી અરજ સાંભળીને આપણે તો જંગ કરી ઇરાનનો જે તે હીસાબ નકી કરશું. ઇરાનનો હીસાબ તો આપણા છેલ્લા બદબખ્ત શાહાનશાહ યઝદેજરદના નેહેસ એકબાલે નકી કરી નાખ્યો છે, પણ બીજો એક વધુ પાસો ફેંકીને આપણી ઉમેદના આસમાનતાઇ ઉઠેલા મરદાનગીભર્યા જુસ્સામાં ઉછળવું ને જીતવું યા મરવું; મગર શાહજાદી ગુલશીરીનાને તો બચાવી લેવી જોઇએ. એ નામદાર શાહાનશાહી દરખ્તની શાખ અગર કોઇ બેદેહશત સરજમીન ઉપર છુપી કાયમ રહે ને નામદારની ઓલાદથી આપણી ઇરાની બુન્યાદનો પીગળીને ગળી જતો સીકકો હૈયાત રહે તો કોઇ જમાને નવો ફીરેદુન કે નવો અરદેશર પોતાનાં રોશન એકબાલે એ જુલમગાર અરબસ્તાનીઓના દસ્તથી ઇરાનને છોડવી આપણી દીન નવેસરથી તાજી કરે તેમાં કાંઇ નવાઇ જાણવી નહીં. હું તો ચાહું છું કે હાલની ઇરાનીઓની ઉમેદ તાજી કરનાર ને દીનદુશ્મનોને દસ્તથી વતનને છોડવનાર પેહેલા મોટા આગેવાન દસ્તુરાન દસ્તુર દાદે મારા સખુનો ઉપર બરાબર મગજ કસવું જોઇએ."

દસ્તુર દાદે શાહજાદા શાપુરની આ તમામ જીકર ચાલુ રહી તે ઘણાં ધ્યાનથી સાંભળી હતી. શાહજાદા શાપુરની દુરઅંદેશી ઉપરથી તે નામદાર દસ્તુરે બીજો એક નવો સાર ખેંચ્યો. આ સાર, જંગની બીન ચોકસ હાલતમાં શાહજાદી જંગ મેદાનોની નજદીકીમાં રહેવી જોઇએ નહીં. શાહજાદાની તમામ જીકરી ને ખ્યાલમાંથી આ નવો વીચાર ચોકસ નકી થયો કે હાલની જંગ તો જબરી ચાલુ થઇ છે. દીનદુશ્મનો બે પાંચ જબરી હારથી કાંઇ ઇરાનનો

પીછો છોડે તેવા નથીજ. જંગના મેદાનમાં જાન આપવાની તો કાંઇ પણ બીસાત એ જંગલી નવા નીકળી આવેલા ઝનુની અરબસ્તાનીઓમાં ગણાતી નથી. તેવા ઝનુની ને જંગલી, જેઓ પોતાની દીન ખાતર ગમે એવી આફતમાં પણ હોમાવાને ડરનારા નહીં તેઓ દસની જગોએ સો વખત શીકસ્ત પામે, તો પણ તાજાંને તાજાં ટોલે ટોલાં નીકળી આવી જંગના મેદાનને પળ પણ નરમ પડવા દેનારા નથી. આ વીચારમાં દસ્તુરાન દસ્તુર દાદ કલાકના કલાક કોઇ ચોકસ ગણત્રી હાથ લાગ્યા તલગ ગરક ગયો હતે, પણ શાહજાદો શાપુર હાજર હોયાથી તે સાથ ગુફ્તેગુ કરવી જોઇએ અને તે નામદારે જે ઘણીજ આજુજીથી પોતાની મસલહત ને ફીકર સંભળાવીને તે ઉપર અમલ થવાની ઉમેદ જણાવી, તેનો જવાબ તો આપવો જોઇએ. દસ્તુરાન દસ્તુર દાદે પોતાના મનમાં શાહજાદી ગુલશીરીના ખાતર ઉપજેલો ખ્યાલ એક બાજુ રાખી શાહાજાદાને કહ્યું:—

"ઓ શાહજાદા શાપુર, તમામ તમારી ફીકર મગજમાં લેવાજોગ છે; પણ જેટલી દેહશતમાં તમો નામદાર હાલ ગરક ગયા છો ને આપણી નામદાર શાહજાદીની સલામતીના ઇલાજ લેવાને શીતાબી ભરેલા થયા છો, તેમાંનો હું સોમો હીસ્સો પણ દીનદુશ્મનોની દેહશત જોઇ શકતો નથી. શાહજાદી ગુલશીરીના એવી ઇરાની ઓલાદની શાખા નથી કે તે આપણા જેવા તેના જાનના સંભાળનારાઓની મસલહત માફક કદમ ભરે. તે નામદાર શાહજાદી પોતે હાલલગી તો નરમ મીજાજ ને આરામ ભરેલા ખ્યાલમાં હતી પણ જે વખતથી શાહજાદા ફીરોજે, તે જંગીઓનું લોહી ધરાવનાર સાસાન્યાન શાહાજાદીના દીલમાં દીન ને પાદશાહાત પાયામાલ કરીને પણ પોતાનો ખ્યાલ અમલમાં લાવવાનો દમ ભરાવ્યો તે વખતથી તે નામદારનાં નાજુક દીલમાં દીલાવરીનો જુસ્સો દાખલ થયો છે. તે પોતે લગભગ ત્રણ હજાર નવજવાન કુમારી નાજનીનોનું લશકર ધરાવે છે. તે તમામ ઇરાનના અમીર ઉમરાવ ને પાદશાહી હુખ્મ ધરાવનાર બાનુઓ તીરનદાજી હુન્નરમાં એવી હોસ્યાર

ને ચાલાક છે કે તે તમામ જંગી નાજનીનો પોતાનાં તીરે ઉડતાં હોકાઓને વીંધી નાખી જમીનદોસ્ત કરે છે. તેવાં જંગી નાજનીન લશકર સાથ શાહજાદી પોતે દીનદુશ્મનોના જંગી મેદાનમાં છેલ્લી ઉતરીને એક મરદાનગીનો એવા સપાટો ખેલવાનો ઇરાદો પણ ધરાવે છે કે જેહાન ઉપરથી તારાજ થઇ ભુસાઇ જતી ઇરાનની શાહાનશાહાજાદી છેલ્લી પળ પોતાને તારાજ કરનાર દીનદુશ્મનોનાં દીલ ને દલેરી દરમ્યાન એવી ખુનખાર મચે કે બેવફા થયલો જમાનો પણ શરમનો મારયો શીહા શીકલનો થઇ જાય. શાહજાદા ફીરોજે, તે બાનુઓની બાનું શાહાજાદી ગુલશીરીનાની હજુર પોતાની ફીશ્યારી ને દલેરીનું એવું તો નાસજાવર બ્યાન કરયું અને દીનદારોનાં મોત પછી તેઓનાં રૂવાનોને એવી બદ જબાન ચલાવી કે જો તે મારા ન્યાગાનોનું લોહી પોતાના તનમાં ધરાવતો હતે નહીં, તો હું મારી શમશેરના એકજ સપાટાથી તેની ગરદન ઉપરનાં ઠરેલાં સરને જમીન ઉપર ગગરતું કરતે. મેં આપણાં નામદાર ન્યાગાનોનાં રૂવાનોને શોરખરૂ રાખ્યાં અને તેને લાયક ઇજત આબરૂથી દસ્તુર બેહરામને મદારત કરવા કહીને નજરકેદ મોકલ્યો; પણ તે ઇરાની તોખ્મ દરમ્યાન વખણાયલા પાદશાહી તોખ્મની નામદાર શાખાના શરીરમાં સેતાનનો વાસો થયો હતો, અને તેના મગજમાંથી યઝદાંનો ડર નીકલી ગયો હતો. તેણે પોતાની દીનદારીને દુબાડી હતી. તેની ઇરાનની મોહબતનો સોહલો હોળવાઇ ગયો હતો. તેની જબાન ઉપરનો જવાંમરદી ને રાસ્તીના સખુનોનો જમાનો નાબુદ થયો હતો. તેણે ઇરાનની હીમાયત કરવામાં પોતાનો નીચ હવસ હરોલમાં મેલ્યો હતો; તે હવસ ઉપર તેણે પોતાની તમામ મદારત બાંધી હતી. શાહજાદી ગુલશીરીનાના કદમની ખાક મેળવવાને પણ તે નાલાયક, એવા હારેમન બનેલા ઇરાનીએ ભોલા દસ્તુર બેહરામની નરમ દોરીની સત્તાનો લાભ લઇ મારી છાવણીના છુપી રાહના સંગ ઉપર કદમ પડતાં તે માંહે ઉતરી ગયો, તે જયાં છે ત્યાં આરબો સાથ મળી ગયો છેજ. તે બેદીન થયલા શખ્સે આ બીકટ રાહ દરમ્યાનનો કીલ્લો ને આદરબીજાનના

શેહેરનો પુરાણો ભાગ, જ્યાં આપણા જેહાન જીતનારા શાહાનશાહોના મેહેલો ને ચમનો ને આતશખાના તેથી વાકેફ કરયા હોય એવો મારો મજબુત શક છે. શક કહેવામાં હું મારી દાનેશની મજાક કરતો હોઉં એવું લાગે છે. બેશક તે ઇરાની દીન મેલી ઇસ્લામી દીન અખત્યાર કરનાર બેવફા ઇરાનીથીજ હાલની આપણી જંજાળનો વધારો થયો છે. તે જો પોતાની બેમરૂવતાઇમાં હદ બાહેર ગયો તો પછી બદ્દખબામીમાં બાતેન રાહ દરમ્યાનથી આરબ લશકરને કુચ કરાવી તે કયાની પાયતખ્તની પાયમાલી કરાવે એ બનવા જોગ સાબુત બનાવ જણાય છે. શાહાજાદા શાપુર, મારા હોકમને તમો કબુલ રાખો તો શીતાબ હું દેખાડું તે રાહે ઇરાનની સરહદ ઉપર નીકલી જાવો અને તે બેદીન શાહજાદાને તમારી આગલી મોહબત ને ખેશીથી પોતાના વતનની પાયમાલી કરવાની શીહાઇમાં ગરક થઇ આખરે મરગરજાન દોજખમાં પડીને કયામત લગીનો અજાબ ભોગવવામાંથી બચાવો. તમામ બીજી તદબીર ને જીકર પહેલાં આ કદમ પેચવાની શીતાબી થવી જોઇએ. તમારૂં બાકી ચીનાઇ લશકરને સહીસલામત તેને વતન રવાના કરો. મેં ચીનના શાહાનશાહને તેની મોકલેલી મદદનું હેશાન માનનારો રૂકો લખ્યો છે, તે એ લશકર સાથ રવાના કરવાથી આપણી ફરજ અદા થઇ જાણવી. તમો પોતે પણ આ જંગ ને તેના તમામ બ્યાનનું એક નામું લખી હેશાન માની લેવો. શાહજાદા શાપુર, તમારી સાથનું ચીનાઇ લશકર હયાં આવ્યું તેવો લડાઇ બંધ પાડવાનો વાવટો ઉડારી છાવણી નાખી પડયું હતે તો જે દીનદુશ્મનોનું લશકર જંગના મેદાનમાં પોતાની બેફામીથી અને કાચા રાહબરો ને જાસુસોથી પાયમાલ થયું, તેનો થોડોક ભાગ સલામત રહયાથી ખુરશેદ તલુ થયા પછી પોતે કયાં સાંધને શીકસ્ત પામ્યા, તે જાણીને એવા શરમીંદા થતે કે તે શરમ તે આરબોને પોતાની તમામ જીંદગાની તલગ ઘણો અચ્છો સબક શીખવતે. પણ તે નામદારી આશ્કારા થવાનો હીંગામ રહયો નહીં. તમો નામદારે આવતાંજ ચાલુ જંગમાં લશકરને હોમાવ્યું તો ખેર, પણ જંગ ચાલુ

કરયા આગળ થાકેલાં લશકરને આશાયશની જરૂર વીચારી હતે તો તેથી પણ જુદોજ ફેજ નીપજી આવતે. હવે બની તેનો અફસોસ કેવો? બનનારને અટકાવવાના ઉપાય લેવાને ઢીલ થાય તેનો અફસોસ ઘટતો છે. નામદાર શાહજાદા, કેમ ફીરોજ સંબંધી મારા હુકમને અમલમાં મેલવાની ઉલટ પકડશો?"

શાહજાદા શાપુરે દસ્તુરાન દસ્તુર દાદના ચલાવેલા ખ્યાલનાં બ્યાન ઉપર ખુબ ગોર કર્યો. તે નામદાર જેમ જેમ પુખ્ત વીચાર કરતો ચાલ્યો તેમ તેમ શાહજાદો ફીરોજ ખુદ પોતાની ચલાવેલી જબાન માફક કામ લે તેવો તેને સમજી શકયો નહીં. તે બોલ્યો:—

"દસ્તુરાન દસ્તુર દાદ, તમો નામદાર તે શાહજાદા ફીરોજ માટે મોટી છકર ખાવા જેવા ખ્યાલમાં ગરક ગયા છો. તેના તનબદનમાં ખરા ઇરાની પાદશાહી લોહીના વેહવા સાથ પોતાની ખાલેસ રાહ ખાતર તે છેલ્લી જંગો દરમ્યાન પોતાના જાનની પરવા વગર એવો તો દેલાવરીથી લડયો છે, અને એવી તો દીનદુશ્મનોના મેદાનમાં દીવસોના દીવસો દેહશત પાંથરી શકયો છે કે તેની શમશેરના ઘા ખબ જખમી થયલા ફરી સાજા થયા છે, પણ જે નાતવાનીમાં એકવાર તે જંગી તનબદનો લથડી પડયાં તે પાછાં જોરાવર તો થતાં રહયાં પણ એક પીછ વટીક પકડીને જંગમાં ધસવાને બેનસીબ રહયાં છે. શાહે ફીરમાનના નસીબા ઉપર અદેખાઇ પકડી તેણે પોતાના ખ્યાલનો કાણુ મેલી દીધો હોય અને પોતાના ખરા હક ઉપર બીજાને ઓસ્તવાર જોઇને તેના દીલમાં ઇરાનીની રાસ્તી ને જોસ ઉપર લડાયક ખ્યાલ ઉપજયો હોય, તેને વધારે તેજ કરવા ને દેહેશતની શીકલમાં મેલી દેવા સારૂ તે નામદાર શાહજાદી ગુલશીરીનાની ખુબસુરતી ને કુમક મેળવવામાં દીવાનો બની ગયો હોય, ત્યારે પોતાનાં મગજની મસ્તાનીના દેવને જગાડયા જેવા જફાકાર સખુનો બોલી દીધા હોય એ બનવા જોગ છે. પણ તે જેમ બોલ્યો છે તેમ અમલ કરવાને શું ખાબમાં પણ ખ્યાલ કરશે? ઓ નામદારીના મેળવનારા દસ્તુરાન દસ્તુર, એ વીચાર સાથ

હું કોઇ કાળે પણ એક મળતો થનાર નથી અને ઇરાનીના ખાલેસ ખમીરને ખુવાર મેળવ્યા જેટલી બેહોરમતીમાં મેળવાની તો જીનહાર હીંમત કરનાર નથી. હા, હું તમો નામદારના હુકમને અમલમાં લાવું પણ તે જુદીજ રવેસથી. હું તેને મળું, તેના મનને વાંચુ ને પછી તેની ભુલનો એકરાર કરાવી સાબેત કદમ ઉપર ચલાવું. શાહજાદો ફીરોજ જેવો જંગી તેવો હાતમ દીલનો સાસાન્યન શાહજાદો છે. હા, તેને ઇરાનના સંગીન પાયાની દીનને નામે ને કામે ખુવારી કરનાર ઠગારા અથોરનાનો ઉપર બેશુમાર ખોફ છે; પણ તેથી તે પોતાની જરથોસ્તી દીન ઉપર બેસ્તવાર રહેનાર નથી, એ ખ્યાલ લાવનારો તેના ગુનાહનો બોજો પોતાને સર લેવા જેવું નાલાયક કામ બજાવે છે, પણ હું હાલ તો તમો નામદારના હુકમનો ઉમદા ભાગ બજાવવાનું દુરૂસ્ત જોઉં છું."

દસ્તુર દાદ શાહજાદા શાપુરને સાંભળતાં ને તેના મગજની દાનેશમંદી તપાસતાં તે નામદારની દુરઅંદેશીમાં ઘણી મુસતકીમી પામ્યો. શાહજાદો ફીરોજ, ગમે એવી મજબુત જબુન જબાન દરમ્યાન ફસ્યો હોય પણ તેટલો બેદીન ને બેયકીન થઇને દીનદુશ્મનોના દસ્તમાં પોતાની કોમની ખુવારી કરવા જેટલો આગળ વધી જાય તે માટે વહેમ પડયો. દસ્તુરાન દસ્તુરના વીચાર ફેરફાર કરવામાં શાહજાદો શાપુર ફાવ્યો, પણ ત્યારે જુના આદરબીજાનની રાહ કયા દીનથી બાતલ થયલા ને યકીનથી નેહેસ થયલા ઇરાનીએ દેખાડી હશે? જે મોટી મોટી જંગો લડીને આરબોના લશકર ને સરદારો તમામ ઇરાનની પાયમાલીનો પાયો નાખી શકયા, તે તમામ વખત, ઇરાનનો જે ભાગ નીરાળો રહયો અને જે તેની રાહનો પત્તા મેળવી શકયા નહીં, તે આજ કયા કીનાખોર ને વતનવેરીની રાહબરીએ પામ્યા? એ ખ્યાલમાં કંઇ જમાના ગુજારનારા દસ્તુરાન દસ્તુરનું મગજ ફરવા લાગ્યું. કોહેસ્તુમના પુરાણા કીલ્લા ઉપર હાલ અરબસ્તાની ફોજને કયો જાસુસ લાવવાની બાતમી મેળવી શકયો. એ ખ્યાલની સેતરંજ ઉપર દસ્તુરાન દસ્તુર દાદ જેવાની

દાનેશની સીફ્તે કોઇ આબાદ નેમસરનું પ્યાદુ પેજી શકાયું નહીં. તે આ મગજને શીકસ્ત દેનારા સવાલમાં બીલકુલ ગુંચવાઇ ગયો. જ્યારે તે નામદારે શાહજાદા શાપુરને જોયો નહીં અને મુડદાંઓની સળગેલી મસાનથી આસમાન ઉપરના પુર તેજ થયલા ખુરશીદની રોશની ઉપર શીહા ગુચ્છાદાર ધુંવાની આફ્રત ફુકાવાથી તે ખાહી આસપાસનું ખુનખાર મેદાન માહેતમ પોકારવા લાગ્યું, ત્યારે દસ્તુરાન દસ્તુર દાદ ત્યાંથી કીલ્લાના બોરજ ઉપર ચઢીને પોતાની છાવણી દરમ્યાનની ગુપ્ત રાહમાં ગયો.

---

## બાબ ૪૩ મો.

### દસ્તુરાન દસ્તુર દાદની દરબારમાં જખમી થયલો ખોરમનો શાહજાદો—દસ્તુર જામાસ્પે મદાયુનમાં આરબ લશકરને ઘેરી શીકસ્ત આપ્યાનો પેગામ. સરદાર જબીરનું મોત.

ગુલશીરીના નામે હુંડીછ જંગ, ધરી ઉમેદ કુલ ભારી;
ઇરાન તર્ફ પુર રાસ્તી છે, કરશે જરથુસ્ત મદદગારી;
ઇરાનમાં જંગ જીતી સુતેલા નુરની ગાજશે નામદારી;
કમજોર ઇરાન તનમાં ચમકશે જંગની આતશી ચીંગારી;
ઇરાની મેદાનમાં ધુમશે, મસ વંટોળ્યો તુફાનદારી;
દીલાવરીમાં દમ ઉછાલશે, ઇરાનની સપેહસાલારી.

દસ્તુરાન દસ્તુર દાદ કોહેસ્તુમના કીલ્લાથી જેવો પોતાની છાવણીના દીવાનખાનામાં આપી લાગ્યો કે તે ત્યાં મળેલી દાનાવ દસ્તુરોની ઠઠને જોઇ પોતાની બેઠક ઉપર બેઠો. હયાં જંગનું તમામ બ્યાન કરયું. ચીનાઇ લશકરની ખુવારી સાંભળી ત્યાં મલેલા તમામ દાનાવોનાં દીલ ગમગીન થઇ ગયાં. દસ્તુરાન દસ્તુર દાદે ગંભીરાઇથી ઝબાન ચલાવી :

'મને અગર એવીજ ખબર હતે કે ચીનાઇ લશકરની મદદ ફકત ત્રણ ચાર સાઅતમાં તે મદદગાર ફોજનાં મેદાન માંહે મુડદાં પાડતે, તો

હું ગમે એવા જોખમે પણ તે અબ્લીસોની ફોજ સામે નહીં થવાનો હોકમ મોકલતે. શાહજાદો શાપુર આ અયન વખત આવી લાગશે, તેટલી પણ મેં વકી રાખી હતી નહીં. મારી વકી તો ખોરમનાં લશકર ને તેના સરદાર શાહજાદાની હતી. તે નામદારને મારો હોકમ તો મળવો જોઇએજ અને મળેલા હોકમ ઉપર અમલ કરતો શીતાબીથી કુચ કરી આવવો જોઇએ; મગર તેની રાહમાં કાંઇ ખલલ પડી છે. જ્યાં છે ત્યાં તે અને મદાયુન જતાં આરબ લશકર વચે જંગ મચી હોય એમ પણ ખ્યાલ આબાદ આવે છે, કે તે આરબ લશકરની કુચ આપણે ભલતી ધારી હોય પણ તેઓના કોઇ છુપા જાસુસથી ખોરમના શાહજાદાના લશકરની કુચ ને તેની રાહનો ભેદ મલ્યાથીજ કેમ ના નેમસર થઇ હોય? મેં દસ્તુર જામાસ્પને મોકલ્યાથી ખોરમનો શાહજાદો પુરી શીકસ્ત પામવાની નામોશીમાંથી બચ્યો છે, અને ઓર પણ દીન દુશ્મનોનાં લશકરને ઘેરી યા તો જીવપર લાવીને જંગમાં ગીરફતાર કરયું હોય તો તે બને તેમ છે. ખોરમનો શાહજાદો, જંગની કુનેહમાં ઘણો બાહોશ છે અને તેનું લશકર જો કે ન્હાનું ને નામની સંખ્યાનું છે પણ તે એટલાંજ લશકરથી તે કરતાં ચાર ઘણી જ્યાદા સંખ્યાના લશકરને તો લડાઇગાહમાં રગડીજ નાખે, અને એવી તો તારીફ લાયક ફત્તેહ મેળવે કે તે નામદારને શાબાશી મળ્યા વના રહે નહીં. મારા નામદાર મદદગારો, મને આ હીંગામ એવો નજર આવે છે કે જે વખત જાય છે તે અરસામાં આપણને ખોરમના શાહજાદા કે દસ્તુર જામાસ્પ તરફના સમાચાર મળવા જોઇએ."

આ અગમચેતી થયાને હજી એક પળ પુરી ગુજરી નથી, તેટલાંજ દરબારમાં એક ઇરાની જાસુસે દાખલ થતાં સર જમીન ઉપર મેલ્યું અને રૂકો ધરયો. પછી દુવાના રાબેતાના સખુનો બોલતાં આ મુખ પેગામ કહયો: "નામદારોના નામદાર જનાબ દસ્તુર જામાસ્પે મદાયુનની જંગના અહેવાલનો રૂકો રવાના કરયો છે; અને ખોરમનો શાહજાદો જખમી થયલો પોતાના જંગી લશકર સાથ કુચ કરતો આ મેદાનમં દાખલ થયો

છે. તે નામદાર છ ઘોડાની પાદશાહી ગાડીમાં સુતો છે અને તેના સરદારો તે ચલાવે છે. તે નામદારને મદાયુનના મેદાનમાં જબીરનાં લશકર સાથ જંગ થઇ છે. જીત તો તારીફ લાયક મેળવી છે, પણ જબીરની શમશેરના જરબે તેની ઢાલના ટુકડા કરીને ખભાં ઉપર જખ્મ થયો છે. એ કારી જખ્મથી તે ઘણો બેચેન છે પણ તમો નામદારના હોકમનો અમલ કરવા ખાતર તે શાહજાદો આ જખ્મી હાલતમાં પોતાના લશકર સાથ શીતાબ કુચ કરતો આવ્યો છે."

દસ્તુરાન દસ્તુર દાદે પોતાના ચાલાક ઇરાની જાસુસથી મુખપેગામ સાંભળતાંજ શેતાબ પોતાની મીજલસના તમામ દાનાવ દસ્તુર દીલાવરો તે શાહજાદાને એસતેકબાલ લેવા મોકલ્યા. જયારે શાહજાદાની જંગી ગાઠી છાવણીનાં મુખ આગળ આવી લાગી ત્યારે તેને લાયક આવકાર દેવામાં કશી કસુર રાખી નહીં. જ્યારે શાહજાદાને દીવાનખાનામાં લઇ જઇ એક મખમલની ચીનાઇ લેટવા લાયક મસનદ ઉપર બેસાડયો, ત્યારે શીતાબ દસ્તુરાન દસ્તુરના હોકમથી કીરમાની હકીમે તેના જખ્મ ઉપર મલમપટો કરયો અને તેને આરામ થનાર દવાની જામ'નોશ કરાવી. લશકરને કોહેસ્તુમના કીલ્લામાં જઇ મેદાનમાં છાવણી નાખી પડવાનો હોકમ થયો.

શાહજાદાના દીલને આરામ ને જખ્મને રૂઝ આવી ત્યાંલગી તે મોટાં મેદાનની મોટી છાવણીના એક આરાસ્તા દીવાનખાનામાં રાખ્યામાં આવ્યો. હયાં તેને તનદરોસ્ત થયાં લગી રહેવાનો હોકમ હતો.

પછી પેલો દસ્તુર જામાસ્પનો પેગામ ખોલ્યો. તે ભર દરબારમાં વંચાયો. તે પેગામમાં આ હેવાલ લખ્યો હતો:

"નામદારોના નામદાર દાદના હોકમ મુવાફેક હુ મારાં જંગી અથોરનાન લશકર સાથ મદાયુન તરફ કુચ કરી જતાં આરબ ફોજ પાછળ પડયો ત્યારે મારા મનમાં આ પકકો મનસુબો હતો કે હું દુશ્મનોની નજર ચુકાવી મદાયુનમાં દાખલ થઇને તે તમામ ફોજને શેહેર બાહેર અટકાવી રાખશ. મગર મારા ઇરાદા ઉપર યઝદાનને

હરકત ફેંકવામાં કાંઇ ભેદ હશે, તેથી જેવો હું આરબ લશકરની નેશા-હથી છટકવાનો દાવ રચું છુ તેટલાં મને ખોરમનો પાદશાહી ઝુન્દો આસ્માનતાઇ પોતાનું સર લગાડતો જણાયો. તે ઝુન્દાની નીશાને મારા દીલમાં શીનાબ દીનદુશ્મનોની બાજીનો આબાદ ખ્યાલ ઉપજાવ્યો. આગળ જે માફક દીનદુશ્મનોની ફોજને ભલતીજ મદાયુન તરફ કુચ કરવાની મારી નેમ ખેંચાઇ, તે કરતાં હાલ જુદીજ બાજીનો હીસાબ જણાયો. પેલા પકકા ખલીફ ઓમરને તો પોતાના કોઇ જબરા ભેદુ જાસુસથી ખોરમના શાહજાદાની કુચની ખબર પડેલી, તે લાલગી મકમ પાયા ઉપર પડવી જોઇએ, કે ખુરમનો શાહજાદો કોહેસ્તુમના કીલ્લા દરમ્યાનના ઇરાની લશકરની મદદે જાય છે, જે મદદથી ત્યાં કુચ કરી ગયલું આરબ લશકર પોતાની મકસદ મેળવવામાં ફાવવું મુશ્કેલ. એ દુરઅંદેશીથી ઓમરે મદાયુન ઉપર લશકર મોકલ્યું કે ખોરમના લશકરની રાહ બાંધે અને તેને ત્યાં અટકાવી રાખે. અગર જંગ કરે તો તે સામે પોતાની શમશેર ખેંચે. જેમ દુરઅંદેશીથી બાજી રચાઇ હતી, તેમજ લગોલગ બાજી ઉતરી. આરબ લશકર મદાયુનની સરહદમાં આવી પોહોંચ્યું ને ખોરમના શાહજાદાનું જંગી લશકર પણ કુચ કરતું આવી લાગું. બન્ને એક બીજાને દેખતાંજ જંગની તૈયારીમાં પડયું. એક પલનો વીસામો લીધા વગર ખોરમના શાહજાદાએ તો પોતાના તીરનદાજ લશકરની ટુકડીને તીરનો વરશાદ વરશાવવાનો હોકમ કરયો, તેનો સબબ હોવો જોઇએ. શાહજાદો સરદારી ચલાવવામાં આપણા જમાનાનો એકો જંગી લડાયક છે, તે નામદારના હોકમ પ્રમાણે તીરનદાજ લશકરે તીરનો મારો ચલાવ્યાની હદજ કરી. જબરા આરબ સ્વારો તે તીરના મારાથી એવા પોતાની બાજુથી જખમી ને લાઇલાજ થઇ જમીનદોસ્ત થતા કે તેઓનાજ તેજી ઘોડા તેઓનાં તન ઉપર ઉલટાઇ પડી કચડી નાખી મુડદાં કરતા હતા. આ જંગનો સીતમ તે આરબ લશકરના જંગી સરદાર જમીરથી દેખી શકાયો નહીં. તે શમશેર સાથ પોતાના તેજી અસ્પ ઉપર યાહોમ ખોરમના પાદશાહી

લશ્કરમાં ધસ્યો. તે વખતની તે સરદારની મરદાનગી ને જંગી શમશેરની સીફત જોઈને હું તો હેરતજ થયો. તે સરદારે પલકારા વચ્ચે ખોરમના જંગી સ્વારોની એક આખી ટુકડીને કતલ કરી નાખી. અને જ્યાં શાહજાદો લડાઇ ચલાવ્યાના હોકમ કરતો હતો ત્યાં તે સામે જઇ એક એવો બુલંદ પોકાર મારયો, કે તે જંગી નરશેરની મીસાલના શાહજાદાની નેધાહમાં જેહાન શીહા થયા જેવો રંગ દીસવા લાગ્યો. ઓ નામદારોના નામદાર, તે આરબને એવા ઝનુનથી શીતાબી કરતી શમશેર સાથ જોતાં શાહજાદો ચોંકયો. તે પોતાના દુસ્મન હરીફની ઝડફથી હેરત થયો. તેણે શીતાબ પોતાનું સર પોતાની પોલાદની ઢાલમાં નમાવી છુપાવ્યું. તેટલાં તો જબીરની શમશેરે તે ઢાલ ઉપર પોતાના જરબની અજાયબ ફત્તેહ મેલવી. ઢાલના ટુકડા થયા ને શાહજાદો ખમે જખ્મી થયો. જખ્મ જબરો લાગાથી અને તે જોર પણ આફ્તનાક હોયાથી તેણે પોતાના ઘોડા સાથ જમીનદોસ્ત થવામાં કશી બાકી નહીં, તેટલાં તેના રખેવાલ લશકરની ટુકડીએ તે આસપાસ ફરી વળી તેની ઉપર બીજો જખ્મ પડવામાંથી બચાવી લીધો. હવે ખરી જંગ શરૂ થઇ. ખોરમના લશ્કરના દરેક સીપાહના દીલમાં પોતના શાહજાદાના જખમી થવાથી એવું ઝનુન છુટું કે તે ઝનુન પાસ આપણા દીનદુસ્મનોનું ઝનુન કુછ બીસાતમાં ગણાયાં નહી; ખોરમના લશ્કરને આ વખત શીતાબ મદદની જરૂર થઇ પડી. જો કે તે ફોજ, મેદાનમાં એવી તો મકમપણે પોતાના હથ્યારની બાજી ખેલતું કે મુદઇઓએ પોતાની ઉમેદ મેલી. જ્યારે એટલી હદલગી દીનદુસ્મનો નાસીપાસ થયા ત્યાર પછી તેઓએ જીવ ઉપર આવી લડાઇ કરવાથી કેવી સુન્નતાની જંગ મચે તેનો ખ્યાલ તમો નામદારે કરવો. હું પોતે તો જેવો ખોરમનો શાહજાદો આરબ સરદારની શરશેરનો જરબ ખાઇ જખમી થયો તેવોજ શીતાબીથી તે નામદારની મદદે મારો અરપ તેજ કરી જંગમાં ઉતરયો હતો અને તે જંગી જબીરની જવાંમરદી ને ફત્તેહમંદ બાજી મેળવ્યા દરમ્યાન મારી શમશેર ધુમી ને જે દસ્તે શમશેરથી ખોરમના શાહજાદાને

જખમી કરી નાખ્યો તે ઉપર પડી, કે તે કોઇ જમાને પોતાની જગોએ હતો નહીં એવો કપાઇ ઉડયો. બીજો એક સમશેરનો સપાટો વધુ થયો કે તે ઝનુની દીનદુશ્મન આ જેહાનથી નાબુદ થયો.

"પછી આરબ લશકર ઉપર ખોરમનું લશકર મદાયુન બાહેર ને ઇરાની લશકર મદાયુનમાં દાખલ થવાની રાહ તરફથી એવો ફત્તેહમંદ મારો ચલાવી શકયું કે આરબસ્તાની સરજમીન તેટલા આરબોને પેદા કરવાનો નસીબો પામી હતી નહીં, એવી તે અરબ લશકરની શીકસ્ત થઇ. મેં આપણા મદદગાર થયલા ખોરમના શાહાજાદાના જખમ ઉપર જેટલી બની તેટલી માવજત કરી અને મદાયુનમાં રાખવાને અરજ ગુજારી. મગર તે નામદાર શાહજાદાએ તો તમો દસ્તુરાન દસ્તુરના મળેલા રૂકા માફક શીતાબ આદરબીજાન ને કોહેસ્તુમ કુચ કરી જવાનો પોતાના લશકરને હોકમ આપ્યો અને મારી કરેલી બરદાસ્ત કરતાં મેં જે અડચણ વખતે તે નામદારની મદદે મારી શમશેર ખેચીને એકીમતી મદદ આપી તે ખાતર બેહદ હેશાન માન્યું. ઇરાની જાસુસ મારો રૂકો હજુર લાવ્યા સાથ ઘણી ખરી તે ખોરમના શાહજાદાની તમો નામદાર તરફ આવ્યાની વધાઇની ખુશબખ્તી પણ જાહેર કરવાનું તાલે પામશે. ઓ નામદારોના નામદાર, એ નામદાર શાહજાદોના જખમની ઘણી માવ-જત કરવી જોઇએ. જખ્મ એવો થયો છે કે જો તે ઉપર અચ્છી દવા દારૂ ના થશે તો જંગના કામથી શાહજાદો નકામો થઇ પડશે.

"મદાયુનમાં આપણું જંગી લશકર હાલ જંગ જંજાલની થાક લે છે. ખોરમનું ને આપણું મળી લગભગ ત્રણ હજાર જંગી ને નવ-જવાન સીપાહોનું લશકર લડાઇના મેદાનમાં બેજાન થયું છે; દુશ્મનના લશકરની મોટી સંખ્યા જખમી થઇ આપણા દસ્તમાં ગીરફતાર થઇ છે. ચારથી પાંચ હજાર લગી બેજાન પડયું છે. મદાયુનમાં હું આપણા વેરાન મહેલમાં મકાન કરી રહયો છું. હર્યા જે દીનદુશ્મનોએ આગ લગાડીને આપણા શાહાનશાહોના જેહાન રોનકમંદ મેહેલો ને મકાનો

તારાજ કરર્યા છે, તે દેખાવ જોતાં મારા જીગરમાં એવો અફસોસ સળગ્યો છે કે મારી તમામ જંગી ને તેજી હીલચાલ સુસ્ત મારી ગઇ છે. અરે જ્યાં હજારો પહેલવાનો, સરદારો, સીપાહો, સોદાગરો સાથ શાહાનશાહ પોતાના શાહાનશાહી રસાલા સાથ રહેતો હતો. જ્યાં શાહજાદા ને શાહજાદીઓ પોતાના જુદા મદારત રીસાલા સાથ નવબહાર ચમનગાહમાં સેહેલ કરતાં હતાં. જ્યાં દોલત ને દમામમાં બેકીમતી ઝવેરાતોથી લેનદેન ચાલુ રેહતી હતી. જ્યાં જેહાનની ખુબસુરતીઓ ને પરીજાદીઓનુંજ મુકામ, ત્યાં આજ તુફાની પવનથી ઉડતી ગેરદ છે ને જંગલી પશુઓની વસ્તી છે. ત્યાં આજ જંગમાં કપાઇ ગયલી જંગી ફોજો ને દીનદુશ્મનોની શમશેરના ભોગ થયલા કમજોર આલમના હાડકાંઓના ઢગના ઢગ થઇ પડયા છે. જ્યાં દર બામદાદે લખોલખ બુલબુલોના શીરીન શરોદો ચાલુ થતા હતા ત્યાં આજ દર બામદાદે હજારો જંગલી પશુઓના ભયંકર અવાજ ને હાઉ હાઉથી ગોયા કયામત બરપા થાય છે. અરે કયાં આપણા જેહાન ધ્રુજાવનાર ન્યાગાનોના મેહેલો ને મકાનોનું મદાયુન પાયખ્ત ને કયાં આજ દીનદુશ્મનોની શમશેરે પાંયામાલ થયલું ને વેરાન વગી ગયલું માહેતમ ભરેલું મદાયુન. દસ્તુરાન દસ્તુર દાદ, હાલ મારી તરફનું આ હેવાલનું પેગામનામું વાચનું ને હવે જે બીજો હોકમ હોય તેનો શીતાબ રૂકો રવાના કરવો. મને મદાયુનના મોતમંદ દેખાવ દેખાડી માહેતમમાં ગીરફતાર કરવામાંથી બને તેમ જલદી છોડવવો.”

---

# બાબ ૪૪ મો.

## શાહે કીરમાનને શાહજાદી ગુલશીરીનાનો રૂકો મળ્યો. તે દરમ્યાનની મકસદ મુવાફીક જંગની તૈયારી. સરદાર હુસન શીકસ્ત પામી મેદાનથી નાહસી જાય છે.

"વખ્ત છે તો કરી લે નેકી ને નામ,
મોબત ને મરૂવત ને માયા ને કામ.
કે કવખ્ત થાય ના તું રજ બદનામ
યા પસ્તાવે પટકે ના શર સુબ્હો શામ,
મુદ્દું છે તે બદન જીવતું છતાં હાં,
ભરી છે આપમતલબ ને અદેખૈ જેમાં,
ના દીનદારી, એશ આરામ ધરયામાં,
અખત્યારી ખોહી બેવતન મરયામાં."

શાહે કીરમાન પોતાના દીલમાં જેટલો દીલખાર રહે છે તેટલોજ જાહેર દીલખુશ રહે છે, અને પોતાની દરબારમાં તમામ નેકનામ દાનાવો, સરદારો વગેરેને ઉલટભરેલા રાખવાનો ચારો મચાવ્યામાં કશી કસુર રાખતો નથી. સપેહ્સાલાર રૂસ્તમ બીન પીરૂજાન પોતાનાં લશકર દરમ્યાનના સરદાર ને સીપાહોની ઉલટ ઉશ્કેરાયલી રાખવાને હરદમ પોતાની શાહજાદી ગુલશીરીનાને નામથી શાબાસી આપ્યો જાય છે, અને જંગ દરમ્યાન જે પણ લુટ મળતી તે તમામ આદરબીજાન ને કીરમાનના લશકરના સીપાહોનેજ નવાજી છે, એ વગેરે જેટલી પણ ઉલટ તેટલી તમામ સીફત ને કળાથી જંગની ધીલનો વખત પસાર કરયો જાય છે.

ખલીફના એલચીખાતાંને જણાવેલી પંદર દીનની મુદત પુરી થઇ છે, અને આજે તેનો જવાબ રવાના કરવાના વાયદાની સવાર પડી. શાહે કીરમાને પોતાના ને શાહજાદી ગુલશીરીનાના તમામ દાનાવો ને સપેહસાલારોની દરબાર ભરી છે. હયાં ઇરાનના લગભગ તમામ જોરે-

મંદોની સફ દર સફ સમરાઇ રહી છે. વજીર બેહરામ ને સપેહસાલાર રૂસ્તમ પોતાના બુલંદ મરતબાના પ્રતાપે ત્યાં શાહે કીરમાનથી સેહજ દુર બીરાજ્યા છે. આ મોટો દેહરોજ શાહાનશાહ નોશીરવાનનો પોતાનો ખાસ હોયાથી તે દરમ્યાન શાહે કીરમાનને પોતાના ને શાહજાદી ગુલ-શીરીનાના અમીર ઉમરાવોની દરબાર ભરયાનો બેશુમાર દબદબો મારે છે. જાણે ગુમ થયલી જાહોજલાલી નવેસરથી તાજી થઇ હોય એવું યજદી તેજ મારે છે. શાહનો તાબ પણ ઔર મારે છે ને તમામ દરબારમાં આગલું ઇરાની આબ ખીળી આવ્યું હોય એવી જુમબેસ મચી છે. તેટલાં ત્યાં પેહેલવાને ઇરાની જાસુસને શાહ જનાબ લાવી હાજર કીધો. તેણે પોતાનું સર જમીન ઉપર મેળી પાદશાહી તાજીમત-વાજો બજાવીને બે પેગામનામાના રૂકા જનાબ મેલ્યા. તે જોઇ શાહે, વજીર બેહરામને તે વાંચવાનો હોકમ કરયો. રૂકા અવલ તો પોતાના શાહના હોકમથી વજીર બેહરામે દસ્તમાં લીધા. પછી દસ્તુરાન દસ્તુરનો એક રૂકો પોતાના દસ્તમાં રાખી બીજો શાહજાદી ગુલશીરીનાનો રૂકો શાહના દસ્તમાં મેલ્યો.

દસ્તુરાન દસ્તુરના રૂકામાં ઇરાની ખટપટની એક જેહાન સમાઇ હતી. બલ્ખબામીની ફતેહ, કોહેસ્તુમ ઉપર આવતી ધાર. આદરબીજાન ને કોહેસ્તુમ ખાલી થવાના ભેદ વગેરે જે બનાવો બની ગયા હતા, તે તમામની ટુંકમાં ખબર આપી હતી. તે સાથ આ એક બેશુમાર સાવ-ચેતી ભરેલી રાહ અખત્યાર કરવાને અર્જ ગુજારી હતી:

'મારા નામદાર સાહે કીરમાન! આદરબીજાનના મોટા ઇરાની સપેહસાલારને બલ્ખબામી તરફ કુચ કરી જવાનો મારો હોકમ કેહવો. અર્ધ લશકરને આપણાં પાયતખ્ત શેહેર બાહેરનાં મેદાનમાં છાવણી નાખ્યાનો બીજો હોકમ કેહવો. ત્રીજો હોકમ એ કેહવો કે જ્યાંલગી દુશ્મન જંગની છેડતી શોધે નહીં ત્યાંલગી ઇરાનીનો એક પણ તીર કે જરબ ઉછળે નહીં.'

આ પેગામનામું વંચાતાં વંચાતાંજ ત્યાં દસ્તુરાન દસ્તુરે બહ્‌ખ-બામી ફતેહ કરયાની મોટી જીકર ચાલી રહી. વજીર બેહરામ, સપેહ-સાલાર ફીરૂઝાન ને શાહજાદો રામચોબીન ત્રણે નામદારોએ દસ્તુરાન દસ્તુર દાદની અરજ ઉપર ધીલ કરયાથી પોતાના નામને ઝાંખ પામેલાં જોયાં. એક બુઝર્ગાન બુઝર્ગના સખુન ને અજમાયશ ઉપર જોઇતી ઝડપથી નેધાહ નહીં પોહોંચાડયાથી પોતાના ખરાં દીલથી પસ્તાવો કરવા લાગ્યા. એની અસર એ થઇ કે આ વખતના તેના પેગામનામામાં અરજ કરયા માફક શીતાબ અમલ કરવાને સપેહસાલાર રૂસ્તમે શાહે ફીરમાન પાસ રૂખસત ચાહીને તે દરબારમાંથી ઉઠયો કે તે પાછળ બીજા ઇરાની સરદારો પણ તાજીમ બજાવી પોતાની ફોજની તૈયારી કરવાને ચાલ્યા. શાહજાદા રામચોબીનને કશો ખાસ હોકમ નહીં હોયાથી તે શાહે ફીરમાન પાસ રહયો હતો. ઇરાની લશકરમાં જબરી ધમાલ ચાલુ થઇ. જયાં ત્યાં જંગ ને જગની બુમ ને શોહોરશાર થઇ રહયો. લગભગ ત્રીસથી ચાલીસ હજાર આદરબીજાનીઓનું જંગી લશકર જયારે પોતાની કુચ કરવાની તૈયારી મચાવતું થયું, ત્યારે તે ધમાલની ગડબડ એવી થઇ રહી કે તેઓ સામે છાવણી કરી પડેલું સરદાર હસનનું લશકર ગભરાટમાં પડયું. સરદાર હસનને એ ખબર મળી કે ઇરાની લશકર એક સાયતમાં લડાઇની તૈયારી કરી ચુકું છે. તેનો સબબ, જંગ મચાવ્યા કરતાં હયાંથી કુચ કરી જવાનો જણાય છે. ખલીફના એલચીખાતાંના પીરાનપીરોનું મંડળ પણ આ ખબરથી ચોંકયું. સરદાર હસને તો બીજી તમામ જીકર એક બાજુ રેહવા દઇ પોતાના આરબ લશકરને શીતાબ તૈયાર થઇ તે ઇરાની લશકરની રાહ બંધ કરવાનો હોકમ કરયો. જંગ આપોઆપજ મચ્યા જેવો મામલો બની રહયો છે. સપેહસાલાર ફીરૂઝાન પોતાના વીજળી ચાલના અસ્પ ઉપર સવાર થયો, કે ગોયા જેહાન ઉપર જમ નાચવા લાગો. આજે તે આલમના જાન પી આબાદ થનારા જમને મન કતલની રામશની મચવાની હોય, એવી ખુશબખ્તીનો રંગ જેહાને લીધેલો જણાયો. આ મોતનો મહીમા ધીક-

યાને કશી ખાંમી પડનાર હોય નહીં તેમ શાહે ફીરમાનને શાહજાદી ગુલશીરીનાના જંગી રૂકાએ ઉશ્કેરયો. ગુલશીરીનાનો રૂકો તો ગણત્રીના સખુનોનો, પણ અસર તો મહા આફત મીસાલની ઉપજાવનારો, તેથી ગોયા ખેશ ખુશાલીમાં ખારખુવારી મચી ગયા જેવો હીંગામ રચાયો. રૂકાનો જંગી હોકમ આ હતો: "શાહે ફીરમાન જંગમાં ઉતરયો છે કે એશઆરામનો ગુલામ થયો છે? બાપ્ત કાંઇ વાપ્ત ગુમાવ્યાથી બદબાપ્ત હોય તો નેકબાપ્ત થનાર નથી યા નેકબાપ્ત હોય તો બદબાપ્ત થનાર નથી. નામદાર શાહને લાજેમ છે જ્યારે જંગીઓમાં જોશ છે ત્યારે જંગ મચાવી ફીરૂજગર ફરવાની. મચાવ જંગ ઇરાન જીતાવનારી નવરંગ ને લાવ મન મુરાદ દીલ દસ્ત."

પોતાના એક જાન તો શું પણ સો જાન કરતાં પ્યારી માશુકના હોકમ કરતાં ખરા આશકને કઇ ચીજ ઉપર ચાહ હોય? નવજવાની ને મોહબત ને ખાલેશ હક જ્યારે એક મકસદ થઇને રાસ્ત ઇરાનીના જીગરમાં વાસો કરે છે, ત્યારે તેની દેલાવરી ને હીંમત ને જુસ્સા સામે જમાનો નામર્દો થઇ જાય છે. શાહે ફીરમાનની પણ રાસ્ત ઇરાની મીસાલના બાહારમાં આવ્યા જેવી હાલત હતી. તે નામદારે ફીરમાનના લશકરને શીતાબ જંગની તૈયારીનો હોકમ કરયો. બોલ બોલતાં જેમ ખુદરત તુફાન ફુકીને ચાહે તેવી આબાદીની બરબાદી ઉપજાવે અને શેહેરોની પાયામાલી કરી નાખે, તેમ શાહે ફીરમાનના લશકરની ધમાલ ચાલી. દેખદેખતામાં જંગનું એક મસ્તાન આફતનાક તુફાન ફુકાયું. દેખદેખતાંમાં શમશેરના મારનારા ને લશકરના ચલાવનારા ઇરાની સરદારો ને સપેહસાલારો ને શાહજાદાઓ તે મેદાનમાં પીલતન મીસાલે ઘુમ્યા. આરબ લશકર તો જીત મેળવવાની પોતાની ખાતરીથીજ જંગમાં ઉછળ્યું. સરદાર હસન ને એલચીખાતાંના પીરાનપીરોની તાજુબીની હદ થઇ જ્યારે આ જંગ દરમ્યાન ઇરાની શમશેરના સપાટાની તેજી નેમ એવી તો ચોકસ ઢપે ફતેહમંદી મેળવતી ચાલી, કે આરબ લશકરની ગમે એવી જંગ, કળા, કુનેહ ને જોસ્સાની અસર ત્યાં ચાલી

શકી નહીં. ઇરાની 'યા અહુરામજદા' ને આરબ 'અલ્લાઅકબર'ના કાન બેહરા થનારા કલ્લા ને પુકારોથી આ જંગમાં પોતાના તનની કશી પણ ખબર વગર કાપ બે કાપ, માર બે માર ને ફાર બે ફાર કરતા જ્યાં લગી સીનામાં સાસ, જાનમાં જોશ ને તનમાં જાન ત્યાં લગી મચ્યા રહેતા હતા. આ જંગ ત્રણ દીન ને ત્રણ રાત લગી જારી રહી. ગોયા ખુદાનો કેહેર મચ્યોજ એ પ્રમાણે કપાઇ વહડાઇ ગયલાં જાન વગર ચંગા ને જંગી બદનો સુકાં મેદાનનાં લોહી રેલતા બનેલા દરયાવમાં ગોયા માલક વગરના મછવા મીસાલે તરતાં હોય એવો અફસોસનાક દેખાવ થઇ રહયો હતો. આ જંગમાં શાહે કીરમાન, સપેહસાલાર રૂસ્તમ, ને શાહજાદા ફીરૂજાન વગેરે મોટા જંગીઓની શમશેર ને તીર ને નેજાઓનો તો ગજબજ ગુજરતો હોય એ રીતે જંગી હથ્યારોનો આરબ લશકર ઉપર દોર ચાલી રહેલો. તેમ આરબ સરદાર હસન, સરદાર વાકાસ ને એલચીખાતાંવાલા જંગી પીરાન પીરોની શમશેર ઇરાની લશકરનો હદથી જયાદા ખરાબો કરવાને ફાવતી હતી; પણ અંતે એ જંગીઓ ઇરાની સપેહસાલારોની શમશેરને પોતાના સર હવાલે કરીને ખપ્યા. ફકત એક સરદાર હસન પોતાની ચાલાક અકલના જોરે પોતાના લશકરની તદન ખુવારી થવાની આગમચેતી સમજ્યો. તે પોતાની હોસ્યારીમાં બન્યું તેમ પોતાના જંગી લશકરને જંગ કરતાં ને મેદાનથી પાછળ હટાવતાં ઇરાનીઓના સપાટાથી બચી ગયો. સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાને તે જંગી આરબને ઘેરવાની ઘણી પણ સીફત ને લાલચ વાપરી પણ તમામ ફોકટ.

આ ત્રણ દીન ને ત્રણ રાત જંગ મચ્યા દરમ્યાન દીનદુશ્મનનું અરધ ઉપર લશકર ખુવારી પામ્યું. જો હસન જેવો ચાલાક જંગી એ લશકરની વડી સરદારી ઉપર આબ્યો હતે નહીં તો આજ તો એ મોટા લશકરમાંનું એક તન સલામત જાય એવી આ જંગી ઇરાનીઓ તરફથી મચેલી જંગ હતી નહીં. તેમ જેવા સીફત છેલે છેલે સપેહસાલાર રૂસ્તમ લડાવવા લાગ્યો તેવી તે નામદારે જો અવલથી દુર-

અદેશી વાપરી ચલાવી હતે તો સરદાર હસન પણ જીનહાર બચી જતે નહીં. સપેહસાલાર રૂસ્તમ બીન પીરૂજાન જો અવલથી શાહે ફીરમાનની મીસાલે જંગ બોલ બોલતાંજ ને દેખ દેખતાંજ બરપા કરવી છે અને આ એકજ જંગમાં ને આ એકજ જંગના મેદાનમાં ઇરાનનો જે તે નસીબો નકી કરવાના ખ્યાલથી જાણીતો હતે તો તે નામદારે બેશક હસનનું મુડદું ત્યાં પાડયું હતે, ને તે ઉપરાંત નામદારીની નોક જળ-વાઇ તે કાંતો દસ ઘણી જયાદા જાળવવાની પેહેલવાનગીરી બજાવતે. સપેહસાલારને તો અરધો દીન લગી પણ શાહે ફીરમાને પોતે આ જંગનો પાયો નાખ્યો છે તેની ખબર નહીં. તે તો એમજ જાણુવા લાગ્યો હતો, કે સરદાર હસને તેની રાહ બાંધી છે અને તેથી જેમ જંગ થવાની આગલથી ગણુત્રી કરીને તે સામે લડવાનું લશકર નકી કરયું હતું તે લશકરથીજ જંગનો જવાબ આપ્યામાં આવ્યો હતો, પણુ તે પોતાને થયલા દસ્તુરાન દસ્તુર દાદના હોકમ ઉપર અમલ કરવા દરમ્યાન આ જંગ ઘણી વધી ગયાથી તેનો સબબ જાણુવાને ઇંતેજાર થયો, ત્યારેજ ખરો ખુલાસો પામ્યો. જે પછી તે નામદારને જેવી રવેશ જંગ કરવી જોઇએ ને મેદાનમાં લશકરોની સફ ને બાજી રચવી જોઇએ, તેમ સઘળાં લશકરો ગોઠવ્યાં; ત્યારેજ સપેહસાલાર રૂસ્તમે પોતાના આદરબીજાની લશકરથી જુદી જુદી બાજુએ મારા ચાલુ કરયા. એ માફક મરદાનગી ને મસ્ત દસ્તથી આદરબીજાનના તીરનદાજ લશ-કરની કમાન કસાતી ચાલી. તીર પેદરપે વીજળીના ઝળકાટ ફાટી નીકળ્યા મીસાલે ગભરાટ ગજાવીને મારો લગાવતા ચાલ્યા, ત્યારે આરબ લશકરના જોરેમંદ સરદારો ને સીફતથી જંગ ચલાવવાના હોકમ કહાડ-નારા બુઝર્ગોનાં દીલ આજુર્દા થર્યાં. ત્યારેજ ફીરમાની અજીત લશકરના તેજ ધસારા શરૂ થયા, અને શમશેરના સપાટા લેવાયા જેવા જબરા ને ચોકસ એ ઇરાનનાજ જંગીઓ લઇ શકે. તેથી જે નકી ઠરાવે જંગ ચાલુ લઇને દીન દુશ્મનનો તમામ માર્ગ ઘેરાઇ જતે, તેમ કાંઇ બાજી લેવાઇ નહીં. એ લાભ સરદાર હસને એવો તો પોતાની ચાલાક

અકલના જોરે લીધો કે પોતાનાં મોટાં લશકરના અરધા ઉપર સીપાહો સાથ જીવતો આજે ઇરાનીઓના જંગી મેદાનમાંથી નાહાસી જવાને ફાવ્યો. ફાવ્યો પણ એવો કે તેના જાનને તો કશો પણ એલજામ પોહોંચ્યો નહીં અને લશકર એવું તનદરોસ્ત ને દલેર બદન કે બીજી પળે બીજી નવી જંગમાં યાહોમ હોમાવી પડવાને સામર્થ. કસુર ફકત જંગીઓની સફ ને જંગ મચાવ્યાની જગા રોકવા સંબંધી થઇ હતી. તે કસુરથીજ સરદાર હસનની હાર થઇ હતી. અને તેથીજ તે જંગીએ મેદાનથી હટી જઇ પીઠ દેખાડવામાં મરદાનગી માની લીધી હતી.

---

## બાબ ૪૫ મો.

### સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન ને શાહે કીરમાન સાથે બદખશામી તરફ કુચ કરી જવાની જીકર. દસ્તુરાન દસ્તુર ઉપર તેઓનાં નામા લઇ રવાના થયલો જાસુસ.

"ચમનમાં ના બેસ તું થશે હેરાન,
ચમનમાં બેઠું તો થયું ખાર ઇરાન.
ચમનમાં મોહ્યું તો રહ્યું ના યુનાન,
ચમનનોજ ભોગ થયું બ્હોલું તુરાન.
ચમન નથી, મરદને લાયક તો મેદાન,
મરદને લાયક તો મરદાનગી બોસ્તાન.
જોઇયે તું પોલાદ થાય જોઇયે ગુમાન,
મરદ હોય તો પેહર બખતર લે દસ્ત કમાન."

આ જંગમાં કીરમાની લશકરના એક હજાર જંગી જરથોસ્તી સીપાહો ગોયા દેલાવરીના જશનમાં મચ્યા હોય એવી નામદારી મેળવી શીરદુશનશીન થયા. આદરબીજાનના નવજવાન ઇરાની લશકરી સીપાહો કીરમાની લશકરથી બેવડી સંખ્યામા ખપ્યા. તેથી કાંઇ એમ નથી કે

આદરબીજાનીઓ દીનદુશ્મનના દસ્ત ઉપર સેહેલથી શીકાર થઇ પડયા? એ એવડી ખુવારીનો સબબ ફક્ત આદરબીજાનનાં લશકરના એક ભાગને સરદાર હસનના આરબ સીપાહોની ફોજનો ખાસ અટકાવ કરવા ખાતર રચ્યો, તે જો મોટી આરબ ફોજથી સપેહસાલાર રૂસ્તમનાં લશકરને બદ્ખબામી તરફ કુચ કરી જતાં તેની રાહ ઘેરવા આવે ત્યારે તે સામે થઇને કુચ કરતાં લશકરની બાજી સમાલી લે. આ લશકરનો ભાગ લગભગ પાંચ હજાર સીપાહોનો રચાયલો હતો. તે અટકાવ કરનારા પેહેલા ભાગ ઉપર આરબ લશકરનો તીરનદાજી મારો શરૂ થયો તે બેશુમાર સખ્ત, ને વળી તે વખતે તે લશકર સીવાય બીજી કોઇ ફોજ તે મેદાનમાં દુશ્મનો સામે નહીં હોયાથી તે સારાં આરબ લશકરની જંગનો જોખમ તેને પોહેંચવા લાગ્યો. એથી એ અવલની જંગમાં આદરબીજાનીઓ ઉપર ગોયા જંગનો નહીં પણ મોતનોજ મારો ચાલુ થયો. ગમે એવી નામદારી કે શમશેરબાજી બજાવો પણ એક ઉપર પંદરની જ્યા ઉલટ ત્યાં કયાં બચવાની ઉમેદ હોય? વળી એક જેવો જંગી તે કરતાં જ્યાદા જંગી હરીફ સામે જ્યાં એકનું કદંમ ના ઓસ્તવાર રહે, ત્યાં તેવા પંદર વીસની ઉલટેલી ટોલી સામે તો બસ મલકુલમોતનો દસ્ત આવી પડયોજ; તેથી આદરબીજાની લશકરમાં એવડી ખુહારી થઇ હતી. એ માફક તમામ ખુહારીનો જુમલો લગભગ ત્રણ હજારથી પણ ઉપર આવ્યો. આ જંગમાં ઇરાની લશકરને લુટ મળ્યામાં કાંઇ દમ હતો નહીં. વળી જંગી દુશ્મનોના મુરડાં ત્યાં પડયાં હતાં તે તમામ પોતાની મતલબ ને અદેખાઇ કરનારાઓના હતાં, તે મુડદાં જોતાં ઇરાની લશકરને ઓર એવું ઝનુન છુટતું હતું કે અગર જો શાહે ફીરમાન, સપેહસાલાર, વજીર ને શાહજાદા વગેરેના ઇરાની લશકરને ઇનસાન્ગીરીને નામોશી લગાડનારા જુસ્સા ઉપર અમલ નહીં કરવાનો સખત હોકમ નિકળ્યો હતે નહીં તો ત્યાં તે દીનદુશ્મનોનાં મુડદાંઓની બોટી બોટી કરી જંગલી પશુ પક્ષીઓનો ખોરાક કરવાને ચુકતે નહીં.

આ જંગ પછી દીનદારોના મુડદાંઓને અવલમંજલ પોહોંચાડવા ને દીનદુશ્મનોને એક ખાડો ખણી તે માંહે નખાવવાનો હોકમ થયો. સઘળી જંજાલ પવન ઝડફે ચાલી રહી છે, અને કોઇ જફાકાર રોગ ના ફાટી નિકલે તેવું તે ઇરાની મોટાં લશકરે ઘેરેલું મેદાનને સફાઇદાર થાય છે, તેટલાં સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂઝાને બલ્ખબામી કુચ કરવાનો હોકમ કાહાડયો. તે હોકમ સાંભળતાં શાહે ફીરમાને શીતાબ તે બંધ પાડવાની અરજ કરી.

"ઓ નામદાર સપેહસાલાર હાલ તુરત તો આપણાં જોડાયલાં લશકર હયાં કે કયાં પણ સાથ રહે તેમાંજ આપણી ફતેહ સમાયલી છે. હું તો એવો વીચાર અમલમાં મેલવવા ધારૂં છું, કે આપણાં લશકર એક બીજાથી દુર થયાં તો દીનદુશ્મનોની બાજી તેઓને હાલની મુશ્કેલીમાંથી ફેરવાઇ આશાનગીમાં ફળી જાય. અગર આ જંગ દરમ્યાન આપણાં બન્ને લશકર બાજુ બેબાજુ રહયાં તો જંગી હસન પોતાને સર ધુલ છાંટી મેદાનમાંથી ભારી ખુહારી સાથ પીઠ ફેરવી નાહસી ગયો છે. અગર એ જીકર નિકળી કે આપણાં બન્ને લશકર સાથે બલ્ખબામી તરફ કુચ કરી જાય, તો એ દરમ્યાન પણ બેહદ જોખમ સમાયો છે. બલ્ખબામીની લશકરી તદબીર ને સરદારોથી આપણે બેખબર છીયે. અને જ્યારે શાહાનશાહજાદી ગુલશીરીના તે પુરાણાં પાયતખ્ત દરમ્યાન પોતાના ન્યાગાનોના તખ્ત ઉપર બીરાજે છે ત્યારે તો મને તે પાય-તખ્તમાં હાલની ડામાડોલ હાલતે દાખલ થવાને કોઇ ખાસ હોકમ હોય નહીં ત્યાંલગી તે તરફ મારૂં કદમ પણ લઇ જવાને સજાવાર નથી. હું ચાહું છું નામદાર સપેહસાલાર રૂસ્તમ કે આપણાં લશકર આ દીનદુશ્મનોની જંગમાં સાથનાં સાથ રહે."

સપેહસાલાર રૂસ્તમ, નામદાર શાહે ફીરમાનનો વીચાર જાણીને મોટા અંદેશામાં ગરક થયો. તે જંગીએ ઘણાજ તવાજેથી પણ ઓસ્તવારીથી દસ્તુરાન દસ્તુર દાદના હોકમ ઉપર અમલ કરવા સારૂ શીતાબીથી પોતાની કુચ કરવાની મતલબ જણાવી. તે નામદાર બોલ્યો.

"દસ્તુરાન દસ્તુર દાદ કોઇ પણ હોકમ કરે તે જ્યાંલગી પુરતી ઓસ્તવારીથી અમલમાં મેળવાનો હેતુ હોય નહીં ત્યાંલગી કરે નહીં. નામદાર શાહજાદી ગુલશીરીના બલ્ખબામીનાં પાયતખ્તમાં છે અને ત્યાં એવું તો નાનું ને બીન અજમાયશવાલું મોબેદોનું લશકર છે, કે જો કોઇ કારઆજમોદેહ આરબ સરદાર ત્યાં એક કવાયદવાલી ફોજ સાથ ઉતરી પડે તો હું નથી ધારતો કે આપણી મોટી ઉમેદના શીતારાને અસ્ત થતાં એક સાયત પણ લાગે? નામદાર શાહ, મને તો દસ્તુરાન દસ્તુર દાદના હોકમ ગોયા ફીરેસ્તાઓની બસારત મીસાલના માલમ પડયા છે. અગર કુચ કરી જવા માહે બેદરકારી દેખાડયાનો ડાઘ મારે સર આવ્યો તો હું આ મોટાં લશકરની સપેહસાલારી લેવાને તદન નાલાયક ઠરૂં છું."

શાહે ફીરમાનને નામદાર સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાનની ચાલ તો નાપસંદ આવી; પણ એ નાપસંદગી ઉતરયાથી સપેહસાલાર રૂસ્તમ કાંઇ સપેહસાલારીને નાલાયક ઠરતો નથી. તે નામદારની જીકર વાજબી હતી. દસ્તુરાન દસ્તુર દાદના હોકમ ઉપર તે નામદારે શીતાબ પોતાનું સર હાજર કરવું જોઇએ. તે નામદારોના નામદારનો હોકમ આજ ને કાલ તો શાહાનશાહના હોકમ કરતાં પણ જયાદા અમલ કરવા લાયક સપેહસાલાર રૂસ્તમની નેધાહમાં હતો. તે હોકમ માફક અમલ કરવો, એજ સપેહસાલાર રૂસ્તમ પોતાની ખાસ મરદાનગી જાણતો. તે નામદારને હાલની જંગમાં તમામ આદરબીજાનની સપેહસાલારી જે નામદારે બક્ષી હોય અને જે નામદારની કુમક ઉપર ઇરાની આલમ પોતાના વતન ઇરાનને છોડવી આપઅખત્યાર કરવાની જંગમાં ઉતરી હોય અને હાલની સલતનતની સુલેહ ને સલાહ જે નામદારનાં મત ને અમલ ઉપર લટકી હોય, તે નામદારનો હોકમ આદરબીજાનના તમામ લશકરનો વડો સરદાર માને નહીં ત્યારે કોણનો માને? શાહે ફીરમાન સાથ સપેહસાલાર રૂસ્તમ જો કાંઇ પણ સંબંધ ધરાવતો હોય તો તે ફકત ઇરાન વતન ને દીનને દીનદુશ્મનોના જુલમી પંજાથી છોડવવાની જંગ મચાવ્યાનો છે. ફીરમાનના જંગી લશકર સાથ તે નામદાર શાહ,

જેમ બેવડી નેક મકસદે ઇરાનની આપઅખત્યારી ને તખ્ત મેળવવા ખાતર જંગમાં ઉતરયો છે, તેમ સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂઝાન પણ પોતાના ન્યાગાનને લાગેલો શીહા દાઘ ફીટાડવા ને પોતાના નામદાર શાહાનશાહોની યાદગાર શાખ શાહઝાદી ગુલશીરીનાને ઇરાનનું તખ્ત અપાવવા ખાતર તમામ વફાદાર ને જંગી ઇરાની લશકર સાથ હાલની જંગમાં નીકળ્યો છે. શાહે ફીરમાન પોતાના જવાન દીલની મોહબતનો એહડો પાર ઉતારવા અને જે જેહાનની ખુબસુરતીને તે દીલોજાનથી ચાહે છે, તેની વફાદારીના જુસ્સામાં યાહોમ ઉસ્કેરાયલો દીનદુશ્મનોના મેદાનમાં નામદારી મેળવવાનું બીડું ઝડપી રહયો છે, તેમ સપેહસાલાર રૂસ્તમ પોતાની શાહાનશાહજાદીના હક વાજબી પોહોંચતા ઇરાનનાં તખ્તોતાજ ઉપરના ખરા દાવા ખાતર જંગમાં ઉતરયો છે અને વફાદાર બાકી ઇરાનીઓની નવી બનેલી ફોજની વડી સરદારી લીધી છે. બન્ને એક મકસદ ખાતર મેદાનમાં નીકલ્યા છે, પણ બન્નેના ખ્યાલ ને જંગબાજી એક બીજાથી જુદી રોનક ધરાવે છે. સપેહસાલાર રૂસ્તમ તો દસ્તુરાન દસ્તુર દાદનો હોકમ ગોયા બસારત થયા જેવો માને છે, તે નામદાર તો દસ્તુર ઉપર એવાં પાક માનથી જોય છે કે તેનાં મનમાં તે દાનાવ દસ્તુરનો એકે એક સખુન ગોયા બેમુળાં તાજની કીમતે અંકાય છે. શાહે ફીરમાન તો દસ્તુર દાદમાં જેટલી દાનેશ ને દુરઅંદેશી છે તેમાંની પા પણ કમાલ્યત ધારતો નથી. શાહે ફીરમાન તો દસ્તુરાન દસ્તુર દાદને આ જંગમાં નામનો સામીલગાર સમજે છે. હાલ લગી જે પણ જંગની બાજી ખીલી ને દીનદુશ્મનોનાં લશકરને શીકસ્ત મળી, તે સઘળી દસ્તુરાન દસ્તુરનીજ કુનેહ, મગર શાહે ફીરમાનથી તે બાતેનનો સબબ સમજાયો નથી. એવા બે નામદારો એક મોટા પાદશાહી ચલાવનારા દાનાવ દસ્તુર સંબંધી બીલકુલ આસ્માન જમીન જેટલા તફાવતનાં મત ધરાવે, ત્યાં તે બન્ને નામદારોનાં દીલ કેમ એક થાય અને જંગનું મુશકેલ કામ કેમ આશાન ઉતરે? સપેહસાલાર રૂસ્તમે પુરતા તવાજેથી શાહે ફીરમાનના હોકમ કે અરજ માફક અમલ કરવાને બીલકુલ ના પાડી.

શાહે ફીરમાને જોયું કે સપેહસાલાર નાફરમાન થાય છે પણુ તે થવાનો સબબ દસ્તુરાન દસ્તુર દાદને હોકમ કેહનારો રૂકો છે, ત્યારે તે નામદારને મોટો વિચાર પડી ગયો કે આ જીકરનું સમાધાનીથી છેવટ કેમ આવે? તેટલાં શાહે ફીરમાનને કાંઇ યાદ આવ્યું હોય, તેમ તે ખુશમીજાજથી બોલ્યો "મારા નામદાર સપેહસાલાર, આપણી જીકરનો છેડો આવે તેવો મને આબાદ ખ્યાલ સુજ્યો છે. આપણે એક શીતાબ ચાલના જાસુસને આપણી હાલની જંગની મકસદનો પેગામ રવાના કરી તે નામદારનો શો હોકમ ને ખાહેશ છે તેનો જવાબ મંગાવ્યે."

આ ખ્યાલથી સપેહસાલાર સાથ ત્યાંના હાજર તમામ ઇરાનના ખેરખાહોનાં દીલ રાજી થયાં. એક રૂકો હસનની શીકસ્ત ને સપેહસાલાર રૂસ્તમની મકસદનો લખાયો, પણુ તે દરમ્યાન શાહે ફીરમાને પોતાનાં કેટલાંક મુસ્તકીમ સબબોથી સપેહસાલારને તેનાં તમામ લશકર સાથ પોતાની સાથ રહેવા દેવાને અર્જ ગુજારી હતી.

તે જાસુસ રવાના થયા છતાં સપેહસાલાર રૂસ્તમ બેશુમાર નાખુશી સાથ દસ્તુરાન દસ્તુરથી તેનો જવાબ ફરી વળ્યા તલગ ત્યાં પોતાના મોટાં લશકર સાથ છાવણી નાંખી પડી રહયો.

---

## બાબ ૪૬ મો.

### શાહજાદા ફીરોજને પોતાની કઢંગી જબાંદરાજીનો થયલો પસ્તાવો—તેના મનમાં ઉપજેલો મહજબાશકીનો ખ્યાલ—ઇરાની રહેવું કે ઇસ્લામી થવું એ સવાલ ઉપર તેનાં મનમાં ઉપજેલો પેચોતાબ.

"જેને નથી હોશ તેને નથીજ એશ,
જેને નથી દોસ્ત તેને નથીજ દેશ.
દરયાવે માહી ને મોતી એક તચ,
બ્યાબાંન એકશાં મેલો ફુવર, સ્વચ્છ.
જેહાંગીર થા નહીં તો થા જાનગીર,
કુલગીર થા નહીં તો થા કત્લગીર.
દાનેશ થા નહીં તો થા નાકેશ,
નરેશ થા નહીં તો થા દરવેશ.
કેરદારનો કોહ છે કયામતનો ઠાર,
ફુવારો કેરદારનો આ ફાની અવતાર.
બને તો કોમમાં થા કોમનો વીર,
ના બન પલીદ ગર મોતનો ખા તીર."

શાહજાદો ફીરોજ આગળા બાબમાં જણાવ્યા પ્રમાણે જેવો તે કોહેરતુમના તલેસ્માતી મેદાનમાંના ગુપ્ત માર્ગમાં ગરી ગયો, તેવો તે શીતાબ ચાલે અરબસ્તાનની સરહદને લગતાં રાનમાં બાહેર નીકળ્યો. ત્યારે આસમાન ઉપરથી ખરી બપોરનો ખુરશેદ પોતાનો આતશ્યો તાપ વરસાવતો એવો ગરમ મારતો હતો કે શાહજાદા ફીરોજને તે ગરમીમાં પોતાને ખુલ્લો કરવા ગમ્યો નહીં. તે દસ્તુરાન દસ્તુરની અથાગ ઝડફ ને દુરઅંદેશથી એવો થથરતો હતો અને તેની જાળમાં ફસવાની દેહશતથી એવો લરજતો હતો કે તે બીયાબાનમાં એક સુકાં પાનને ખરી પડતાં સાંભળી ચોંકી જતો અતે તેના ચેહરાનું આબ ઉતરી જતું હતું.

આ વેરાન સરજમીન ને ફીરોજ બંને ચોકસ બાબતમાં એકબીજાને મળતા આવ્યાથી, શાહજાદા ફીરોજે જ્યાંલગી પોતાની બાજી ચોકસ રાહે ઉતરવા જેવો હીંગામ દેખાય નહીં ત્યાં લગી તે રાનમાંજ મકાન કરી રહેવાનો ઇરાદો કર્યો. તે એક ઘણા જુના આબેખુશરૂ નામના કુવાની પાળ ઉપર અઢેલીને ઉભો. લગભગ બે દીન ને બે રાત થયાં ના કશો ખોરાક કે ના એક ટીપું આબ હોઠે લાગેલું છતાં તેનાં નાસી-પાસ મન ને મગજને તેની કશી મરજી થઇ નહીં. આ રાનમાં દીલને તાજાં કરનારાં નાદર ફ્ળોનાં દરખ્ત ને નબાત આબના ઝરા વેહતા હતા પણ શાહજાદા ફીરોજે તે તરફ કાંઇ પણ મરજી કરી નહીં. તે પોતે આબેખુશરોની પાળને એવો બેમગજ અઢેલી ઉભો રહયો છે કે તે પોતે હાલ જીવતી જીંદગાનીમાં છે કે મોતમંદ દુન્યાની સેહેલ કરે છે તેની કશી ખબર તેને રહી નથી. શું મુરાદે ને શું ઉલટે તે પોતાના વતન દરમ્યાન બામુદતે દાખલ થયો અને કેવો નામુરાદ ને કેવો બેફામ તે વતનથી બાતલ થયો. તે શાહજાદાને હયાં તેની બેફામીમાં જે અફસોસ છુટો તે ફકત પોતાની જબાનની કસરેવજીથી ઉપજેલો જાણીને મનમાં બબડયો: “આજ દીન તલગ જે જબાને મારી ઓલાદનું આબ ઝળ-કાવ્યું ને તુખ્મનો તોર ખીલવ્યો, તે જબાને મારાં પોતાનાં લોહીને ને તુખ્મ ધરાવનારા ઘણા પાક અવતાર સામે મારી હોરમત મુકી છે. અરે મારી અવલ આબદાર ઘરાની શીકલ ને ઝેરી ખંજર લાગ્યા મીસાલે બેશીકલ કરી છે. મને મારામાંથી કહાડીને મારા વેરીઓમાં દાખલ કરી દીધો તે કેટલા વખતમાં? એક ચશમનો નેજારો ફરવાને તો હજી વધારે વીલંબ લાગે, તેટલા વખતમાં મારી હોરમતની ખુહારી, મારી આપઅખતયારીની ખુહારી, મારા દરજ્જાની ખુહારી ને મારા બાદશાહી હક ઇલાકાની ખુહારી થઇ ગઇ. હવે મારી શું પાયમાલી થવાની બાકી રહી કે મને આ જફા જંજાળ મીસાલની બોજે થઇ પડેલી જીંદગાની જાળવવાની ઉમેદ હોય? ઓ યજદાન હું ઇરાન પાછો ફરવાને જીવ્યો નહીં હતે અથવા તો મેં મારે મોહડે મારી દીન મેલી

દીનદુશ્મન થઇને ઇરાનની પાયમાલી કરવાનો સેહતાની સખુન કાહાડયો નહીં હતે ? અરે એવા યજદાનની ફીરદુશ દુન્યાથી બાતલ કરનાર સખુન કાહાડવા આગમચ આ જાહનમ ખરીદનાર જબાન મારાં મોહડાંમાંથી ખરી પડી હતે ? હાઃ હાઃ મેં એક લાંબી મુદતલગી મારૂં ઇરાની લોહી જાળવ્યું, એક લાંબી મુદતલગી મારો જરથોસ્તી મહજબ સાચવ્યો, એક લાંબી મુદત સુધી મારાં વતન ઇરાનનો ચાહ સાચવ્યો, તે એક પલમાં છેકી છાકી નાખીને જે કીસમનો હું કોઇ જમાનો થવાનો ખાબ જોવાનું પણ કબુલ રાખુ નહીં, તે કીસમનો હું આબેહુબ ને સાબુત બની જવાની હુકમાઇ લેવાને એક પળ વચે તૈયાર થયો ! અફસોસ, આ કેવો પાસો મેં ફેંકયો અને મેં કેવા દીનદુશ્મનનું કામ ઉઠાવ્યું ? લ્યાનત તો મેં એવી મેળવી છે કે હવે મને ના દોસ્તો દરમ્યાન ઠર પડવાનો દીરગ કે દુશ્મનો દરમ્યાન કરાર પકડવાનો આધાર. અરે ઓ ઝબાન ! તેં આ કાળો કેહેર વરસાવી મારી તદન ખુવારી કરી છે. એવી ખુવારી કે, તારાજ શખ્સને મારી સાથ સરખાવતાં ગોયા એક શાહ મીસાલે હીસાબમાં ઉતરશે. દસ વર્ષનો એક જુગ ફકત એક પળની એક ફુંક દરમ્યાન ફુંકાઇ ગયો. ઘણાઓ, સેહેજ અફસોસ સર ઉપર આવી પડતાં નાચાર બેચાર જેવા પોતાને જણાવવાને લાયક જોય છે પણ અરે ઓ બેખબરાઓ જોવો આ એક ખરા વફાદાર ઇરાનીને કે જે તુખ્મે ને ઓલાદે સાસાન્યાન શાહાનશાહોની બુલંદ શાખા હોયા છતાં તે પોતાના પાદશાહી હકથી, પોતાની માઝદીયસ્ની દીનથી, પોતાનાં ઇરાન વતનથી, પોતાની ઇરાની આલમથી ને પોતાના તમામ રાસ્ત ઇરાનીની ઉમેદથી બાતલ થયો છે, તેવો હું એક શાહજાદો તે ખરો નાચાર બેચાર ને વાએજેહાન; જેને આ જેહાને તરક કરયો, જેને પેલી જેહાને તરક કરયો, દોસ્તનાં દીલે તરક કરયો, જેને કોમનાં દીલે તરક કરયો, જેને ઓલાદનાં દીલે તરક કરયો, જેને ખેશાવંદોનાં દીલે તરક કરયો, જેને દાનેશનાં દીલે તરક કરયો, ને જેને કોણે નથી તરક કરયો ? તમામ જાહોજલાલી, ઉમેદ, ને ઉલટે તરક કરયો ! યા પરવરદેગાર, તેં પણ

તરક કરયો અને આજે હું શું છું? એક તોબા કરતો જંગલ ભટકનાર. અરે હું તે પરીજાદ ગુલશીરીનાને મળ્યો હતે નહીં. અરે હું તેને એક નાઝનીન મીસાલની છાળકી શાહજાદી સમજ્યો હતે નહીં! મેં મારી દાનેશનું ગુમાન ધરયું હતે નહીં! અરે હું ઉતાવળો થયો તે કરતાં હાલની જંગનો ખ્યાલ લેવાને થોભ્યો હતે. અરે હું આજ ચાર દીન આગળ કેવો જોરાવર, કેવો દીલાવર ને કેવો તકાવર હતો? કે ઇરાન જીતવાની તમામ ખુદરત મારા એકલામાં સમાઇ ગઇ હોય તેવો મસ્ત મગજનો હું થઇને મારી ઉમેદ ઉપર સ્વાર થઇને ઇરાન આવ્યો, અરે ઇરાન આવ્યો તો કેવો ઉમેદવાર ને ઉલટમંદ થયલો પણ હયાં સાર શું નીપજ્યો? હયાં તો હું ઉમેદની કુમકે મુરાદના ફત્તેહમંદ પાસા ખેલવા દરમ્યાન પાસા માંગતાજ પાસા ફેંકવાથી બેનસીબ થયો, પાસા નજરે જોયા તેજ, પછી તો તે પાસાને ફરી જોવાનો પણ ખાબ થયો, મેં મારી ઝબાન ને ખ્યાલ ને જુસ્સાથી મારી સરગરદાની હોરી છે. આ કેરદારનો સરજેલો સાર છે કે આગળથી ઠરેલા નસીબાનો નતીજો છે કે કેમ? ખુદાને ખબર!

"ખેર, હવે બની તે ના બની થનાર નથી. હવે મને ઇસ્લામી તો થવુંજ થવું. મારો છુટક નથીજ ઇસ્લામી મહજબ કબુલ કરયા વના; ત્યારે મારે તે માટે મારાં જંગી લોહીમાં દેહશતને ફરતી કરવાનો સબબ શું? એક વખત બોલ્યો તો તે ઉપર અમલ કરવો તે આદમ્યત! અને ખરો ઇરાનીજાદો તો બોલ ને કોલનો પાકો શખ્સ, ત્યારે મને ઇસ્લામી દીન કબુલ કરવી અને મસજીદમાં જઇને મારી નસોમાં ચાલતાં લોહીનો નતીજો નવાજવો એટલે તમામ કાસર પટી. હું એક મોટો શાહાનશાહી શાખાનો ઇરાની શાહજાદો, તે છતાં આજ મારી પાસ શું છે? એક નરમ રેશમનો પોશાક ને કમરબંદમાં ખંજર! બસ, એજ કે? અને ઝવાહેરનો કમરબંદ તે સાથ બેમુલા ગોહરો ને યાકુતની મુઠ સાથની લટકતી શમશેર તો પેલા પલીદને વીસરાવે તેવા નાપેકાર દરાની દસ્તુરે મારાં તનહા તન ઉપરથી ઉતારી

લીધી. અરે તે સમશેર મારી કમરે લટકેલી હતી ત્યારેજ તો હું પોતાને ઇરાનની શાહાનશાહાતનો હકદાર વારસ સમજતો હતો, તે તો તે નાતરસે મારી સેહજ પળની મગજની નબળાઇ ઉપર લાભ લઇ ઉતરાવી લીધી. હા: હા: અગર તે થોડી સાયત હું જો મારી જબાનના જણુન ફુકાયલા કેરદારના નતીજાથી સુસ્ત ને ગાફલ મારી ગયો હતે નહીં, તો તે બુઢો મારા બાલને પણ પોતાના રોબની કે તાબની બળા વળગાવી શકયો હતે નહીં અને મારા બેફામ થયલાં બદન ઉપરથી મારી ઓળખનો ઝલકાટ છીણવી લેવાને ફાવ્યો હતે નહીં. હવે તો તે શમશેર પણ મેં ગુમાવી. તે પણ મારા તાબેદાર જેવાઓ દરમ્યાન ગુમાવી! તે સમશેરનું હવે કામ પણ શું છે? જ્યારે તે જે મારા ન્યાગાનોની કમરે લટકીને મારી ઇરાની શાહાનશાહાતની તકેદારી કરતી હતી, તેમાંથી હું તદન બાતલ થયો, તો શું તે મારી કમરે રહીને મારા ન્યાગાનોની શાહાનશાહાતમાં મારા ન્યાગાનોની દીનઆઇન સંભાળનારા ને મારા ન્યાગાનોના વતન ઉપર જાનથી ફીદા રેહનારાઓ દરમ્યાન કતલ પાંહરે ને મારા ન્યાગાનોના બેહેસ્તી રૂવાનોને નાખુશ કરવાનો કેહેર હોરી લે? જા, ઠીકજ થયું કે મારાં ફરેલાં મન મગજ સાથ તે શમશેર પણ મારી કમરે લટકવાથી ફરી ગઇ. હવે હું કયાં ઇરાની છું કે ઇરાનના મરહુમ શાહાનશાહોનાં હથિયાર મારાં તન ઉપર લટકીને નામદારી અપાવે?

"હવે મારૂં અવલમાં અવલ એ કદમ ભરાવું જોઇયે, કે મારે શીતાબીથી નામદાર ખલીફ ઓમરને મળીને ઇસ્લામી દીનનો એકરાર કરવોજ. તે એકરારમાંજ મારાં ફરી ગયલાં ઇરાની લોહીનો બીજા સાબુત રહેલાં ઇરાની લોહી ધરાવનારા નામદારો ઉપર સદકો કરવોજ. એક જેહાન ધુંજે તેવું યાદગાર કામ કરવાનું કદમ ભર્યું ને આ મારૂં ન્યાગાન શાહાનશાહીની ઓળખ ધરાવનારૂં ખંજર મારી કમરમાંથી ખેંચ્યું કે યા યજદાન, તમામ ફીકર ને જંજાળનો છેડો આવ્યો. મારા મોટા દુસ્મનને લઇ હું આ ફના જેહાનથી વીદાય થયો ને હંમેશની જેહાનમાં નુરમંદ યજદાન હજુર હાજર થયો કે બસ. ઇનશાલ્લા!"

## બાબ ૪૭ મો.

### ખલીફ ઓમર સાથ શાહજાદા ફીરૂજની મુલાકાત—શાહજાદા ફીરૂજનું ઇસ્લામી મહજબ કબુલ કરવાના કોલે મદીનાની મોટી જુમા મસજીદમાં દાખલ થવું—ખલીફનું ખુન તે પાછળ ફીરૂજનું ખુન.

"જીંદગી પામ્યો જે જાન, મરે કોઇ આગલથી કોઇ પાછલથી,
જંગી બન્યો પહેલવાન, ધરે મુદઇ શમશેરથી કોઇ સાંકળથી."

હોનારત બનનાર તે આવી આગળ, ત્યારે શાહજાદો ફીરોજ ત્રણ દીન ને ત્રણ રાતનો ભુખો તરસો મદીનાની રાહે શીતાબ કદમ ચાલ્યો. તેના મનનો ઠરાવ કાંઇ ઓર ને મકમ હતો. તે નામદારે હવે ઇનસાનની ખાણી પીની ઉપરથી મન ઉઠાડયું. તે ઇરાનીમાંથી નિકળી ગયો એટલે પોતે ઇન્સાનીમાં નથી એમ સમજ્યો અને જ્યારે ઇન્સાનીમાં નથી ત્યારે ઇન્સાનીને સલામત રાખનારી ખાણીપીની ઉપર તેનો હક નથી; એ મજબુત મનની મુજાહેમતથી તે પોતાની અજલની શીકલ જોતો અને તે સાથ વાત કરતો ચાલ્યો. તે પોતાની શાહાનશાહાતની જાહોજલાલીમાં ઇરાન, અરબસ્તાન ને અરમીન્યાથી તે છેક યુનાનના મુલક લગી મુસાફરીમાં ફરી વળેલો, તેથી તથા જબુન છેલ્લા હાંદેશામાં તે છુપા પોશાકમાં એક મુલકથી બીજે મુલક રખડ કર્યામાંજ પોતાને સલામત રાખી શકયો હતો, તેથી તેને મદીનાની રાહ ખાતર કોઇ ભોમ્યાની જરૂર હતી નહીં. તે શીતાબ ચાલ ચાલવા સારૂ તો શીતાબ ચાલના જાસુસોનો શાહજાદો કેહવાતો હતો. તે ચાલનો આ વખતે તેને ઠીક લાભ મળ્યો. બીજો તેની રાહે મદીના જતાં અઠવાડયું લેતે, તેટલી રાહ તેણે ત્રણ દીનમાં પસાર કરી મદીનામાં તે દાખલ થયો, તેવોજ ત્યાંના મોટા અબદુલ રેહમાનને મળ્યો અને પોતાના દીલનો ઇરાદો કહીને પોતે ઇરાનની શાહાનશાહાત ઉપર એકલો હક વાજબી

દાવો ઉઠાવનાર વારસ હૈયાત છે, એમ જણાવ્યું ત્યારે તે મોટો જંગી શાહજાદા ફીરોજને ખલીફ ઓમર પાસ હાજર કરવા લઇ ચાલ્યો.

ખલીફ ઓમર પોતાની બંને બાજુએ બીરાજેલા મોટા પીરાન પીર આરબ નામદારો સાથ પોતાના રાતે જોયલા ખાબનું બયાન કરતો હતો. તે કહેતો હતો "આજે મધરાત પછી મેં ખાબમાં જીબ્રાયલને જોયો, જે ફરેશ્તાએ મને બગલગીરી કરી અને કહ્યું 'ઓમર તેં ફાની જેહાન જીરજબર કરી અને તમામ દીનદુશ્મન કુફરોને ઇસ્લામી દીન કબુલ કરાવી. તેં તમામ ઇરાન ને તુરાન ને અરબસ્તાનનાં ખુણે ખુણાં અલ્લા ને રસુલનો પેગામ ફેલાવ્યો. હવે તું ચાલ કે આસમાન ઉપર દોજખમાં સબડતા કુફરોનાં મગજને અલ્લાનું નામ શીખવ્યે. ત્યાં જેહાનનો મોટો પેગમ્બર પોતાના જમણા દસ્ત મીસાલના અબુબકર સાથ તારી રાહ જોતો બેઠો છે.' એ કહેતાં જીબ્રાયલ ગેબ થયો.

"આ ખાબ પછી હું જાગ્યો ત્યારનો એ દરમ્યાન સમાયલા ભરમથી મારાં દીલમાં એવું આવે છે કે મારી અજલ નજદીક છે. હું આં ફાની જેહાનના કીનારાને છેલ્લી સલામ બજાવી જવાને ઠેરવાયો છું." એ ગુફતેગુ, ઓસ્માન જે ઉમરે લગભગ પોણોસો વર્ષની ભરતીએ આવી ચુકેલો તે સાથ કરવામાં ગુંથાયલો હતો, તેટલાં અબદુલ રહેમાને શાહજાદા ફીરોજ સાથ આવ્યાની ખબર પહોંચાડી જે પાછળ તે પોતેજ ઇરાની શાહજાદાને લઇ ઓમરની સામે હાજર થયો. ખેરઆફયત પુછ્યા પછી શાહજાદાની વાત ચાલી. ત્યાં ઓમર ને તેના બુઝર્ગ મસલતગારો શીવાય કોઇ હતું નહીં, અને એ મસલતગારો પણ દરેક પોતે ખલીફ જેવી હોરમત ને દરજ્જાનાજ, ત્યાં અબદુલ રહેમાન જેવો ઇરાનની શાહાનશાહાનને તારાજ કરનારો જંગી આરબ સરદાર, શાહજાદા ફીરોજ સાથ હાજર, એટલે આ ખબર પામવાને કોઇ પવનની પણ તાકાત હોય નહીં. આ મસલતગાહ દરમ્યાન દરેક ગુફતેગુ છુપી ને બંધબસ્ત કાનુને ચાલી. શાહજાદા ફીરોજને જેવી મનની ઉમેદ તેવીજ મુરાદ ફળ્યા જેવો મામલો નકી દેખાયો. તેને મદીનાની મોટી

મસજીદમાં ઇસલામી મહજબનો કલમો પહડાવવો અને પછી તેનાં સર ઉપર ઇરાનનું તાજ મેલીને તેને પાદશાહ કરવો અને ઇરાનની પાદશાહતનો બંદોબસ્ત ને હાકમી તેના દસ્તમાં સોંપવી. આ કામ સરનજામ ઉતારવા ખાતર અબદુલ રહેમાનને તેનો તમામ કારોબાર સોંપવામાં આવ્યો.

ખલીફ઼ ઓમર મસજીદમાં દાખલ થયો. ઇરાની શાહજાદાને ઇસ્લામી દીન કબુલ કરાવવાની ક્રીયા થનાર છે, તે ખબર પડયાથી સારાં મદીના શહેરના આરબોથી તે મસજીદ ચીકાર થઇ ગઇ હતી. પોતાના ખલીફ઼ને મસજીદના દરવાજા ઉપર કદમ મેળતી વખતે તે તમામ ઇસ્લામી ખલકે છેક કમરથી વાંકા વળી સર નમાવી સલામ કરી. તમ.મ બુઝર્ગ ને નામદારી પામેલા પીરાનપીર આરબો આ વખતે મસજીદમાં હાજર હતા. ખલીફ઼ ઓમર ઘણો સાદો રેહતો હતો. તેને ઇરાનીઓ માસાલની જાહોજલાલી રાખવાની કે એશઆરામ કરવાની કે દમસમ મારવાની ચાલ બીલકુલ નાપસંદ હતી. તેનો ખ્યાલ એવો કે એવી લાલચમાં જે કોમના આદમીઓનો જીવ ગીફ઼્તાર થયલો હોય તે જીનહાર પોતાની હાકમી ને પાદશાહાત સંભાળી શકે નહીં. તેની સાદાઇનું હર્યા તલગ દાસ્તાન ચાલે છે કે કુફ઼ામાં સાઆદ બીન વાકાસ એક મહેલ ઇરાની શાહાનશાહોની ઢપછપે બંધાવી ત્યાં પાદશાહી સરસામાન ગોઠવાવી ખુબ જાહોજલાલીથી રેહવા લાગો, તે વાત જાણુતાંજ ખલીફ઼ ઓમરે પોતાના એક સરદારને શીતાબ કુચ કરી જઇ તે સળગાવી દેવાનો હોકમ આપ્યો. તે હોકમ માફ઼ક જયારે તે કુફ઼ાનો મોટો મહેલ સળગાવી દીધાની ખબર પામ્યો ત્યારે તેના જીવને કરાર થયો. એવા સાદા ખવાસનો ખલીફ઼ ઓમર ખુબ સાદાઇથી શાહજાદાને ઇસ્લામી દીનમાં લેવાની ક્રીયા કરાવવા લાગ્યો. કલમાના કલામ શરૂ થતાં ખલીફ઼ પોતે પવીત્ર ઇસ્લામ હોવાથી નીમાજ પહડવા જમીન ઉપર પડયો, કે ફ઼ીરોજે કમરમાંથી ખંજર ખેંચ્યું, તે જોતાં કલમો કલમાને ઠેકાણે ને અબદુલ રેહમાને એક પોકાર મારયો. પોકારના પવન કરતાં ખંજરની વીજળી જેવી શીતાબીની હદ રહી નહીં. વીજળી પડે ને ઝલક ગેબ થાય તેમ

શાહજાદા ફીરોજનું ખંજર ખલીફ ઓમરના સીનામાં પેઠું. એક જબરો ગુલબાંગ ને ખલીફની પાસના જબરા સરદારોનો હુમલો થયો પણ જીવ ઉપર આવેલા ફીરોજે બીજા સાત નામદાર આરબોને ત્યાં બેજાન ને દસને મરણતોલ જખમી જમીનદોસ્ત કરયા. પછી તો આરબોની હજારો શમશેર ને ખંજરનો મારો ઉલટયો, પણ તે મારાથી ફીરોજે પોતાનો જાન ખોયા બદલે પોતાનુંજ ખંજર પોતાના સંગીન સીનામાં મારયું અને ના એક દમ કે ના વરાળ કે ના સાસ એ રવેશે ત્યાં ચુપ ખરી પડતી સુકી ડાળ મીસાલે તે બેજાન પડયો.

મદીનાની મોટી મસજીદ માહેતમનું મકાન બન્યું. આ ખુનામરકીનો તમામ જુમ્મો અબદુલ રેહમાનને સર આવ્યો. તે જંગી આરબે તનમન ને જબાને ઇસ્લામી થયલા શાહજાદા ફીરોજના અંગ ઉપરના ચીનાઇ રેશમી કપડાનાં પોશાકમાં ઓમર જેવા મોટા ખલીફાની અજલ લાવનારૂં ખંજર સમાયલું જાણ્યું નહીં. જો કે મસલહતમાં આ શાહાજાદાના પોતાને પગે ચાલી આવી ઇસ્લામી દીન કબુલ રાખવાની ઉલટ ઉપર વેહેમ તો નખાયો હતો, પણ તેનાં પતળાં બદન ને મુરદાલ હીલચાલે તે વેહેમને હસી કાહાડયો. વળી તે શાહજાદાને ઇસ્લામી મહજબ અખત્યાર કરયામાં ઇરાનની પાદશાહાત ને તખ્તોતાજ મળવાની પુરતી અપાયલી ખાતરી ઉપર જો ગમે એવા દુરઅંદેશ મગજનો ખ્યાલ ચાલુ થાય તો તે આ રવેસના ભરાનારાં ખુનખાર કદમનો ખ્યાલ કદી ખાબે પણ કબુલ કરવાને ના પાડે. આ ભેદ, અજાયબી ભરેલા વતન ને કોમનો પ્યાર ધરાવનારાં દીલનોજ હોય. આ ભેદ ઉપર તો શાહજાદા ફીરોજે પોતાની જબાનની જબુનગી ધોઇ નાખવાનો પાયો રચેલો હતો. ખરા ઇરાની દાખલ મરવું ને તમામ ઉમેદ, મુરાદ ને મોહબતનો ભોગ આપવો, એ એક હેતુજ ફકત જાળવવો, તો પછી તેવા મકમ ઇરાદાથી કામ લેનારા સંગીન છાતીના જંગી ઇરાનીને એવી તે શું લાલચ હોય કે તેનાં મસ્ત મગજને પોતાની બાજી બજાવવામાં ડામાડોળ બનાવે? જે શાહજાદાએ લગભગ પખવાડયાંનો રોજો

પાળેલો ને એક તીપું પણ પાણી કે તલ પણ ખોરાક ઉપર જાન લોભાવ્યો નહીં; તે તમામ જફા ને જંજાળ ઉઠાવ્યાનો એકરાર શું ? આ, કે હવે આ ઇન્સાની જીંદગીમાંથી રૂખસદ લેવી ને નામોશીમાં આવી પડેલાં જાનનો નીકાળ કરવો, પણ તે નીકાળ લાવવામાં પોતે એક એવી દુરઅંદેશી વાપરવી, કે સરપર ઘેરાઇ આવેલું કાળું વાદળું ખસી જાય અને તે દરમ્યાનથી મુરાદ નવાજનારી નામદારીનો નતીજો મેળવાય. એ રવેશે શાહજાદા ફીરોજનો હેવાલ નીપજ્યો. તેણે પોતાની શાહાનશાહાત, દીન, કોમ ને સરજમીનની પાયમાલી કરનારા મોટા દીનદુશ્મનનો જાન લીધો અને વતનના પ્યાર ખાતર પોતાના જાનનો સદકો કીધો.

શાહજાદા ફીરોજના આ ખુની કામથી અરબસ્તાનની તમામ આલમના દીલમાં ઇરાનીઓ ઉપર કાતેલ કીનો ફેલાઇ ગયો. ત્યાં મસજીદથી તે મેહલલગી ઇસ્લામી ખલકના ટોલાં જમાવ થયાં. કીનો, કીનો ને કીનો એ સખુનોનો પોકાર દરેક આરબની જબાન ઉપર ઝનુન ઉશ્કેરવા લાગ્યો. ત્યાં મળેલાં મોટા જંગી ને દુરઅંદેશ આરબ આગેવાનોએ એક મોટાં લશકરથી ઇરાનનો સમુળો ખરાબો કરવા ને તેના દરેક જરથોસ્તીને બેજાન કરવાની મસલહત રચી. મરનાર ખલીફની ગાદી બુઝર્ગ ઉમરના ઓસ્માનને આપ્યાથી ખલીફ ઓસ્માનનો અમળ ચાલુ થયો. તમામ ઇસ્લામી સલતનત દરમ્યાન આ સમાચાર ફરી વળ્યા.

---

# બાબ ૪૮ મો.

## ઇરાન ઉપર નવેસરથી આરબ લશકરની ચહડાઇ આવવાની તૈયારી—સરદાર હુસનને ખલીફ સાથ મુલાકાત—ખલીફના સખુનોથી હસને છોડેલી સરદારી.

બાજી તો બજાવવી એક અમર જીત,
ઇરાન ગુમ કરવું જેહાનથી ખચીત.
ઇરાનમાં વસાવવા ખુનપીનાર પલીદ.
ઇન્સાન નાબુદ કરી વસાવવા અફ્રીત.

ખલીફ ઓમરનાં મોત સાથ ઇરાન ઉપર નવેસરથી મોત ને માહેતમ ઉલટવાનો દાવ મંડાયો. એક લાખ જવાન ને જંગી આરબોએ લડાઇનાં હથ્યાર પોનાના તન ઉપર લટકાવ્યાં અને ના પગમાં કફસ કે સરપર કોલાહ એ મીસાલ જંગલી હેવાન સાનીની ફોજ બની હતી, તેની વડી સરદારી અબદલ્લા સાઆદને સોંપી. તે જંગી આરબ સરદાર સીતાબીથી ઇરાન ઉપર કુચ કરવાને તૈયારીમાં પડયો છે, તેટલાં શીકસ્ત પામેલા સરદાર હસનને પોતાની અરધી ફોજ સાથ મદીનાની સરહદ મુલક હટી આવ્યાની ખબર પડી તેથી જે જંગલી ઝનુન ને કીનાનો આતશ સળગ્યામાં ખામી હતી, તે તમામ ભરપુર થઇ પુર તેજી ઉપર ચહડી. ખલીફ ઓસમાને સરદાર હસનને મદીનામાં બોલાવ્યો. ખલીફ, જંગનો હેવાલ હસનને ખુદ મોહડેથી સાંભળી હાલની ઇરાની જંગમાં પોતાની આગળ થઇ ગયલા ખલીફોની નામદારી મીસાલની નામદારી મેળવાશે કે કેમ તે માટે મોટા અંદેશામાં પડયો. સરદાર હસનને જોઇ તે પીરાનપીર ખલીફ ઓસમાને સવાલ કર્યો: "શું ઇરાનની આપણી ફતેહ ને ઇસ્લામી દીનનો ફેલાવો તેનાં મુળમાંથી ખસી ગયો અને તમામ ઇરાન આ જગમાં ઉડયું ? નેમાયલા આપણા આગલા જંગી હાકમોની હાકમી ઉપર શું તદન આફત ગુજરી ને તે તમામ નામદાર હાકમોની ખુવારી થઇ ?"

સરદાર હસન પોતાના ખલીફના સવાલ સાંભળી ખુલાસો કરવા લાગ્યો: "નેમાયલા હાકમોને આ જંગની ખબર હોય એવો મને કશો મુદ્દો માલમ પડયો નથી. ઇરાનની ફત્તેહ માત્ર તમામ તે સરજમીન વેરાન થયા જેવી હાલતમાં મેલ્યા શીવાય બીજી નથી. આપણી દીન ત્યાં આશ્કારા થઇ છે ને ઘણીખરી ઇરાની આલમને પોતાના ખેશ કબીલા સાથ આપણી દીનનો એકરાર કરાવ્યો છે. તેઓનાં આતશ- ખાના તારાજ કરીને ત્યાં મસજીદ બંધાઇ નીમાજ પઢાય છે; પણ આ જંગ સાથ તે તમામ મામલાને કશું લાગતું નથી. આ તો એક જંગી ને દીનદાર ઇરાની ખલક, જે કોઇ કાળ પોતાનો મહજબ ને યકીન ફેરવનાર નથી. બસ પોતાના મહજબ ને વતન ખાતર જે ખલક જાનની છેલ્લી રોશની તલગ પોતાની મરદાનગીનો સીકકો બજાવતી રહેશે, તે ખલકે આ જંગ બરપા કરી છે. આ જંગમાં કીરમાનનો જંગી શાહ સામીલ છે. તે તથા તેનું કીરમાની લશકર જેણે આજ લગી આપણી જંગ ને આપણાં લશકરને ગણકાર્યું નથી, તે શાહ પોતાના જંગી લશકર સાથ હાલની જંગ ઉઠાવનાર જણાય છે. આ જંગનો દાવો સાબુત દેખાડવા સારૂ કોઇ એક ઇરાની શાહજાદીને ઇરા- નની શાહાનશાહાત ઉપર તખ્તનશીન કરી છે. તે શાહજાદી સાથ શાહે કીરમાનની શાદી થવાનો કોલ નકી થયો છે, તેથી શાહે કીરમાન પોતાની શાદી કર્યા આગળ પોતાની રાણીના દાવાનો ફડચો કરનારી જંગ લડે છે. અગર જંગમાં પોતાનાં વતનને આપઅખત્યાર કરે ને પાદશાહીને નવેસરથી આરાસ્તા કરે, તો તેના ઇનામમાં ઇરાનની તખ્ત- નશીન શાહજાદી સાથ શાદી કરીને જેહાંન દરમ્યાન મોટો શાહાનશાહ કહેવાય, આ ભેદ જણાય છે. આ શાહે કુફ્રાને વેરાન કર્યું છે. મારાં લશકરને સદંતર કતલ કરવાની બાજી ઉઠાવી, પણ હું લગભગ મારાં જંગી લશકર સાથ બચી આવ્યો છું, કે મારા ખલીફના નવા હુકમ ને નવાં લશકર સાથ તે કુફ્રોની પાયમાલી કરી નાખું અને એક જંગ તે બદખના મેદાનમાં એવી ફેંકું કે હવે પછીના જમાનામાં

જરથોસ્તી ઇરાની એ નામ ફકત શાહોના નામામાં કાયમ રહે."

ખલીફ ઓસમાને સરદાર હસનની જબાનથી હાલની ઇરાની જંગનો મુદદો સાંભળ્યો ત્યારે તે ઔર પણ જયાદા અંદેશામાં ગરક થયો. "ઇરાની નામ બીલકુલ ગુમ થઇ જતાં પહેલાં તો અરબસ્તાની મોટાં લશકરોની કતલ ચાલુ થનાર, જે દરમ્યાન ઇસ્લામી ખુહારીની ના હદ રહેનાર કે નામદારીનું એક તલ જેટલું પણ નામ થનાર."એ વીચાર આવ્યાથી ખલીફનો ચેહરો ફીકરમંદ થયો.

ખલીફ ઓસમાને હસનને કહ્યું: "ઇરાનની જંગની શીકલ ગોયા આફતનાક બની ગઇ છે. આજલગીની ઇરાન દરમ્યાન થયલી આપણી જંગોની ખુહારી ને કતલ કરતાં બેશક હાલની જંગોની ખુહારી ને કતલની હદથી જયાદા ગણત્રી ઉતરશે. સાંભળ હસન, ખુબ કાન ધર! મેં એક લાખ સીપાહનાં લશકરની સરદારી અબદુલ્લા સાઅદને સોંપી છે, અને હુકમ કર્યો છે કે આદરબીજાનથી દીનદુશ્મનોની બુનબેખ ઉખેડતો છેક મદાયુનના છેડાલગી કતલ ચલાવતો જાય. જ્યાં પણ ઇરાની નેગ્રાહ પડે ત્યાં બસ તેનાં સરની તલબ કરવી. દીન કબુલ કરાવવાની તો વાતજ ભુલી જવી. ઇસ્લામી દીન કોઇ ખરો ઇરાની કબુલ કરનાર નથી. અગર દીન કબુલ કરી તો તે ઇસ્લામી તરીકે જીવનાર નથી. જાહેર ઇસ્લામી પણ બાતેન તો ઇરાનીજ રહીને જયારે પણ તે પોતાની બાજી મેળવવા જેવો જોગ જોશે ત્યારે તે ઇરાની જુસ્સા સાથ ઇસ્લામીનો જાન લેશે. એવા કુફરોને દીન કબુલ કરાવ્યા કરતાં બેજાન કરયામાં મોટું સવાબ હાંસલ થાય છે. કુરાનમાં કુફરને એક પળ પણ સલામત રાખવાને સાફ મનાઇ છે. જંગી અબદુલ્લા સાથ ઓ હસન તું પણ પોતાના શીકસ્ત પામી આવેલાં લશકર સાથ ઇરાન ઉપર લડાઇ લઇ જા. અને એવી રાહે ઇરાનના દીલમાં તું કુચ કર કે જયારે સરદાર અબદુલ્લા પોતાનાં લશકર સાથ ઇરાન ઉપર ઉતરે ત્યારે તેને મળી જઇ ત્યાં જમાવ થયલા કુફર ઇરાનીઓની તમામ ફોજની તારાજી કરવામાં યાહોમ ઝોંકાવ. હું ઇરાનમાં નેમેલા આપણા ઇસ્લામી હાકમો

ઉપર નામાં લખીને આ જંગમાં તેજી ભાગ લેવા ખાતર પોતાના લશકરોની મદદ મોકલવા ફરમાવું છું. એક નામું મીસરના ફતેહમંદ સરદાર મોટા ઓમરૂ ઉપર રવાના કરૂં છું કે તે ત્યાંથી પચાસ હજારનું જંગમાં ધારૂં થયલું ને પાકી કવાયદવાલું લશકર, અબદુલ્લા સાઆદની ઇરાનીઓ સાથની ચાલેલી જંગમાં મદદ કરવા ખાતર રવાના કરે."

આ જીકર ચાલી રહી હતી ને સરદાર હસનને ઇરાન દરમ્યાન મળેલી શીકસ્તનો દાધ ધોઇ નાખવા સારૂ ફરીને અચ્છી તક આપ્યાની રેહેમ કરી હતી તેટલાંજ ત્યાં પીરમર્દ તેલાહ, જે પણ ઓસ્માન જેવો બુઝર્ગીએ પોહોંચેલો ને પેગમબરનો સોબતી, તે ત્યાં દાખલ થયો. ખલીફ ઓસ્માને પોતાના મસલહત્યા દરબારી તેલાહને મોટી ઇજીત નવાજી પછી મસલહત પુછી: 'અગર આ ઇરાની જંગની જોખમદારી વધે અને આપણું તમામ લશકર અગર અલ્લાનો હોકમ હોય ને ત્યાં રોકાઇ જાય યા ઘેરાઇ તારાજ થાય તો આ જંગમાં આગળ કદમ ભરવામાં ફેજ છે કે જે હાલતમાં ઇરાનીઓ પોતાને મેળા દેવાને રાજી થતા હોય તે હાલતમાંજ તેઓને મેળી દેવા જોઇયે?' બુઝર્ગ તેલાહ પોતાના ખલીફને સાંભળી ખુબ વીચારમાં પડયો. તે દુરઅંદેશ આરબ રાજદરબારીએ આ ઠેકાણે આ બીકટ સવાલનો જવાબ આપવા મેહેતલ માંગી અને હાલ તર્ત જે કદમ ભરયું છે, તે ઉપર પસંદગી જણાવી. ખલીફે સરદાર હસનને આ વખતે દીલાસાથી કહ્યું 'હસન, હવે જંગમાં બીજી શીકસ્ત મેળવ્યા કરતાં જાનને આ જંગમાં કુફરોનાં સર ઉડારયામાં નામદારી મેળવતો ફીરદુસ રવાના કરજે. આરબ તે નથી કે ઇરાનની જાહોજલાલી ને એશઆરામનો ગુલામ થઇ પોતાને તનદરોસ્ત રાખવામાં ઇજત સમજે.' આ દીલાસો કે તાણો તે તો હસનનુંજ મન જાણે પણ આ નસીહત ઉપર હસને અમલ કરયામાં પોતાને બીલકુલ હાંસલ જોઇ નહીં. હસને બાતેન તો કીનાખોર પણ જાહેર હસ્તાં મુખે પોતાના નવા ખલીફનો વીચાર પસંદ પડયા જેવું ડોળ

ચાલ્યું, પણ તેનું દીલ આ તાણાથી હાલની જંગમાંથી ઉઠી ગયું. તે ઇસ્લામ મહજબનો રાસ્ત શરીક હતો, અને તે પોતાના પેદર અલીથી એવી તો પાક ફરજ શીખ્યો હતો કે તેનું દીલ ખાબમાં પણ એક પળ પોતાની નેક નૈયત કે પોતાના ઇસ્લામી મહજબ ઉપરથી ખસ્યું હતું નહીં. તે આ તાણાથી દીલનો ઘણોજ કફા થયલો ખલીફને સલામ બજાવી ઉઠયો, ત્યારેજ બોલ્યો: "ખલીફ ઓસ્માને મારાં લશકરની સરદારી કોઇ બીજા ઇસ્લામી મહજબના રાસ્ત યકીનદારને હવાલે કરવી. હું આ શીકસ્તની નામોશી ને નાઉમેદીમાં એટલો ગીરફતાર થયો છું કે હાલની જંગમાં મારી બાજુ ને શમશેર મને યારી દે એ બનવું મુશ્કેલ છે." એ કહેતાં તે ત્યાંથી પોતાના પેદર અલીનાં મકાન તરફ ઘોડેસ્વાર થઇ ચાલ્યો. ખલીફે હસનનું બાકી લશકર પણ અબદુલ્લાનાં લશકર સાથ મેળવી નાખ્યાનો હોકમ જાહેર કરયો.

---

## બાબ ૪૯ મો.

### શાહજાદો શાપુર અરબસ્તાનના ખલીફની તમામ ભેદી હીલચાલની ખબર સાથ આદરબીજાનના મેદાનમાંની દસ્તુરાન દસ્તુરની છાવણીમાં—શાહે કીરમાનનો રૂકો ને દસ્તુરાન દસ્તુર દાદનો અફસોસ—રૂકાનો જવાબ શાહે કીરમાન ઉપર રવાના.

"હવે સાકી કોઇ પણ હયાં એક પ્યાલો લાવ,
શરાબ ને ગમ તેમાં બન્ને સમાવ.
દુઃખી મ્હારાં જીગરનો બન આસ્નાવ,
મ્હારો હાલ વાંચી તેવો કંઇ વંચાવ.
યા દરયાવે ડુબતો મુ સમ બંચાવ,
મ્હારી અથંગ આગ તું અગ્નીથી હોલાવ.
આ આગનો આબથી ઉલટો છે વધાવ,
આગ ઉપર આતશનોજ મારો લગાવ."

હવે મારા હમદીન વાંચનારા ભાઇ, તું પેલી તરફ આપણા શાહજાદા શાપુર તરફ તારૂં મગજ લગાડ કે તે નામદાર શાહજાદો કોહેસ્તુમના બચાવમાં પોતાનાં ચીનાઇ લશકરને લગોલગ નામદારીમાં ખપાવી દઇ દસ્તુરાન દસ્તુર દાદના હોકમથી તે ફેરાવન થયલા શાહજાદા ફીરોજનો ભેદ પામવા ને બને તો તે ઇરાની મનમાં તેના ઇરાન ને ઇરાની લોહીની ખરી મોહબતનો આતશ રોશન કરવાની ઉમદા નેમ રાખતો હતો. તે શાહજાદો શાપુર પોતાની દુરઅંદેશીથી એક ચાલાક જાનવર ઉપર સ્વાર થયો. આ વખત તેનાં તમામ તનમાં દીનદુશ્મનો તેને ઇસ્લામી નહીં સમજે તોપણુ ઇરાનીઓમાંનો તે છે એવું તો જીનહાર માને નહીં તેવો સાદો સુતરાઉ પોશાક પહેર્યો હતો. તેનું હથ્યાર ફકત ખંજર હતું, તેની નેધાહ ફકત જંગલી આરબ જેવી ઝનુની ને તેજ થયલી હતી. તે જે રાહે ઇરાનની સરહદ તરફ અરબસ્તાની લશકર આવ્યું ને આદરબીજાન થઇ કોહેસ્તુમના કીલ્લાનો કબજો લેતા ખાડીનાં સર ઉપર ગોઠવાયલા કરામતી અસ્પોથી ને પાછળ ચીનાઇ લશકરથી પાયમાલ થઇ ગયું હતું, તેજ રાહે તે અરબસ્તાનની સરહદ તરફ ચાલ્યો તો ત્યાં તો અરબસ્તાનના જંગી સરદારોની સરદારી હેઠળ આરબોની મોટી મોટી ફોજોની ફોજો શીતાબ કુચ કરતી જોયાથી, તેનાં ઇરાની દીલમાં ઇરાનના નસીબાનો અફસોસ ખેંચાયો. તે આ તીડના ટોળાં મીસાલની કુચ કરતી આરબ ફોજોથી હેરત થયો. તેટલાં તે ફોજમાંથી એક ભાગ નીરાળો થઇને આદરબીજાન તરફની રાહ દરમ્યાન દેહરા ખેંચી પડયો. બીજો ભાગ એક ફોજ બનીને મદાયુન તરફની રાહ દરમ્યાન દેહરા ખેંચી પડયો. ત્રીજી ફોજ ઘોડેસ્વારની તીરનદાજોથી કીરમાનની રાહે યાહોમ કુચ કરતી ચાલી. આ આરબ લશકર લગભગ સવા લાખ સીપાહોનું બનેલું હતું અને તેના સરદારોએ આગળ ઇરાન દરમ્યાન મોટી નામદારી ભરેલી જીત મેળવી તે પુરાતન શાહાનશાહતનો તમામ ખજાનો લુટયો હતો. આ જબરા દીનદુશ્મન લશકરને યાહોમ એ રવેશે ઇરાન ઉપર ચહડી આવ્યાથી શાહજાદા શાપુરે ઇરાનની જીત

તો શું પણ તે પ્યારાં વતન ને હમવતનીઓની બીલકુલ તારાજી થવાનો હીંગામ જોયો. ને જંગી ઇરાની શીતાબ એક પક્કો મનસુબો પોતાના મન સાથ કર્યો. તે અરબસ્તાની લશકરમાં મળી ગયો અને પોતાની બેહદ તદબીર ને કળાથી તેઓનો તમામ ભેદ મેળવી લેવામાં ફાવ્યો. જ્યારે તે લશકરનો ભેદ ભરમ પામ્યો ત્યારે તે પોતાનાં તનબદનથી ગોયા એક પલક દરમ્યાન એવો ફેરવાઇ ગયો, કે ના તેનાં મનને કરાર રહયો કે ના તેના તનમાં તાકાત રહી. અંતે તે નામદારે જે પણ ખ્યાલ ને ગણત્રી શાહજાદા ફીરોજ ખાતર કરી હતી, તે ખરી પડેલી જાણી ત્યારે તેનાં દીલનાં રૂવેરૂવાં ખરી પડયાં. શાહજાદા ફીરોજની નાદાનીનો ઇરાનની શાહાનશાહાતનો તદન છેડો આવવાના જેવો નતીજો મળ્યો, કે નવા ખલીફે ઇરાનની રજેરજ રેજ રેજ કરવાને ઠરાવ અમલમાં મેલયો. શાપુરે મનમાં જાણ્યું કે "હવે ઇરાનની શાહાનશાહતનો દીન તદન શીહા થયો એટલુંજ નહીં પણ ઇરાનીની દીનનો પણ ખુરશીદ ગોરબ થયો. હવે ઇરાનની તદન પાયમાલી થયા સાથ દીનના તમામં પાક મુકામ જમીનદોસ્ત થશે અને જ્યાં આજ એક ઇસ્લામ કે એક મસ્જીદ નથી ત્યાં હજારો ઇસ્લામ વસી જશે ને કંઇક મસજીદ બંધાઇ ઉઠી ઉભી થશે! પણ એ તો એક મારાં જેવા બેમગજ ને રખડતા થયલા ઇરાનીના મનની હાલતનો અડસટો છે." તે આ વીચાર સાથ એક પલક પણ નકામી ઢીલમાં ગુજારી નાખવાને ફીકરમંદ થયો. તે પોતાની ફરજ બજાવવાની ખરી સમજ ધરાવતો હતો, તેથી તે આ જંગી દીનદુસ્મનોનું લશકર પુરાણું આદરબીજાન ને કોહેસ્તુમની તારાજી કરે, તે આગળ દસ્તુરાન દસ્તુરને મળવાને પવન ભીસાલે ઉડયો. જ્યારે તે જુની આદરબીજાનની હદમાં દાખલ થયો ત્યારે તે દરમ્યાન આરબોની ફોજ છાવણી નાંખી પડેલી જોયાથી તેની તાજુબીની હદ થઇ. "અરે આ જંગ કે કયામત બરપા થવાનો વખત આવ્યો છે? શું દીનદુસ્મનોનો ભેદ ઇરાનીને નહીં મળતાં, તેઓ ઇરાનના તમામ ભેદના માલેક થઇને પોતાનાં લશકરને ફતેહમંદ ઉતારવાની બાજી મેળવ્યામાં ફાવે છે?" આ

માફક જંગી શાપુર પોતાનાં જીગર દરમ્યાન જીકરનો સવાલ કરતો એક છુપી વળાણમાં ઉતરયો, કે બીજી પળે દસ્તુરાન દસ્તુરની છાવણીમાં આવ્યો, જ્યાં અથોરનાનની દરબાર દરમ્યાન તે નામદારને જીકરમાં ગુંઠાયલો જોયો. હયાં જેવી શાહજાદાની ચશ્મ સાથ તે બુઝર્ગની ચશ્મ એક થઇ કે તેનો ચેહરો ખુશાલી ભરેલો થયો. શાહજાદા શાપુરને ફરી જીવતો આવેલો જોવાની ઉમેદ કપાઇ હતી. તે દરમ્યાનના તેને એક તાર પણ ઇલજામ પોહોંચેલો નહીં, તે જોતાં તે બુઝર્ગ ને તેની તમામ દરબારનાં દીલ શાદમાન થયાં. તમામ દરબારે ઉઠીને તે શાહજાદાને ઇજતથી દસ્તુરાન દસ્તુર પાસની જગાએ બેસાડયો. શાહજાદાએ પોતાની એ રવેસની મદારતનું હેશાન માનવા જગોએ પોતાને મળેલી દીનદુશ્મનોનાં લશકર ને ભેદની કુલે ખબર કહી અને આ અફસોસકારક હેવાલમાં શાહજાદા ફીરોજનું દાસ્તાન જે તેને ખબર પડયું હતુ તે તપસીલવાર બ્યાન કીધું.

જ્યારે દસ્તુરાન દસ્તુર દાદને શાહજાદા ફીરોજની હકીકત મળી ત્યારે તે નામદારે એક વફાદાર ઇરાની ખાતર પોતાના હલકથી અફસોસ ભરેલો સાસ ખેંચ્યો. તે નામદાર બોલ્યો "શાહજાદા ફીરોજે આસ્માન ગવાહ છે કે ઇરાનનો નફો કરવાના પુખ્ત ખ્યાલે આ કમનસીબ ખ્યાલમાં પોતાની કારકીર્દીનો છેલ્લો સફો પુરયો પણ તે ઇરાનીના લોહીને વખણાવવાની ઉમેદમાં ગરક ગયલા દેલાવરે પોતાનાં કામનો જોખમ સમજવામાં ઘણી ગફલતી ખાધી. તેનાં આ ખુનથી પરવરદેગાર રાજી થયો નહીં તેથીજ ઇરાન ઉપર આરબનો દોર ચાલુ થયો છે. હવે દીનદુશ્મનોનાં લશકરો ઉપર લશકરો ધસ્યાથી ઇરાન જંગમાં નામદારી મેળવશે, પણ અંજામ આયંદે શીહા છે. મેં તો ઘણી પણ તદબીરનો પાસો સુલટો નાખ્યો ને જ્યાંલગી ઇરાનનો કાબુ મેળવવા જેવો મામલો દેખાય નહીં ત્યાંલગી એકાંતમાં વખત ગુજારવાને નકી કરી રાખ્યું હતું. શીહા શબના રોશન કરનારા આસ્માનના સીતારાઓ મારા હેવાલથી વાકેફ છે, કે અગર મારી ગણુત્રી ને નજુમ

માફક મારી નામદાર શાહજાદીએ મને અમલ કરવા દીધો હતે અને જંગીઓમાં મોટા મશ્હુર જંગી શાહે ફીરમાન પોતાની જુવાનીના જોશમાં મોહબતનો ગુલામ થયો હતે નહીં, તો જેમ દીનદુશ્મન જુહાક તાજીના જાલમ અમલનો છેડો લાવી નામદાર ફ્રેદુન ઇરાનનાં તખ્ત ઉપર આવ્યો તેમ શાહનશાહજાદી ગુલશીરીના આપણા ન્યાગાનોનાં તખ્તોતાજની માલેક બની તખ્તનશીન થતે. જો સબર ને તવકકુલથી શીહા સીતારાનો ચાલુ થયલો નેહેસ્ત વખ્ત ગુજારી નાખવાની બાજી રચાઇ હતે તો બેશક આપણા મોટા સાસાન્યાન શાહાનશાહ અરદેશર બાબેગાનનો નસીબો આપણે મેળવી શકતે; મગર અફસોસ! હવે તો ફત્તેહ ઉપર ફત્તેહ મેળવતાં છતાં ને નામદારીની હદ થયા છતાં ઇરાની શાહાનશાહાતના સાહેબ, માર ખાઇ હાર ખાહી ખુહાર બેખુવાર થયલા ઇસ્લામીઓ થશે. હા, હું દીનદુશ્મનોનો ચાલુ થયલો મારો ને તે સામે થતા આપણા કરામતી અસ્પ અસવારોની શમશેરના જવાબો સમજુ છું. શાહજાદા શાપુર તમો નામદારને કોહેસ્તુમના કીલ્લાના રખવાલ લશકરની સરદારી સોંપું છું. અને બોરમના શાહજાદાને આ જંગ દરમ્યાન તમો નામદારની મદદે રહેવાનો હોકમ કરૂં છું. જંગ કરવામાં પુરતી કળા વપરાય અને આપણા નામદારો બચાવમાં રહીનેજ જંગળી પશુ મીસાલે ઉલટી આવેલા ઇસ્લામી ફોજનાં ટોળાઓનો ઘાણ કહાડે એ ચાહું છું." આ વખતે તે મોટા દસ્તુરે ત્યાંનાં તમામ લશકરમાં એક પોકાર મારયો:

"મારા નામદાર શાહજાદાઓ, ને મારા નામદાર દસ્તુર સરદારો! તમો દરેક દીલાવરો મારી હીલચાલ જોવો છો. મારા ચેહરાનું નુર તો જે પળથી આ જંગનો પાયો નખાયો, તે પળથી ઉડી ગયું છે. સબબ, મારી મરજી વિરૂદ્ધનો એ પાયો નખાયો છે. મારો ગમથી ખવાયલો ચેહરો આજે બામુદ્દત થઇ મારી અમર નાસીપાસીનાં બખ્તરમાં છુપાયો છે. હું જે આજ લગી છુપાઇ ભરાઇને જીવ્યો તે મારી કોમની બાકી પાયમાલી જોવાજ જીવ્યો હોઉં તો જો કે હું પોતાને

જીવતો રાખવામાં યકીન હતું કે મારા છેલ્લા દીવસોમાં એક એવી નામદારીની જંગ મારશ કે મારાં વતનને તારશ ને મારા શાહાન-શાહોનાં તખ્ત ઉપર ન્યાગાનોના વારસને બેસાડશ. હવે તે ઉમેદનો છેડો આવ્યો છે. શાહે કીરમાને જે ઉતાવળ કરી છે, તેથી તે પોતાની હાકમીવાલા મુલક ઉપર દીનદુશ્મનોની ચઢાઇનો ગજબ મોકલાવી ચુકો. ત્યાં હાલમાં તે નામદારની જગોએ તેનો બીરાદર શેહરયાર હાકમી ઉપર છે પણ ત્યાં લશકર કયું છે ને જંગ આજમોદાહ સરદારો કયા રહયા છે કે પોતાની ખલકના બચાવમાં હથિયાર ઉઠાવશે? આ વખતે મને દસ્તુર જામાસ્પની મોટી જરૂર થઇ પડી. તે નામદારને સરદારી આપ-વામાં જબીર જેવો આરબ સરદાર જેહાનથી નાબુદ થયો પણ બીજા દસ જબીર બને તેવા સો જંગી સરદારો પોતાના મોટાં લશકર સાથ ચોતરફથી ઉતરી આવે છે, તેઓનો ધાણ કહાડવામાં તેની સલાહ મને પુરતો ખુલાસો સમજાવતે, જે મારા અંદેશા સાથ મળતો આવતાં તે ઉપર અમલ થઇ રહેતે."

આગળ નામદારોના નામદાર દાદની જબાન ચાલતી અટકી ગઇ, સબબ ત્યાં એક કીરમાની જાસુસના આવ્યાની રખવાલે ખબર આપી. આ કીરમાનીએ મોટા દસ્તુરને જોતાંજ નેક દુવા ગુજારી અને શીતાબ એક રૂકો કહાડી હજુરમાં ધરયો. જાસુસનો રૂકાવાળો દસ્ત હજી તો બરાબર લાંબો થયો નથી તેટલાંજ તે રૂકો ઝડફથી ખેંચીને દસ્તુરાન દસ્તુરે ખોલ્યો. જ્યારે જબાન ચાલી ત્યારે તે દરમ્યાનની ખબરથી જેફ દસ્તુરાન દસ્તુર દાદ એટલો અફસોસ કરી બોલ્યો, કે "એ જંગ થવામાંજ બદ્દખબામીની પુરી ખુવારી થવાનો અંક પડયો." આગળ રૂકો વાંચીને દસ્તુરાન દસ્તુરે બાગેબુલંદ પોતાની તમામ મીજલસને કહ્યું કે "હું જે પણ હોકમ શાહે કીરમાન કે સપેહસાલાર રૂસ્તમને મોકલું છું તે ઉપર અમલ કરતા તો રહયા, પણ તેથી ઉલટા ચાલીને નહીં ધારેલી આફતનાક બાજીનો પાયો નાખ્યાનો જોખમ નીપજાવે છે. અગર જો બદ્દખબામીમાં મારા પેહેલા હોકમ માફક શાહે કીરમાન ને

સપેહસાલાર રૂસ્તમ પોતાનાં તમામ લશકર ને દરબાર ને સરદારો સાથ દાખલ થયા હતે તો આજની હાલતમાં તેઓ ક્યાંથી ઘેરાતે! વળી હાલ બલ્ખબામી દરમ્યાન કુચ કરવાનો હોકમ એવી તો બેદરકારીથી અમલમાં આવતો અટકયો છે કે આપણી નામદાર શાહજાદીની સલાલતી જોખમાય છે. ફરગાનાનું લશકર છે પણ તે મદદ કરવા આવેલું હોવાથી જેટલી તેઓ ઉપર આપણી ઉમેદ હોય તેટલી પાર પાડવામાં ખાતરી રખાય નહીં. અને દસ્તુર બેહરામ પોતાના પાંચ હજાર અથોરનાન લશકર સાથ અગર જો રાતોરાત કોઇ કેહેર વરસાવનારી જંગ ઉઠાવનારા દીનદુશ્મનોની ફોજો ચઢી આવે તો તે સામે કેમ પોતાનો ટકાવ કરી શકે? તે છતાં જબરા ને ફાવેલા હરીફો સાથ ખુલ્લાં મેદાનમાંજ શમશેર મારવાનો ફાંકો ધરાવવો અને કયાં કારણસર આ જંગ ચાલવાની છે, તેનો તમામ ખ્યાલ ફરામોશ કરવો, એ ક્યા દાનેશમંદ જંગી સપેહસાલારોની કુનેહ હોય?"

એ કહયા પછી પોતે શીતાબ એક રૂકા ઉપર પાંચ પચાસ પેહેલવી હર્ફો ખેંચ્યા, તે પોતાની સામે ઉભેલા ફીરમાની જાસુસને હવાલે કરતાં કહ્યું. "ઇરાની, ત્હારા જાન કરતાં આ કીંમતી જોખમને તારા શાહને સ્વાધીન કરવા ગુવાદ યજદની મદદ માંગ, અને ઇન્સાન તરીકે નહીં પણ યઝદ તરીકે આ રૂકો પોહોંચાડવાની જાસુસી બજાવ!" એ સાંભળતાં તે જાસુસ નહીં પણ ગોયા પવનજાદ હોય તેમ તે જંગી ફીરમાનીનો અસ્પ હવામાં ઉડતાં વાદળાં મીસાલે ત્યાંથી ધુમી ઉડયો.

હવે દસ્તુરાન દસ્તુરે બીજા પાંચ સાત હરફો પોતાની મીજલસને સમજાવ્યા "મારા નામદાર હમશરીકો! આસ્માનની જમીન બને ને સેતારાઓની ગેરદ બને તોયે આપણું આફ્તત વરસાવતું નસીબ એક રજ ફરનાર નથી. એકવાર આ સારી ઇરાનની સરજમીન ગોહરોની બને અને હયાં ઇરાની આલમ ગોયા અલમ મીસાલની અજમતી બને તોયે આપણને બક્ષીન્દા થયલા નસીબાનો અંક ફરનાર નહીં. આપણામાં એવી શકિત આવે કે આપણે આપણા મુદઇઓની સરજમીન

દરમ્યાન લરજો દાખલ કરીને ત્યાં ધરતીકંપનો ગજબ ઉપજાવ્યે અને તેઓનાં શેહેરોનાં શેહેરો તારાજ કરયે તોયે જે તારાજી દરમ્યાન આપણો જમાનો અટવાય છે તે જીનહાર રજ પણ થોબનાર નથી. એક નસીબો તો નકકી છે. ત્યારે આપણી ઇજત ખાતર, આપણાં ઇરાન વતન ખાતર, આપણી કોમ ખાતર, આપણી ઇરાની પાદશાહી ખાતર, આપણા ઇરાની મહજબ ખાતર ને આપણાં કયાની નામ ખાતર જંગમાં સેવટ લગી શમશેર બજાવવી. મારવું ને મરવું એ શીવાય બીજી કાંઇ હાંસલ રહી નહીં. હવે પછી જે વખત આપણુ ગુજારશું તે મોતના મેદાનમાંજ, ત્યારે હું આપણાં તમામ લશકરના સીપાહો, સરદારો, સલાહકારો, દસ્તુરો ને જે કોઇબી ઇરાની હોય તે તમામ હમવતનીઓને અરજ ગુજારૂં છું, કે જો સાબુત દીલ હોય તોજ આ જંગના મેદાનમાં અજલના પંજા સાથ પંજો મેળવવાને કમર કસવી. બાકી તમામ જણો મારી પુરતી છુટ છે કે જે પણુ પોતાના મનનો બચાવ ને ઉમેદ હોય તે મુવાફેક પોતાનો માર્ગ અખત્યાર કરે. આ જંગ લડયા પછી નથી દીન માઝદીયસ્નીના ચલાવનારા દસ્તુર રહેનારા કે તેઓથી કાંઇ ડર ઉપજશે, કે નથી શાહાનશાહાતના લેનારા શાહજાદાઓની હસ્તી રેહનારી કે તેઓને જવાબ આપવો પડશે! હું મારાં રાસ્ત દીલથી વેરાન થયલાં આદરબીજાનથી તે છેક બલ્ખબામીના છેડા લગીના તમામ જમાવ થયલાં ઇરાની લશકરને આ ખબર આપું છું ને તેઓને છેલ્લી ઘડી પોતાના મન ઉપરાંત આફતમાં નહીં ઉતરવાની પુરતી છુટ નવાજું છું."

આ સખુનો બોલતાં બોલતાં ત્યાંની તમામ ઇરાની આલમ દરમ્યાન જઇફમાં જઇફ દસ્તુરના દીદામાંથી આતશના ચમકારા વરસવા લાગ્યા. તે નામદાર આ પળેજ એક જોરેમંદ પહેલવાન બની ગયો હોય તેવો મસ્ત, શીહા શબ પણ દહરી ધુંજે એવો ગંબીર થઇ ગયો.

---

# બાબ ૫૦ મો.

## આદરબીજાનની તારાજી—મોટાં આતશબેહરામની પાયમાલી—દસ્તુરાન દસ્તુર દાદ મુદઇ લશ્કરને જબરી શીકસ્ત આપે છે—અથોરનાન લશ્કરની મોટી ખુવારી.

આ જીંદગી કેવળ આજ ઝેર જેવી થઇ છે,
ઝેર કરતાંબી ઝેરી, બાકી જે હાલ રહી છે.
દીરગ નથી, દોસ્તી નથી, દોલત નથી, દીલ નથી.
ગમખારી નીશામાં આ જીંદગાની જોખમઇ છે.
કમબખ્તીમાં ઘેરૈ ઘેરૈ, થયો છું તદન બેહાલ,
હાલ હવાલી શરમાય એવી આ દેહ અટવઇ છે.
મુશ્કેલી નથી જેહાન જીતી લેવી શીતાબ તે,
મુશકેલી તે, જીતેલી જેહાન કુલ વેરાન થઇ છે.

શાહજાદા શાપુરનો સંદેશો સાંભળતાંજ દસ્તુર દાદનાં દીલમાં શીતાબીથી લડાઇની કારસાજી નકી કરવાનો ખ્યાલ ઉલટયો. તે જંગી ને દુરઅંદેશ ઇરાનીઓના ખેરખાહે પવન ઝડકે આદરબીજાનના આતશ બહેરામ ઉપર ત્રણ હજાર જંગી અથોરનાનોની ફોજ મજબુત હથ્યાર બંધ કરીને તકેદારી ખાતર નેમી. આદરબીજાનમાં ઇરાની વસ્તીનું નામ હતું નહીં પણ તેઓના સાસાન્યત અમલની શરૂઆતથી બંધાયલાં મોટાં પાદશાહી આતશખાનાનું મકાન હતું. ત્યાં શાહાનશાહ જમશેદ ને તે પછી સ્પેન્તમાન જરથોશ્તનો લાવેલો આસ્માની નુરમંદ આતશ પોતાની અમર રોશની ઝળકાવતો, તખ્તનશીન રહયો હતો. એ બુલંદ નુર આતશ હાલ લગી ઇરાનની પાયમાલીના પંજામાં સપડાયો હતો નહીં; તે આતશને સમાલવા ને બચાવી લેવા ખાતર દસ્તુરાન દસ્તુર દાદે બનતી તમામ સલામતીના ઉપાય લીધા. ખોરમના શાહજાદાને તેનાં જંગી લશકર ઉપરાંત બીજાં પાંચ હજાર નવાં આવેલાં આરમીન્યન ઇરાની લશકરની સરદારી નવાજી, અને ત્યાં જંગ દરમ્યાન જોઇતી

કળાથી કામ લેવાને તમામ કુનેહની સમજ અપાઇ. પેલા કોહેસ્તુમના કીલ્લાની ખાહીને ફરતા રાખેલા અસ્પ સવારોને આદરબીજાનના આતશબહેરામને ફરતા મેળી દીધા અને એવી રવેશ ગોઠવી કહાડયા કે ખાહીને મહાલે કરતાં હયાં બેવડા યા ત્રણ ઘણા કામે આવવાનો મામલો બન્યો. આ તો દીનદુશ્મનોની ફોજનો હયાં જંગનો જવાબ મળવાનો પાયો મેલાયો, હયાંથી જો ફાવીને દીનદુશ્મનો આગળ ચાલે તો કોહેસ્તુમનું શું થાય? તે માટે બીજી રવેશે રોનક રચાઇ. પીલસ્વારો તો કીલ્લા ઉપર ગોઠવાયલા હતા અને તેના ચલાવનારા ઠેડવાયલા હતા. તે શીવાય બીજી કોઇ જંગી તદબીર હયાં થવા જેવો સાર જણાયો નહીં. કીલ્લો પોતે એવો બુલંદ ટેકડાની ટોંચ ઉપર બંધાયલો હતો, કે જેનો કબજો લેવામાંજ દીનદુશ્મનોને શીકસ્ત પામ્યા મીસાલની ખુહારી પોહોંચે, તે ઉપરજ શુક્ર કરવામાં દસ્તુરાન દસ્તુરે ગનીમત જાણ્યું. હવે કોહેસ્તુમની પડોશમાંના મોટાં મેદાનની જંગી તદબીર થઇ. હયાં જેટલું જંગી અથોરનાન લશકર હતું, તે તમામ જંગી લશકરને હથ્યાર બીડીને રાતોદીન લડાઇની તૈયારીમાં રહેવા ફર્માવ્યું આ લશકર દસ હજાર જબરા કવાયદવાળા વતન ને શાહાનશાહાત ઉપર જાનફેશાન અથોરનાનોનું બનેલું હતું. આ લશકરના એકેએક સ્વાર ને સીપાહે પાક યઝદી ઝળકાટમંદ આતશને સુખડ ને અગરનો એકેકો કકડો મેલીને સોગંદ ખાધા હતા 'ફતેહ ને પાદશાહાત, નહીં તો મેદાન ને મોત' એ વગર બીજી બાજી નહીં ને તેમાં જીંદગી રાજીજ નહીં. એવું જાન ઉપર આવીને લડનારૂં તે લશકર હતું. આ લશકરની બાજી ઉલટાય એવું જો દીનદુશ્મનોનું લશકર ફાવે તો પછી આ લશકરને ઉગત રાહે ને ગુપ્ત માર્ગે કુચ કરાવીને બલ્ખબામીમાં પોહોંચાડવું, જ્યાં તે લશકરની બાકી પોતાની શાહાનશાહજાદીની સલામતી ને બચાવમાં નામદારી ભરેલી જંગ મચાવ્યામાં શમશેર ચલાવે.

દસ્તુરાન દસ્તુર દાદ પોતાના હયાંનાં લશકરની દુશ્મનોનાં લશકર સામે જંગ ઉઠાવવાની તમામ તૈયારી જે દીવસે કરી રહયો, તેજ રાતે દીન-

દુશ્મનોન લશકરોનાં લશકર આદરબીજાનની સરહદનાં મેદાનમાં આવી પોહોંચી દેહરા ખેંચી પડયાં. જંગી સરદારો રોશન મસાલ લઇને તે લત્તા ને મેદાનની તપાસ કરવા મંડયા. ચોકીબાન લશકરની ટુકડીઓ ઇરાનીઓ તેઓનાં લશકર ઉપર શબેખુન નહીં મારે તે માટે ચોતરફ ફરતી મેલાઇ. આ જે જબરો શોહોરશાર મચ્યો ને લશકરની ધમાલ જારી થઇ તેથી આદરબીજાન આસપાસ આફતનાક કતલ ચાલુ થવાની હોય એવો દેહેશતનાક દેખાવ થઇ રહયો હતો. વખતે વખત દીનદુશ્મન લશકરી તરફથી ઝેરી તીર છુટીને આદરબીજાન દરમ્યાન જઇ પડતો પણ તેનો જવાબ આપવાને ઇરાનીઓને હુકમ નહીં હોયાથી દુશ્મનોના તીરથી થતી ઉશકેરણી ફોકટ જતી હતી.

પણ શીહા રાત અરધી ગુજાર્યા પછી તો દીનદુશ્મનોથી તીરનો વરસાદ વરસવા લાગ્યો. તમામ ઉશકેરણી ગોયા દીનદુશ્મનોનો શબેખુન મારવા જેવો તાબો રચવા જેવો દીસ્યો, અને દુશ્મનો તરફથી તેમ બનવાને વીલંબ પણ કયાંથી હોય મગર હાલ આદરબીજાનમાં ઇરાની લશકર ને જંગની રચના કેવી છે? તે બાબે બેખબર હોયાથી આરબસ્તાની લશકરના વડા સરદારની શબેખુન મારવાની હીંમત ચાલી નહીં. જયારે બામદાદનું ઝલઝલુ પડયું ને આદરબીજાન ગોયા વેરાન સરજમીન જેવી જણાઇ, ત્યારે તલુ થતા ખુરશીદની પહેલી રજાલ ખેંચાતાં આરબ લશ્કરે ઇરાનીઓની જાહોજલાલ સરજમીન ઉપર પોતાના કદમ મેલીને ઉગતા દીનના સારા શુકન માની લેવા જેવો ખુશબખ્તીનો પોકાર કરયો. પછી તમામ આરબ લશ્કર તે શહેર દરમ્યાન ધુસવા દોડયું કે પહેલીજ વળણે ઇરાનીઓએ તે સરકશ મુદઇઓને એવી તીરનદાજીનો તારીફ લાયક હુન્નર દેખાડયો કે આરબ લશકરની એક આખી હરોલનાં સીના સીવાઇ ગયાં. આ આફતથી આરબોની ફોજમાં ભારી દેહેશત પેઠી. આરબ સરદારોએ શીતાબ શેહેર બાહેરજ પોતાની ફોજને ઠરવાનો હોકમ કહાડયો. તલાસ થઇ ત્યારે તાજુબીની હદ રહી નહીં કે એવો મોટો ખરાબો રચાય તેવી તો કોઇ જંગી ઇરાની

ફોજ આદરબીજાનમાં દેખાતી નહીં. આરબ ન્હાના મોટા સરદારોની સભા મળી, ત્યાં જીકર થઇ અંતે આ ઠેરાવ પસાર થયો કે હાલ માત્ર એક હજાર જંગી આરબોની ટુકડી શહેર દરમ્યાન દાખલ થઇને ત્યાં કેવી જંગી કળા રચાઇ છે, તે માટેની અજમાયશ મેળવે. આ વળી નવા શીકારો પોતાની બેખબરીથી શેહેરમાં દાખલ થયા કે તીરબાજીનું એક મસ તુફાન ફુકાતાં તમામ અજમાયશ મેળવનારાઓ પોતાની આગળ બેજાન થઇ પડેલા હમશરીકો પાસ મુડદાં થઇ પડયાં. આરબ સરદારોએ પોતાના વડા સરદાર સાથ આ વખ્ત પોતાની મોકલેલી ટુકડી ઉપર ખુબ નેગાહ રાખી હતી, તેથી તે ટુકડી કેમ ને કયાંથી તીરનદાજીનો મારો ચાલુ થઇ પાયમાલ થઇ તેની ખબર પડી. જંગના ચલાવનારા આરબોએ જોયું કે શેહેરમાં કોઇ જબરી ઘોડેસ્વાર ફોજ ગોઠવાઇ છે, જેઓ જંગમાં જબરી જવાંમરદી વાપરી શકે છે. આ ફોજ જેવી જંગી છે તેવીજ જબરી પણ છે, એટલે જેવી કળા ને કવાયદથી સુધરેલી ઢપે જંગ કરી શકે છે, તેવી અગર જંગલી લડાઇ ચલાવવાની પણ બાજી ખેલવી પડે તો તેમ કરવા જેવા પણ અંગે જબરા ને હાથના છુટા દેખાય છે. એવો સાર મેળવ્યા પછી હવે જે હોશ્યારી વાપરવાની રહી, તે ફકત ચોતર્ફથી શેહેરમાં ફરી વળી જઇ જેટલો પણ શીતાબીથી આ જંગનો છેડા લવાય તેમ લાવવાનો પકકો મનસુબો રચાયો. આરબ લશ્કરના ચાર ભાગ થઇ ગયા. ત્રણ ન્હાના ને એક મોટો ભાગ બનીને મોટાં લશ્કરે મુખડેથી ને ત્રણે ન્હાનાં લશ્કરોએ ત્રણ બાજુથી શેહેર દરમ્યાન કુચ કરી. આ માફક ચઢાઇ આવ્યાનો ત્યાનાં અથોરનાન લશકરના વડા સરદારને ખાબમાં પણ ખ્યાલ રહયો હતો નહીં. તે નામદારે ચોતર્ફથી આરબ લશકરો દરમ્યાન પોતાનાં જંગી લશકરને ઘેરાયલું જોયું ત્યારે તેણે અજલના ફીરેસ્તાને સલામ કરીને પોતાની શમશેર મ્યાનથી ખેંચી. જ્યારે અથોરનાન લશકરે પોતાના વડા સરદારની શમશેર મ્યાન બાહેર ને દીનદુશ્મનોના જબરાં લશકરને પોતાના સરઉપર આવી ઉભેલું જોયું ત્યારે કોલજુમના

દરયાવ મીસાલે એક તુફાની જોર અજમાવ્યો. પછી જે જંગ મચી તેનું બ્યાન કયાં થઇ શકે? આરબ લશકર પોતાની મોટી ખુવારી કરતું આતશબહેરામ ઉપર તુટી પડયું. દીનનું ઝહનુન કેવી નાદાન્યાત ને જુલમાતનો દોર મચાવે છે તેનો જો નકશો જોવો હોય તો આ જંગ તેનો આબેહુબ નકશો હતો. અજાયબ કરામતથી આ મોટાં આતશબેહરામનો યઝદી આતશ, એક જંગી અથોરનાન ટુકડીની પાસબાની હેઠળ દસ્તુર ધવલને આપી તે હસ્તક દસ્તુરાન દસ્તુર દાદ જનાબ કોહેસ્તુમ નજદીકના મેદાનમાં મોકલાવી દીધો. તે એક ટુકડી ને તે એક પાક આતશ પાદશાહ આરબ લશકરની જંગથી બચ્યા તે ખરા, બાકી તમામ અથોરનાન લશકર પોતાના સરદાર સાથ તે પાક આતશનાં મકાનમાં દીનદુશ્મનોને દાખલ નહીં કરવાની ભારી જંગમાં કપાઇ ગયા. પેલા પોલાદ સ્વારોને ચાંદીના તમામ અસ્પો પણુ એ જંગમાં તુકડે તુકડા થઇ ગયા. આતશબેહેરામ લુટાયું. ત્યાંના મોટા જરાવના ફરસ ને યાકુતનાં છત્રો લુટાઇ ગયાં. આતશબેહેરામનું મકાન ગોયા ખુનના દરયાવમાંની ટેકરી મીસાલે બન્યું હતું. લગભગ તે આસપાસ દસહજાર જંગી ઇસ્લામીઓના મુરડાં પડયાં હતાં. આતશખાનાવાલા મકાનને ચોગાન ત્રણુ હજાર અથોરનાનો પોતાની જાનફેશાનીની નામદારીમાં ઝળકતાં મોત સાથ બગલગીરી કરી મુડદાં થઇ પડયાં હતાં. તેઓના દેલાવર દીલમાંથી લોહીની ચાલુ થયેલી ન્હેર ગોયા બેહેશત પોહોંચવાની શોરખ રાહ બનતી હોય એવો તે લોહીનો ઝળકાટ તલુ થયો હતો. તે દરમ્યાન મુખડેના ચાંદીના પુરજા થયલા અસ્પો ને પોલાદના રેજ રેજ થયલા કરામતી સ્વારોના ટુકડા ભેલાઇ જઇને રોશન ખુરશેદના તાપથી એવી ગરમી ફેલાવતા હતા કે ત્યાં જીવતું રહેલું જીત ઉપર ખુશ થતું આરબ લશ્કર બેતાબ થવા લાગ્યું.

એટલાં તો ત્યાં પોકાર ઉઠયો. આરબ લશકર ઉપર નવો તીરનો મારો ચાલુ કરતું બીજું દલેર લશકર કુચ કરતું ધસી આવ્યું. આ લશકર ખોરમના શાહજાદાનું હતું. શાહાજાદાને જેવો હોકમ હતો તેવી રૂવેશ તે હોકમ બજાવવા સારૂ તે નામદારે આતશબેહરામને તારાજ ને

જમીનદોસ્ત કરતા દીનદુશ્મનો ઉપર પોતાનાં જંગી ખોરમનાં લશકર સાથ એક ખુનખાર જંગ ચલાવી. લુટ ને લાલચમાં ગીરફતાર લશ્કરને આ વખત જબરી બેકરારી ઉપજી. હાલની જંગ, જાનની સલામતી રહે તેવી નહીં એ જાણીને તેઓના દીલનું અરધું જોર તુટી ગયું. ખોરમના શાહજાદાના નાના પણ જંગી લશ્કરના આબાદ ખુનખાર મારા સામે થાકી લોટપોટ ને લાલચમાં ગીરફતાર થયલાં આરબ લશકરની હરોલ તુટી. આ વખતે આરબ લશકરની હાલહવાલી એવી થઇ કે તે મેદાનમાંથી એક તારની હાંસલ કે એક તલ નામદારીનો ઝળકાટ મેળવ્યા વગર પીઠ ફેરવવાનો સખત વખત આવેલો જોઇ આરબ સરદારોના દીલમાં લરજો પેદા થયો. 'ખલીફ ઓસ્માન પાસ કયા ચહેરા ને શીકલે જઇ ઉભા રહીયે ?' એ સવાલથી તે સરદારોનાં સરમાં મગજ ફરવા લાગ્યાં.

આ બારીકમાં બારીક મામલા વખતે વડા સરદાર અબદુલ્લાએ એક પોકાર માર્યો. અલ્લા હો અકબરની ચીચ્યારી ખેંચાઇ; જંગ ને ફીરદુશનો ખ્યાલ, નાહીંમત થયલા આરબ લશકરના સીપાહના મગજમાં ઉછળ્યો. ફરી જંગ દરમ્યાન ઇસ્લામીઓની ફોજનો સપાટો ચાલુ થયો. ખોરમનું લશકર પોતાની ગમે એવી જંગી કુનેહ વાપરતાં છતાં આ દીનના ઝનુનીઓના મેદાનમાં તપોતપ કતલ થવા લાગું. ખોરમનો શાહજાદો આ વખતે પોતાના લશકરની મદદમાં એક અદના સીપાહ મીસાલે પોતાની શમશેરનો સપાટો લગાવતો હતો અને નામદાર જંગી આરઓને મોતનો અસબાબ પેહરાવતો હતો, પણ તેની બાજી જે ઉલટાઇ ગઇ, તે સુલટાવાનો હીંગામ દીસ્યો નહીં. તે છેક જાન ઉપર આવીને દુશ્મનોની સફમાં ધુસ્યો અને શમશેરના દરેક ફટકે પોતાની રાહ ખુલ્લી કરતાં તે છેક વડા સરદારની ટુકડી સામે આવી લાગો. ત્યાં પોતાના હરીફને જોતાં પોકાર મારયો "ઓ જંગલી આરબ! તું સરદારી લાયક નથી કે નાહક બેગુનાહ ઇન્સાનોને ખાકમાં લેટતા કરવાનો જુલમ ગુજારે છે. તારા ખલીફને મરદાનગીનો તરીકો ખબર નથી અને તું તો એક હેવાન મીસાલનો

જંગી આરબ છે. અગર તું જંગી હતે ને દેલાવરોની સફનો બીરાજ-
નાર સરદાર હતે તો પોતાના હરીફને પોતાની સામે હાજર જોતાં છતાં
જંગનો નસીબો અજમાવાને મેદાન નહીં પડતે? હજી પણ આ બેગુનાહ
ગોસ્પંદોનો કસાઇ થવાની નામોશી સર ઉપર લેવાં કરતાં નામદારીનો
ઉઠાવનાર થવાને આવ મારા મેદાનમાં ને ઝીલ મારી શમશેરનો એક
જરબ તારાં સર ઉપર ને અજમાવ નસીબો આ જંગનો!" ખોરમન
શાહજાદાને સાંભળીને સરદાર અબદુલ્લાના દીલમાં દીન ને ઝનુન
બન્ને ખ્યાલોએ જોસ્સો ઉપજાવ્યો. તેને એક જંગી હુમલો લઇ
જવાની તલબ થઇ અને તે આરબે મેદાનમાં પોતાનો આરબી ઘોડો દપ-
ટાવ્યો. આ બાજુ ખોરમનો શાહજાદો ને તે બાજુ આરબોનો સરદાર
બંને પોતાના દસ્તમાંની તેજ શમશેરથી હરીફ થઇ ઉભા. એક દાવ
મોતના કસમથી ખેલાયો. આરબ સરદારની શમશેરથી શાહજાદો
જખમી થયો અને શાહજાદાની શમશેરથી આરબ સરદારનો એક પગ
નકામો થયો. શાહજાદો હજી ઘોડેસ્વાર આરબ લશકરના સીપાહો ઉપર
પોતાની શમશેર ચલાવતો પોતાનાં લડાઇ કરતાં લશકરમાં આવી
પોહોંચ્યો. આરબ સરદારને તેનું જંગી લશકર આસપાસ ફરી વળી
બચાવી છાવણીમાં ઉઠાવી લઇ ગયું. શાહજાદો જખમી થઇને બેસુધ્ધી
ઉપર આવી લાગતી હાલતે પોહોંચ્યો છે અને તેનું લશકર જવાંમર-
દીની કીર્તી ગજાવ્યામાં ખપી જવા આવ્યું છે, તેટલાં ત્યાં બીજું નવું
આરબ લશકર બીજા જંગી સરદારની સરદારી હેઠળ દાખલ થયું કે
ખોરમના લશકરની બાકી ફોજ ને આરમીન્યન ઇરાની લશકર બોલ
બોલતાં આ સરજમીન ઉપર હૈયાતીમાં હતાં નહીંજ એવો તેનો ધાણ
નિકળી ગયો. પણ ખોરમનો છેલ્લો જંગી શાહજાદો નવા આરબ લશ-
કરની જંગનો કોલ્યો થાય તે આગળ દસ્તુરાન દસ્તુર દાદ પોતાનાં અથો-
રનાન લશકર સાથ ત્યાં કુચ કરી આવ્યો. તે નામદારે ત્યાંનાં લુટાયલાં
આતશબેહરામને જોઇ પોતાના તમામ લશકર સાથ છેલ્લો સેજદો કર્યો.
પછી જબરી સીફતે તીરનદાજી લશકરનો મારો ચાલુ કરી દર પળે કદમ

બકદમ હટતા દીનદુશ્મનોને કોહેસ્તુમના કીલ્લા લગી દુમ્બાલે લાવ્યો કે પોતે પોતાનાં તમામ લશકર સાથ ખાહી ઓળંગી કીલ્લામાં દાખલ થઇ ગયો અને તેના દરવાજા બંધ કરી લઇ કીલ્લા ઉપરથી એહેરેમન પીથ ફેરવી નાહાસે તેવો તીરનદાજી મારો ચલાવ્યો ત્યારેજ આરબ લશકરના સરદારો પોતાના કાતીલ હરીફની બાજીનો ઉછળતો પાસો સમજ્યા.

દીનદુશ્મનોએ એક લેહજામાં કોહેસ્તુમની ખાહી પુરી દીધી અને કોટ ઉપર પીલસ્વારો ઉપર તીરનો મારો ચાલુ કરયો. આ મારો ચાલુ કરાવવાની કાંઇ કમ કોશેશ દસ્તુરાન દસ્તુર દાદે ચલાવી હતી નહીં. જ્યારે દુશ્મનોથી તીરનો મારો પીલસ્વારો ઉપર ચાલુ થયો ત્યારેજ જબરાં આરબ લશકરને આ જંગ આગલી જંગોથી તદન ન્યારીજ તેની ખબર પડી. પીલસ્વારો તીર ખાતાંજ આતશનો મારો એવો આબાદ ચલાવતા કે હરીફ સરદારોની અકલ ઠેકાણે રેહવા લાગી નહીં. આ આતશ્યા જંગ લગભગ ત્રણ કલાક લગી ચાલુ રહી, જેમ આરબોની ફોજની ફોજ બળી જળી જખમી હાલતને પોહોંચી ગઇ પણ પછી તમામ બાજુથી આરબ લશકરનો એકદીલીથી હલ્લો થયો. આ વખતે આસમાનના કાન બેહરા કરનારો અલ્લા હો-અકબરનો પોકાર થયો, અને તે પળકેજ ચોતરફથી દીનદુશ્મનોએ કીલ્લા ઉપર ચહડી જઇને કીલ્લાના બચાવનાર દસ્તુર દાદના જંગી લશકર ઉપર તીરોનો એક સખ્ત મારો ચલાવ્યો. એક જંગલી ઝનુની આરબ ફોજ પેલા પીલસ્વારોનો ભોગ થયા પછી ભેદ જાહેર પડયાથી તે પીલસ્વારોના ટુકડા કરવાને કીનાના આતશે ઉશ્કેરાયલ આરબ લશકરે વીલંબ લગાડયો નહીં. પીલસ્વારોની તદન તારાજી કરીને વડા સરદાર અબદુલ્લાના હુકમ માફક કોહેસ્તુમનો સદંતર કબજો લેવા તે માહે આરબ લશકર ઉતરયું. આ લશકરને દસ્તુરાન દસ્તુરે પોતાના જંગી અથોરનાન ફોજ સાથ એવી સીફતે જંગ દરમ્યાન ઉશ્કેરી, તમામ આરબ લશકર તે કીલ્લામાં દાખલ થયું. એટલે લગી આરબ લશકર પોતાની ફત્તેહમાં ચોકસ થયું કે જખમી થયલા સરદાર અબ

દુલ્લા ને તેના જેવા બીજા નાના મોટા જખમી જંગીઓ માત્ર કોટ બાહેર રહયા છે. દસ્તુરાન દસ્તુરે આ માફક કોહેસ્તુમના કીલ્લામાં આરબ લશકરને ઉતારયા પછી છુપી રાહે પોતાનાં જંગી લશકરને પોતાના આગળા મેદાનની છાવણીમાં દાખલ કરયું. જ્યારે એક પણ જંગી ઇરાની તન ત્યાં કોહેસ્તુમ કીલ્લામાં રહયું નહીં અને આરબ લશકરને કોહેસ્તુમના ધણી થયા જેવી ખુશાલીમાં બેદેહેશત કુચ કરતા જોયા, કે દસ્તુરાન દસ્તુરે આગળથી પોતાને મન નકી કરેલા ઠેરાવ માફક પુરાતન કોહેસ્તુમના કોટને સળગાવી દીધો. એક પાહાડ ફાટીને ઉડયા જેવો ધડાકો થયો, કે તમામ કોટ તેના તમામ મહેલ ને મકાનો સાથ પાતાળ ટલ્યેથી ફાટીને ઉડયો. એક રોજે રસ્તાખેજ જેવી આફ્તની ચીચારી પડી. હજારો હજાર જંગી આરબ સીપાહો પળ વચ્ચે તન બદને રેજ રેજ થઇ ગયા. ના કોહેસ્તુમની નીશાન રહી કે ના આરબ લશકરનો એક સીપાહ જીવવા પામ્યો. કયામત મીસાલની શીહાઇ પંઠરાઇને ત્યાં એક રાત ના માહતાબ પોતાની રોશની રોશન કરવામાં ફાવ્યો કે એક દીન ના ખુરશીદ પોતાનું તેજ તલુ કરવામાં ફતેહમંદ ઉતરયો. એ મીસાલે જંગી આરબ સરદાર અબદુલ્લા સાઆદની સરદારી હેઠળનું એક લાખ આરબોનું લશકર તમામ તારાજ થયું. ફકત હૈયાત રહયા તે જખમી થયલા વડા સરદાર અબદુલ્લા ને તે સાથ નામના સો નાના મોટા સરદારોજ હતા. એ રીતે આદરબીજાન ને કોહેસ્તુમની જંગનો છેડો આવ્યો. તમામ આદરબીજાન તારાજ થયું અને કોહેસ્તુમનો કયાનીઓના વખ્તનો તલેસ્માતી કીલ્લો આ જેહાનમાંથી ગુમ થયો. જ્યાં જેહાનની શરૂઆતથી તે આજલગી ઇરાનના માહાન શાહનશાહો ને સપેહસાલારોનાં મુકામ થયલાં, ત્યાં સીતમગર વખ્તના નાતરસ પંજાથી પાયામાલીનો મોજો રેલ્યો, કે એક સાયતમાં ના તે સરજમીન કે ના તે દરમ્યાનનાં મકાનો રહયાં. દસ્તુર **કોહેસ્તુમને છેલી સલામ કરતાં "હવે એ દીનદાર ઇરાની, તું હયાંથી તારૂં કદમ ઉઠાવ. અને ચાલ પેલાં છુપાં મેદાનમાં કે જ્યાં જરથોસ્તની**

દીનના યકીનદારોની બાકી પોતાના નસીબાની છેલ્લી કતલ કરવાને જમાવ થયા છે. જ્યાં જંગ ને જંગીઓના દીલની તાકાત ધ્રુંજે તેવા મસ્ત ને દીલાવરો પોતાનાં વતન ખાતર છેલ્લી માહેતમની બંદગી કરવા પડયા છે." આ સખુનો બોલી કીલ્લો ઉડયા આગળ ત્યાંથી ગયો હતો, પણ મેદાનના પોતાના મોટા દેહેરામાં પોતાના મોટા મદદગારો ને હમશ્હરીકો સાથ શીતાબીથી અસબાબ ઉઠાવી બખ્ખબામી તરફ કુચ કરવાની મસલહત કરવા પેહલાં પીરાનપીર દસ્તુર ધવલ આસ્માની આતશ સાથ ત્યાં તે દેહરામાં બેઠો છે, જે આસપાસ ત્યાં મળેલા તમામ મોબેદાન મોબેદ સરદારો ને સીપાહો છેલ્લી બંદગી ગુજારે છે. ત્યાં દસ્તુરાન દસ્તુર દાદ પણ જઇ એક અદનામાં અદના આદમી મીસાલે તે પાક નુરમંદ આતશ સામે ખાકમાં સર પટકતો બેઠો.

---

## બાબ ૫૧ મો.

### દસ્તુરાન દસ્તુરે સપેન્તમાન જરથોસ્તના આસ્માન ઉપરથી લાવેલા આતશને કરેલો છેલ્લો નમસ્કાર—દસ્તુરાન દસ્તુરનો ખીતાબ નવાજી દસ્તુર ધવલને તે આતશનો પાસબાન કરે છે અને એક અથોરનાન ટુકડી તેની મદદમાં આપે છે. યજદાનનો આતશ ઇરાનની સરજમીન મેળે છે.

એક તેજ પરવરદેગાર, દુજો તેજ જરથોસ્ત;
તીજો તેજ આતશ, ચોથો તેજ માથ્રવાની લલકાર.
એક તેજ પરવરદેગાર. ॥ ટેક ॥
પંચએ તેજ ખુરશીદ, છઠએ તેજ આવાંઅર્દુશીર;
સપતએ તેજ ગાથા, અસ્તએ તેજ માહબુખતાર;
નવએ તેજ મોબેદ પરેઝગાર. એક તેજ પરવરદેગાર. ॥ ૧ ॥
દસએ તેજ તનદરોસ્તી, અગ્યારએ તેજ શાહાનશાહ;
બારએ તેજ એકવીસે નુસ્ક, તેરએ તેજ શાહઓલાદ.
ચૌદએ તેજ પાંચ નમસ્કાર, એક તેજ પરવરદેગાર. ॥ ૨ ॥

"ઓ અશો આતશ! ઓ મઝદાના બેટા પાક આતશ! તું મારી જીંદગીનો તમામ જમાનો મારી ચશ્મ પાસ ખાસ ખુશીઓ ને બંદગીમાં કરારે રહેલો મને મારી બક્ષ, અને મારા મોટા મદદગાર દસ્તુર ધવલ સાથ તું આ દગાબાજ થયલી સરજમીન ને પાદશાહત દરમ્યાનથી બીજા બચાવદાર મકાન તર્ફ કુચ કર. અરે ઓ મારી જીંદગીની મોહબત, મારા રખેવાલ નુરમંદ આતશ, તું અમારા તારાજ ટોલાની છેલ્લી શરમ જાળવ અને અમારા મહજબની મોટી કુમક તું નુર પોતે, તે અમારા મહજબ સાથ અમારી પનાહમાં કાયમ રહે! અમારૂં વતન પાયમાલ થાવો કે રેહવો, અમારી પાદશાહત ખુહવાર થાવો કે ખીલો, મગર તું અમારી કયાની કોમની યાદગાર નીશાન અમારા બીસ્માર બાકી ટોળામાંથી કોઇ જમાને પણ ના જુદી થાઓ! ઓ ઝલકાતમંદ શાહ આતશ! હું હવે મારા બાકીના દીન, મારી પાક દીન ઉપર ફીદા કરવા સારૂં મારી કયાની ઓલાદના તરીકા ઉપર દીનદુશ્મનોનાં મેદાનમાં ઝોંકાવશ. દીનદુશ્મનોના મેદાનમાં મારી આ જૈફ ખાક રેજરેજ થશે. હવે હું, ઓ નુર તુંને તે જેહાનના તારાં તખ્ત હજુર આવીને નમસ્કાર કરશ. ઓ મારી ચશ્મ, મારા મહજબના કેબલા, તુંને છેલ્લી સલામ!" આ બંદગીના સખુનો સાથ ત્યાં મેદાનમાંની તમામ જરથોસ્તી મોબેદાન મોબેદની લડાયક અનજુમને પોતાની ઝબાન મેળવી અને દીદાથી બચ્ચાં મીસાલે નવધાર આસું રેલાવ્યાં. પછી તે તમામ ટોળી પોતાના દસ્તુર સાથ ત્રણ વખ્ત ઉઠયો ને ખાકમાં પડયો અને પોતાનાં નાક ને પેશાની ખાકમાં ઘસ્યાં. પછી તે તમામ જંગી મોબેદ ફોજ પોતાના પાક યઝદી આતશને પીર દસ્તુર ધવલ સાથ ત્રણ મંજળ લંગી મેળવા ચાલી. જ્યારે દસ્તુર ધવલનું કદમ ઇરાનના દરયાવને લાગેલા હોરમજ બંદરની રાહના મુખડા ઉપર અટકયું ત્યારે દસ્તુરાન દસ્તુર દાદે દસ્તુર ધવલને દસ્તુરાન દસ્તુરના નીશાનો ને પોશાક નજાબ્યા અને તેને તમામ દીનદાર ઇરાની આલમનો વડો દસ્તુર ઠેરવ્યો. જે ખેતાબથી પોતે આજલગી ઇરાની જેહાનમાં મશ્હુર થયલો હતો, તે ખેતાબે તે પીરાનપીર ધવલને

બોલાવીને મોટી ઇજ્જત દીધી. જ્યારે એ ક્રીયા પુરી થઇ ત્યારે નામદાર દાદ પોતાની અથોરનાન ફોજ સાથ મદાયુન તરફ કુચ કરી જતાં પોતાના અસ્પ ઉપરથી ઉતરી ચાલતો થયો. જ્યાં લગી દસ્તુરાન દસ્તુર ધવલનો યઝદી આતશ સાથ રવાના થતો રેસાલો દેખાયો ત્યાં સુધી તે પોતાની ફોજ સાથ પાઉંપ્યાદોજ ચાલ્યો. જ્યારે તે આતશ કે દસ્તુરાન દસ્તુર ધવલ તે નામદારની નેધાહથી બીલકુલ દુર થયા અને ફરી તે ઝળકાટ જોવાનો ખાબ પણ રહયો નહીં ત્યારે તે મોટા ઇરાની દેલાવર દસ્તુરની છાતીમાં એવો ગભરાટ થવા લાગ્યો કે તેની જબાન તેના અખત્યારમાં રહી નહીં. તે બેફ્રામ જેવો બલકે દીવાનોજ બન્યો હોય તે માફક પોતાના પાક નુરમંદ આતશની જુદાઇમાં માહેતમ કરવા લાગ્યો.

"મારા પાક નુરમંદ રખેવાલ આતશની જુદાઇ, ઓ ખુદા' મારા નસીબે ઉતરયા હાને હું કેમ ના તે આગમચ મારા ન્યાગાનોનાં દુખમામાં જઇ પડયો? અરે હવે તે આતશની રેહનુમાઇ ને સલાહ વગર મારા છેલ્લા દીન કેવા શીહા ગુજરશે? તે મારી જીંદગીના હંમેશના શરીક ને પાસબાન વગર મારી તદન હાલહવાલી થઇજ. હવે મને સેહતાનના ગાર કે ફીરેસ્તાનું બેહેશ્ત એકશાન છે. એકશાન છે મને પાદશાહનો મેહેલ કે ફકીરનો તકિયો. જ્યારે મારી તમામ મુરાદ મારા કમનસીબાઇ મારી દુશમન બનીને મને નાસીપાસીમાં બાળી નાખે છે. દનબદન વધતી જતી નાસીપાસી પોતાને વધારે ને વધારે ખીળવની મારી ઉપર પોતાની ઝેરી કમંદ ફેંકવાને ફાવી શકે છે, ત્યારે મારા આ ઇનસાનો અવતાર કરતાં મને કોઇ પણ ઇનસાન વધારે કંગાળ કે કમનસીબ દેખાતો નથી. મારા અવતારની કગાલ્યતની હદ થઇ છે કે મારી ચશ્મને ઝળકાટ આપનારો મારા કયાનીઓનો અમર આતશ મારી નેધાહથી દુર થયો. એ ખ્યાલનો બોજો ઉઠાવવો મારાં ઝઇફ મગજને ગોયા મગત્રાંએ પાહાડ ઉઠાવવા જેવો જબરો થઇ પડયો છે. તે પલેપલ મારા દીલની દીલગીરીના મોજા, છેક તેની હદ બહાર ઉછાળા મારીને એવી તો દેહેશતની ભરતી લાવે છે કે તે દરમ્યાન મારો કશો નીભાવ થાય, એવી હવે મને કોઇ એજ-

મતી મદદ મળનારી બાજી દીસતી નથી. અરે મારી દીનદાર કોમની બંદગીથી તાજા ને રાજી રહેનારા આતશ, હવે તારી પાસબાની તારો પેદર યજદાન કરનાર છે. દસ્તુરાન દસ્તુર ધવલ શું ચીજ છે? એક ચમટી ખાક. તે કયાં બીસાત છે અગર આફત મીસાલના દીનદુસ્મનોથી તું યઝદી નુર ઘેરાઇ ત્યાં તારો બચાવ કરવાને. ઓ એજમતી પાક આતશ, મેં તારી પોતાની ખુદરત ને કરામત ઉપર મેલ્યો છે. હું તો હયાં મોતના મેદાનમાં છેલ્લી કુસ્તી રમવા પડયો છું. તારા કરોડો બંદગી કરનારા, આજ ઇસ્લામી મહજબમાં ફરયા છે અને તારી દોસ્તી મેલી દુશ્મનાઇનો દોર ચલાવે છે, તારા વફાદાર બંદગીબાજો હવે જે રહયા છે, તે તમામ જંગના શીકાર છે, ત્યારે તારી પાસબાની કરનારાનો કયાં ચારો છેં કે તારા હજારો વર્ષના મેહેલમાં તને કરારે તારૂં નુર રોશન કરતો રાખી શકે? અરે ઓ મારા રગેરગના શરીક, અરે ઓ મારી રજેરજના શરીક, આખર તારી જુદાઇ ઉપર શુક્ર કરવાનો દીન આવી લાગ્યો. અફ્સોસ!" એ વખતે દાદનો પોકાર એવો તો બાગે બુલંદ ઉઠયો કે તેની અથોરનાન ફોજમાંના દરેકનાં દીલ તેનાં મગજની હાલત સંબંધી ધાસ્તી ભરેલાં થયાં. તમામ ફોજે એક મધ્યમ અવાજે પોતાના વડા દસ્તુર સપેહસાલારને ઓજરખાહી ગુજારી, કે દસ્તુરના દીદામાંથી ખુનનાં આંસુ જારી થયાં. તે પોતાની તમામ ફોજને એવો ચાહતો હતો, કે તે પોતાની એવી હાલહવાલ હાલતથી પોતાના તમામ અથોરનાનોને ઘણા બેચેન કરે છે, તે સમજતાંજ તે નામદારે શીતાબ પોતાની આગળી ઓસ્તવાર મગજની હાલતમાં તમામ સીપાહો ને સરદારોને સલામ બજાવી. કુચ લગભગ ધારા કરતાં વધારે વખત ચાલુ રહયાથી એક બચાવદાર અચ્છાં મેદાનમાં દેહરા તણાયા, કેમ કે કોહેસ્તુમની પાસના મેદાનમાંનો તમામ અસબાબ લાં આ મેદાનમાં આવી પડયો હતો.

---

## બાબ પર મો.

### શાહે ફીરમાનને મળેલો નામદાર દાદનો રૂકો—સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન તાકીદથી બલ્ખબામી તરફ કુચ કરે છે—મદાયુનમાં નામદાર દાદ દાખલ થાય છે—દસ્તુર જામાસ્પ સાથ જંગની મસલેહત.

"જવાલા દીલનો ફાટો કોઇ જાણે કોઇ ના જાણે,
ફીનો ચશ્મ ઉડારતો કોઇ માને કોઇ ના માને.
આઝ સળગ્યું દરયાવમાં બુજાવે કોણ બચાવે કોણ,
જોસ્સો નસેનસ ઉભાતો કોઇ ધ્યાને કોઇ ના ધ્યાને."

પેલી તરફ શાહે ફીરમાન ને સપેહસાલાર રૂસ્તમ, આરબં સરદાર હસનની શીકસ્ત પછી પોતાનાં લશકર સાથ મેદાન બાહેરજ પડયા રહયા હતા. હર્યાં મોટા દેહરામાં ફીરમાનનો શાહ પોતાની તમામ દરબાર સાથ સપેહસાલાર સામે જીક ચલાવે છે, તેટલાં પહેલવાને ફીરમાની જાસુસને હાજર થવાનો પોકાર માર્યો. તે ચેતવણીથી તમામ દરબાર ચુપ થઇ ગઇ. જ્યારે જાસુસે રાબેતાની કુરનશ બજાવી ને રૂકો જનાબ મેલ્યો, ત્યારે શાહે, વજીર બેહરામને ઇસારત કર્યાથી તે નામદારે તે રૂકો લઇ ખોલ્યો, તો આ સાર સમજાયો :

"નામદારોમાં નામદાર શાહે ફીરમાન ને સપેહસાલારોમાં સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન, મોટા આરબ સરદાર હસનની સાથની જંગનો હેવાલ જાણ્યાથી મારૂં દીલ બેહદ ગમગીન થયું છે. એ જંગ નહીં થવા જેવી કળા વપરાઇ નહીં, તેથી વફાદાર ઇરાની આલમની આખરી આવ્યા જેવો હીંગામ દેખાય છે. હાલ હયાં તમામ આદરબીજાન ને કોહેસ્તુમની ગેરદ પણ પોતાનો અવતાર બદલવાની તૈયારીમાં પડી છે. ત્યાં તમો નામદારોની એકસંપીની કસુર, રહેજ વખતમાં બલ્ખબામીની તારાજી કરવાનો પાયો નખાવશે. આપણી બખ્તાવર શાહજાદી જ્યાં હાલ છે ત્યાં શીતાબ સપેહસાલાર ફીરૂજાને પોતાની

તમામ આદરબીજાનની ફોજ સાથે કુચ કરી જવાને મારા આગલા હુકમ માફક અમલ નહીં કરવામાં મોટી જોખમદારી પોતાને સર લીધી છે. જે જંગી પેદરે ભુલ કરીને નેહાવંદના મેદાનની જંગથી ઇરાનની શાહાનશાહતની બરબાદી કર્યાનો કાળો ડાઘ પોતાની પેશાની ઉપર લીધો છે, તેનો જંગી પેસર પણ બલ્ખબામીના મેદાનની જંગથી ઇરાનની શાહાનશાહાતની હકદાર વારસ શાહજાદી ગુલશીરીનાની બરબાદી કરવાનો જોખમ પોતાને સર લઇ ચુકો છે. દીનદુશ્મનોની ફોજોનું આપણા ખાબમાં પણ ખ્યાલ આવે નહીં તેવી ઝડપે જંગનું કામ લેવાય છે. મોટી ફોજોની ફોજો ઇરાન ઉપર શીતાબ કુચ કરતી ઉતરી પડી છે. દીનદાર ઇરાનીઓની બાકી આલમની અજલ આવી હોય એ માફક અરબસ્તાનના સીપાહોનો દોર ચાલુ થયો છે. તેની હદ રહેશે નહીં જયારે ખલીફનાં નામાથી ઇરાનના જીતાયલાં ને ઇસ્લામી મહજબમાં ફેરવાયલાં ઇરાની સ્વસ્થાનોનાં આરબ હાકમો ઇસ્લામી ઇરાનીઓનાં લશકરથી આપણી સામે કુચ કરી આવશે જેથી શીતાબી પણ સબર મીસાલ સરખામણીમાં મેલાય, એ મીસાલની ઝડપે સપેહસાલાર રૂસ્તમે પોતાના આદરબીજાનનાં તમામ લશકર સાથ બલ્ખબામી તરફ કુચ કરી જવું અને તે કયાની પાયતખ્ત શહેરના બચાવમાં દસ્તુર બેહરામ સાથ મળીને જંગની ગોઠવણ નકી રાખવી. શાહે કીરમાને હાલ જ્યાં છે ત્યાં છાવણી નાખી પડી રહેવામાંજ ઇરાની આલમને બેશુમાર ફાયદો છે, પણ તે નામદારને મારી અર્જ છે કે તાકીદથી દસ હજાર સીપાહોનું કીરમાની લશકર પોતાના મુલક કીરમાન તરફ મોકલી દેવું. સાયતની સબર થઇ છે તો કીરમાન શહેરની તદન પાયમાલીના સમાચાર મળવાને વીલંબ થનાર નથી."

આ પેગામનામાથી શાહે કીરમાન ને સપેહસાલાર રૂસ્તમ બન્ને નામદારોના ચેહેરા ઉજળા બરફ જેવા થઇ ગયા. સપેહસાલારે તો શીતાબ કુચનો હુકમ આદરબીજાનીઓનાં તમામ લશકરને કર્યો. તે નામદાર પોતે તો દેહરામાંથી શાહે કીરમાન ને તેની તમામ દરબારને છેલ્લી સલામ કરી

નીકળ્યો. તે સપેહસાલાર રામચોબીન સાથ ઘોડેસ્વાર થઇ લશકરને કુચ કરવાની રાહની તપાસ કરવા ચાલ્યો. શાહે કીરમાને નામદાર દાદની અરજને એક પળ પણ ઢીલ કરવા માંહિ ખાનાખરાબીની બાજી જોઇ. તે નામદારે પોતાના મોટા સપેહસાલાર જેહાંગીર કીરમાનીને નવ હજાર જંગી કીરમાની લશકર હવાલે કરયું અને હોકમ કીધો કે તે શીતાબીથી કુચ કરી કીરમાન પોહોંચી જાય અને ત્યાં થનારા દુશમનોના ધસારા સામે પાયતખ્ત કીરમાનનો બચાવ કરે. શાહે કીરમાને બીજું જે કદમ ભરયું તે, હાલના મેદાનની સરસ જગોએ પોતાનું જંગી લશકર જ્યારે પણ જંગની નીશાન ઉડે ત્યારે જંગ કરવાને પલક વચે તૈયાર થઇ જાય એવી અચ્છી ઢબે ગોઠવી દીધું. વજીર બેહરામને એક નામું હાલ લગીની આ ઉઠાવેલી જંગના હેવાલનું લખીને હાલના કીરમાનના હાકમ પોતાના બીરાદર શેહેરયાર ઉપર મોકલવા સારૂ સપેહસાલાર જેહાંગીર કીરમાનીને હસ્તક સોંપવાનો હોકમ કરયો. એ મીસાલે બલ્ખબામી ને તે આસપાસના મેદાનની જંગી તૈયારી થઇ રહી. સપેહસાલાર રૂસ્તમે બલ્ખબામીના કીલ્લા ઉપર પોતાનાં લશકર સામે જંગની તૈયારી કરતાં જોઇ તુરત આદરબીજાની ઝુન્દાની નીશાન દેખાડી ત્યારેજ દસ્તુર બેહરામના મનને સબર થઇ.

જયારે બલ્ખબામી તરફ આ ધમાલ ચાલી રહી છે ત્યારે મદાયુનમાં દસ્તુર જામાસ્પને કોઇ ભારી લશકર આવ્યાની ખબર પડયાથી તે નામદારે પોતાનું જંગી લશકર જંગ ખાતર તૈયાર કરયું. તે હરીફના લશકરને પાસે આવી જંગ માગ્યાની રાહ જોતો રહયો, તેટલાં તેના બીજા જાસુસોએ દોડી આવીને નામદાર દાદને અથોરનાન લશકર સાથ શીતાબ કુચ કરી આવ્યાની તમામ ખબર કહી. આ ખુશ ખબર સાંભળતાં દસ્તુર જામાસ્પના ચેહરા ઉપર નવેસરથી નવજવાનીનો બહાર ફુટી નીકળ્યો હોય તે મીસાલનો ઉલટમંદ થયો. તે નામદાર પોતાના વડા મુરબીને એસ્તેકબાલ લેવા પોતાના તમામ સરદારો સાથ પ્યાદો થઇ ચાલ્યો. તેટલાં તો નામદાર દાદનો નીશાન હવા ઉપર પોતાના માલકનો ઇરાદો

જણાવતો ઉડવા લાગ્યો. જ્યારે દરવાજા આગળ તે નામદાર આવ્યો, ત્યારે પોતે ઘોડા ઉપરથી ઉતરી પડયો અને શીતાબ પોતાનું સર નમાવી મદાયુનને નમસ્કાર કરયો: પછી પોતે પોતાના બન્ને દસ્ત આસ્માન સામે ઉંચા કરીને આજજીનો પોકાર માર્યો, "ઓ ઇરાનનાં સર ઉપરનાં બરકરાર આસ્માન! મારી શરમ જાળવવીને મારા દીનદાર ઇરાનીઓની ઉપર રેહેમ વરસાવજે. આ મદાયુન પણ જે અસલી છે તેજ છે. તેની જમીન પણ કદીમી જમાનાથી છે તેજ છે. તે ઉપરનું અદ્ધર રહેલું આસ્માન પણ જુના વખતથી છે તેજ છે. તે ઉપર તલુ થતો મુરશીદ પણ જે રોશન થતો આવ્યો છે તેજ છે. હું પણ જે કોમ કયાં હંમેશની વસતી આવી છે તેમાંનોજ છું, ત્યારે શા ખાતર ઓ વખંત! તારા નવા હાડમારીના ફેરફાર ને હોનારતમાં તમામ ઇરાનને તારાજ કરાવે છે? અરે અમો ઇરાનીઓને જાળવી લે ને કોઇ અજાણતાં તકસીર થઇ હોય તો તે દરગુજર કર. મને મદાયુન ફળે તેવો મહેરબાન, રાહબર થા."

આ નમસ્કાર ને બંદગી કરીને નામદાર દાદ ઉઠયો કે તે સામે દસ્તુર જામાસ્પ આવ્યો અને મોટી ખુશાલી ને આજેજીથી મુલાકાત લઇ તે તમામ લશકર સાથ આગળ કુચ કરયા પહેલાં મદાયુનના વેરાન ખેરાન થયલાં પાયતખ્ત દરમ્યાન એક દીન આશાયશ લેવાને અર્જ ગુજારી. પછી બન્ને ઇરાનની છેલ્લી શાહાનશાહજાદીના મોટા ખેરખાહો, બાજુ બબાજુ રહી મદાયુનમાં દાખલ થયા. જાહોજલાલી ભરેલાં શહેરે મદાયુનને નામદાર દાદે પોતાની જીંદગીની લગભગ સીત્તેર સાલની ભરતી થવા આવ્યા લગી જોયલું ને ત્યાંની પાદશાહીના દમામ ને રોબમાં પોતાના શાહનશાહી મહેલ જેવાં મકાનમાં રહીને પાદશાહી દરબારની જીંદગી ભોગવેલી, તે મદાયુનને આજ જુલ્મથી જીરજબર ને જુદદીનોથી તારાજ થયલી હાલતમાં જોતાં તેના જઇફ સીનામાંથી અફસોસનો એક એવો સાસ ખેંચાયો, કે તે નામદાર સાથ ચાલતા દસ્તુર જામાસ્પ ને બીજા તમામ સરદારોનાં દીલ આતશ મીસાલે ગરમ થયાં. જ્યારે નામ-

હાર હાદની ગરમ તેજ જબાન ઉપર આ સખુનોની હાર બંધાઇ ત્યારે તો તે દરેક દેલાવર અથોરનાન સીપાહના દીદા ગોયા દીલગીરીની કમાન બની ગઇ હોય એ મીસાલે તે માંહેથી ગરમ આંસુના તીર નીકળવા લાગ્યાં:—

"ઓ સાસાન્યાન શાહાનશાહોનાં ખુશનુમા પાયતખ્ત મદાયુન! ફકત તારાં ખાલી નામમાંજ ઇરાનની તમામ જાહોજલાલીનું નામું સમાયું છે. મદાયુન! તારાં નામના સખુનથીજ ઉલટમંદ ઇરાનીના શીકસ્ત દીલમાં વતનનો જુસ્સો ને આપઅખત્યારી ઉછળે છે. શાહાનશાહ નોશીરવાન ને શાહાનશાહ હોરમજની શાહાનશાહાતના જમાના જોઇ જાહોજલાલીમાં ધીકી રહેલાં મદાયુન! તારૂં તેજ, તારો રોબ, તારો દમામ ને તારી દેહેશત આજે કયાં પાતાલમાં ગરક ગયાં? શાહાનશાહ ખુશરો પરવેજ ને જેહાનની પરી શીરીનના લાડમાં ચીકાર થઇ રહેલાં મસ્ત મદાયુન, આજ તે તારી મસ્તી ને ઝલક કયાં જાલમ દોરના શીહા પરદા માંહે છુપાઇ ગઇ? અરે મારા ન્યાગાનોના મહેલો ને આતશખાનાની સરજમીન! આજ તું કેવું વાયેજેહાન વેરાન બિયાબાન શીકલ બન્યું છે. નથી તારાં જેહાન જીરજબર કરનારાં પેલાં જંગી લશકર કે નથી તારાં નામને ઝળકાવનારા શાહાનશાહ, શાહજાદા સપેહસાલારો, સોદાગરો ને સીપાહો કે તારી ઓળખ આપનારી લખોલખ આબાદાન આદમીઓની વસ્તી! અફસોસ આજે હું મદાયુનનું મુડદું જોવાની હાલતને પોહોંચ્યો છું. હવે ઓ મદાયુન! હું મારૂં કદમ કાલ બામદાદે તને છેલ્લો સેજદો કરીને હયાંથી ઉઠાવશ. ને તારા આજના મેલાપની સરજતના નસીબાનો ન્યારો હીસાબ ગોઠવશ. ઓ હફ્ત અકલીમનાં પાયતખ્ત મદાયુન! તને જેહાનની તમામ મોટી શાહાનશાહાતોના એલચીઓ સર નમાવતા હતા અને તારાં નામના તાબને સલામતી આપતા હતા. તારાં દીલાવર લશકરની શમશેર શેહેરે રૂમશામ ને મુલકે હીંદુસ્થાન લગી ફત્તેહમંદ હતી. તાતાર ને તુર્કસ્તાનના અમલ ઉપર તારી હાકમી બાલા હતી. ખોતા ખતનથી છેક હાલના આરબસ્તાનના તમામ મુલકો તારા જુન્દાનો ધાક રાખતા હતાં. ચીનનો ખાકાન

ને માહાચીનનો માહાશાન તારા ફરમાનબરદારો ને તાબેદાર હતા. કોહે-કાફથી તે છેક કોહે અલબુર્ઝ લગીની જેહાન તારાં કદમ ઉપર જાનફેશાન હતી. જાબુલના જેહાન જીતનારા જંગીઓ અને કાબુલના જેહાન હેરાન કરનારા કસરેવઓ તારા ઝુન્દાને આબરૂ આપી તને નમવાને જીનહાર ચુકતા નહીં. તે ઓ તું મદાયુન! તારા શાહાનશાહ ને સીપાહો વગર, તારા જોરેમંદ સપેહસાલારો ને સરદારો વગર આજ એક વેરાન જંગલ બીયાબાન શીકલ બનીને કેવું સરગરદાનીમાં ગીરફતાર થયું છે. કયાં ગયા તને તાબેદારીથી ચાહનાર બીજી પાદશાહાતોના વકીલો? કયાં ગયા તને કુમક આપનારા ખાકાનો ને માહશાનો? કયાં ગયા તારાં લશકરની હરોલમાં ચાલનારા જાબુલી જંગીઓ ને હીંદી હાથીઓ? કયાં ગયા પેલા ફત્તેહમંદ સપેહસલારો ને લશકરના ચલાવનારા શાહજાદાઓ, કે અગર આસમાન જો તારૂં નામ કીનાથી લેવાને હીંમત કરે તો તે ઉપર પણ જે દલેરો પોતાના કેહેરનો વરસાદ વરસાવવાને જીનહાર હટે નહીં, તેવા નેકનામ જંગીઓની માદર ઓ મદાયુન! તું આજ તારો તમામ કબીલો ને પંરીવાર દીનદુશ્મનોના મેદાનમાં તારાજ ને કતલ થઇને માહેતમમાં ગરક ગયું છે. ઓ પાદશાહોની સરજમીન મદાયુન! તારા હાલ મીસાલે આ જેહાનમાં આજ તલગ કોઇ સરજમીન કે શાહાનશાહોનું પાયતખ્ત શેહેર પુગું નથી."

તે શીહા શબ વખ્તે શીહા થયલી મદાયુન સરજમીન ઉપર એક યાદગાર જયાફતનો મહીમા ધીકયો. જેહાનને છેલી સલામ કરીને ભુસાઇ જતાં મદાયુને આ વખ્તે પોતાની દીલગીરીને એક બાજુ ઉપર રાખીને ત્યાં બે સાયત શાદી રામસ્ની ગુજારવાને નકી કર્યું હોય, તે મીસાલે દીનદુશ્મનોથી જીરજબર થયલાં અથોરનાન લશકરે એક રંગ રામસ્નીની મીજલસ ભરી. ત્યાં તમામ જંગી પેહેલવાનો, જેઓએ પોતાનાં વતન ખાતરની ખાલેશ મોહબત ને વફાદારીમાં બેજાન થઇ પેલી જેહાન વાસો કરયો હતો તેઓનાં અશો ફરોહરોની યાદમાં દોલ તાજેહ કરનારી શરાબની જામો પેદરપે નોશ થઇને શું અદના કે આલા, શું જવાન

કે જઈફ, શું સરદાર કે સીપાહ, શું જંગી કે લોકડી, તમામ ઈરાની-ઓએ ત્યાં એકદીલ ને એકસંપથી પોતાના ન્યાગાનોનાં કદમે ચાલીને અદબ અંદાજાથી ખાણું ખાધું ને મરહુમોની તારીફના સરોદો ખેંચ્યા. આ શીહા શબ નામદાર દસ્તુર દાદ ને જામાસ્પ પોતાના ખાસ સરદારોને લઈ તે મીજલસ દરમ્યાન નેકનામોની યાદમાં શરાબની જામ ઉઠાવનારાઓને સલામ કરતા ફર્યા. જ્યારે આ મહીમા ને જ્યાફત ખલાસ થઈ ત્યારે નામદાર દાદે એક દરબાર ભરી. આ વખત મધરાતનો હતો. તમામ જોરેમંદો ને જવાંમરદો ત્યાં હાજર થયા હતા. લગભગ તમામ ત્યાં મળેલી ફોજોના સીપાહો પણ હાજર હતા. આ વખતે દસ્તુર જામાસ્પે ઈરાનના છેલ્લા દસ્તુરાન દસ્તુર દાદ સાથ લાંબી જીકરે એ મસહલત નકી કરી કે શરોસની બાંગ સાથ તે બામદાદ તમામ ઈરાની લશકરે મદાયુનને છેલી સલામ બજાવીને કુચ કરવી. એ ઈરાદો અમલમાં આવ્યો અને ખુરશેદ તલુ થયાની પેહેલી રજાલ ખેંચાયા આગળ તે તમામ ઈરાની લશકરે કુચ કર્યાથી મદાયુન ગોયા કયામત લગી બિયાબાન બન્યાનો નસીબો પામ્યુંજ.

---

## બાબ ૫૩ મો.

## સીરીયાનાં બેવફા ઈરાની લશકરથી કીરમાન ઉપર ધુજારો સપેહસાલાર જેહાંગીરની અયન વખતે મળેલી મદદ.

પર્વત હોય તે પણ થાય રજ એવો પડયો છે અંદેશો,
શુરો હોય તે પણ થાય રાંક એવો આવ્યો છે સંદેશો.
કે રગે રગના તારે તાર તણાઈ બંધાઇ ગયા છે છેક,
સુકઈ ગયાં અબ્યવના આબ ઝલકતાં જે દમ દસે સો.
બસંત ખુદરતની મેં જોઈ ત્રીસ સાલ તેવી બંસત ના એક
દીરગ હતો જ્યાં દગલે દગલે ત્યાં આજ નથી ચારો કશો.

ખલીફ ઓસ્માને મોટા જંગી આરબ સરદાર અબદુલ રેહમાનને મોટું આરબ લશકર આપી ઈરાન ઉપર સ્વારી લઈ જવાને રવાના કર્યો ત્યારેજ તે દુરઅંદેશ ખલીફે ખુબ ગોર કરીને એક પેગામ સીરીયાના

હાકમી ઉપર બેસાડેલા મોહાબ્યાને ઇરાનની જાગેલી જંજાલને દફે કરવા ખાતર પોતાના મોટાં લશકરની કુમક મોકલી આપવાને હુકમ કરયો હતો. તે પેગામનામું તે હાકમને પોહોંચતાંજ ખુબ ખ્યાલથી તે અમલ ચલાવનારા હાકમે એક જબરૂં લશકર ચઢાઇ લઇ જવા સારૂ તૈયાર કરયું.

આ લશકર ફકત ઇરાનનું આગળનું જંગી ઇરાની લશકર હતું, જે હાલ ઇરાનના તે ભાગની ઇસ્લામીઓએ કરેલી ફત્તેહથી ઇસ્લામી મહજબ પાળતું હતું. આ મોટું લશકર ઇસ્લામી મહજબમાં વટળી ગયાથી પોતાના ખરી હમજાતનું વેરી થયું હતું. તે લશકર હરદમ એ ચાહતું હતું, કે જેમ તેઓએ પોતાની આળ ઓલાદ ઉપર કાળો દાધ લગાડયામાં ના જેહાનની પરવા કે ના જમાનાનો કેહેર કે ના યજદાનનો ડર ધરયો, તેમ બીજી પણ ઇરાની આલમ પોતાનો યજદી મહજબ મેલીને ઇસ્લામી કબુલ કરે; એવી અદેખી બેદીન થયલી ઇરાની ફોજોની ફોજ હાલની શાહજાદી ગુલશીરીનાના વાજબી હકની લડત સામે થવાન દીનદુસ્મનોની સરદારી હેઠળ કુચ કરવા લાગી. જ્યારે સીરીયાના હાકમને પોતાના ખલીફનો પેગામ મલ્યો ત્યારે તે દરમ્યાન ઇરાનમાં હાલની નવેસરથી ચાલુ થયલા જંગનો તુલોતુવીલ હેવાલ બ્યાન થયો હતો. વળી જે દપે ને બયાને ખલીફ ઓમરનું મોત લખાયું હતું, તેથી તે મોટા હાકમ મોહાબ્યાને હાલના ઇરાની તાજા ઝનુન બાબે ઘણી ફીકર ઉપજી. જંગી મોહાબ્યા બાહોશ ને માહ દુરઅંદેશ આરબ હાકમ હતો, તેથી તે શીતાબ પામી ગયો કે અગર હાલની જંગમાં જો સેહેજ પણ ઢીલ થઇ અને તારાજ થવલા ઇરાનીઓ હાલમાં ફત્તેહમંદ ઉતર્યા છે તે માફક સેહેજ વખત પણ ચાલુ રહ્યું તો અરબસ્તાનનો પડેલો ફત્તેહનો પાયો બોલ બોલતાં ધસી પડશે. મોહાબ્યાએ એ દુરઅંદેશીથી સીરીયાની તમામ ઇરાની ને અરબસ્તાની ફોજોને પવન ભીસાલની શીતાબીથી ઇરાનના તોફાની ભાગ ઉપર કુચ કરાવી. તે જંગી આરબ હાકમે ખુબ આ જંગની બાતેન પેસી જઇને જોયું ત્યારે આ તમામ રમખાણનો જુસ્સો ઉઠા-

વનારો શાહે કીરમાનને શોધી કહાડયો, કે તે ઉપર બનતું જબરૂં આફત વરશાવનારૂં વાદળું ચહડાવવાને ગોઠવણ થઇ. તે ઉપર એક મોટી ઇરાનીઓની ફોજ જે હાલ ઇસ્લામ મહજબ પાળતી હતી તે રવાના કરી; પણ જયારે શાહે કીરમાને આ જંગ ખુદ કીરમાનમાં નહીં પણ તેથી સેંકડો ફરસંગ દુર બહ્મણબામીની રાહ દરમ્યાન મચાવેલી જાણી, ત્યારે આ ચાલાક મોહાબ્યાએ બીજું એક જંગી લશકર મુલ્કે કીરમાન ઉપર ચહડાઇ લઇ જવાને રવાના કરયું. મોહાબ્યાએ આ રીતે જંગની કુનેહ રચીને શાહે કીરમાનને બને તો ચોતર્ફથી જીરજબર કરવાને બાજી ગોઠવી.

આ વટલેલ ઇરાનીઓનું મોટું જંગી લશકર કુચ કરી મુલ્કે કીરમાન ઉપર પોહોંચ્યું કે ત્યાં હાલ હાકમી ચલાવનાર શાહે કીરમાનના બીરાદર શાહજાદા શેહેરયારને તેની ખબર મળતાં તે ખુદ પોતાનાં પાયતખ્ત દરમ્યાન લડાયક તૈયારી કરવા પડયો. શેહેરયારે પોતાને હસ્તકનું શેહેરનો બચાવ કરનારૂં લશકર કીરમાનના કીલ્લા ઉપર ગોઠવ્યું અને પોતે જંગી બખ્તર પેહરીને એક અચ્છો તીરનદાજ બન્યો કે વટલેલ ઇરાની લશકરે ત્યાં આવતાં વારમાંજ એક જંગનો સંપાટો લગાવી દીધો અને કીલ્લાના તીરનદાજોને સેજ વારમાં શીકસ્ત પામવા જેવી હાલતમાં લાવવાનો તમામ રોબ ધીકયો; આ બનાવે શેહેરયારે પોતાની જોરેમંદ બાજુના આધારે પોતાની કમાનથી દુશ્મનો ઉપર એવા જબરા તીરોનો વરસાદ વરસાવવો જારી રાખ્યો કે મુદઇઓના મોહ ફીકકાં પડયાં. તેટલાં એક ગેરદ ઉડી, આસમાન ને જમીન એક થઇ ગઇ અને શીહાઇએ રોશન રોજને નાબુદ કરયા જેવો ખાસ ખેલ મચ્યો. શેહેરયારે આ વખત કીરમાન ઉપર કોઇ નવું લશકર ચહડી આવેલું જાણ્યું. તેની ચશમમાં પોતાના મુલકની બારીક હાલતનો સરારો ચમકયો. હવે તે આ નવાં મુદઇ લશકર સામે પોતાનાં જુજ રહેલાં લશકરથી કેમ કીલ્લાને ટકાવી શકશે. તે માટે દેહેશતમંદ થયો. આ ભરમનો જલદીથી પડદો ખુલ્યો, સબબ આસમાનતાઇ ઉડી રહેલા ઝુન્દાનો ઝળકાટ તે શીહાઇમાંથી રોશન થયો અને બીજી તરફથી ત્યાં

કીલ્લા બાહેરના મુદઇ લશકરનાં સર ખેન્જાનના પાન મીસાલે ઉડવા લાગ્યાં. આ ઉપરથી નકી થયું કે નવું આવેલું લશકર મુદઇનું નહીં પણ દોસ્તનું છે. એથી શેહેરયાર ફરીને નવજવાન થયો. તેની આ ઉલટે તેનું શીકસ્ત હાલ પણ જવાંમરદ લશકર પણ નવજવાન થયું. હવે કીલ્લા ઉપરથી તીરનદાજીનો વરસાદ વરસ્યો તે જબરો ને આબાદ લાગુ પડીને મુદઇ ફોજના સીપાહોના ઘાણ ઠીક નીકળવા લાગ્યો. આરબ સરદારોની જબરાઇ ને કળાનું પાણી પડયું; તોપણ લશકર વટલેલ ઇરાનીઓનુંજ હોયાથી પોતાની જવાંમરદીનો રોબ જાળવવાને બેશુમાર દલેરીથી લડવા લાગું. સપેહસાલાર જેહાંગીરની શમશેરનો જબરો કેહેર વરતાયો પણ મુળે એક જાત હોયાથી બન્ને બાજુ મુસતકીમ લડીને મુડદાંના ઢગના ઢગ થતા ચાલ્યા. સપેહસાલાર જેહાંગીર સાથ જેટલું લશકર હતું તેથી બેવડું મુદઇ લશકર હોયાથી કીલ્લાનાં લશકર ઉપરનો ધુજારો હદ પાર હતો. જ્યારે આફતાબ ગોરબ થવાનો વખત આવ્યો ત્યારે તો કીરમાનના કીલ્લાના લશકરનો તદન ઘાણ નીકળી ગયો. માર્યું ગયું તો જુજ પણ તમામ જંગીઓ જખમી ને બેતાકત થયા હતા. શેહેરયાર પોતે લગભગ સારે બદને જખમી થયો હતો. આ રીતે આ બાજુ મુલ્કે કીરમાન ઉપર મહજબ મુદઇઓનો ધુજારો થઇ રહયો હતો. સપેહસાલાર જેહાંગીર કીરમાનનો ઘણો મોટો જંગી ને લડાઇગાહનો ઉસ્તાદ હતો; તે નામદારે જો કે ખુલ્લા મેદાનમાં વટલેલ ઇરાની લશકરને ઠીક થાકવી નાખ્યું હતું ને હજારોનાં સર જુદાં કર્યાં હતાં પણ પોતે આયન્દે ફીરૂજગર ઉતરશે તે માટે થોડોજ ખાતરી ભરેલો હતો કે ત્યાં ખુલ્લાં મેદાનમાંજ મુદઇઓ સામે નસીબો અજમાવવાને દલેરી સમજે. તે નામદારે ખુબ કયાસ કરીને પોતાનું પોણું લશકર એવી ઝડફથી જંગગાહ દરમ્યાનથી ફેરવ્યું ને કીલ્લામાં બીજા દરવાજાથી દાખલ કરી દીધું કે મુદઇઓ તેના લશકરનાં કમી થવા ઉપરથી સમજ્યા કે તે તમામ જંગમાં જાયાં થયું. એ નકી વીચારે મુદઇઓએ જંગમાં બેદરકાર બન્યાની ડાપ ખાધી. જ્યારે જંગ બંધ પાડવાનો ઝુન્દો આરબ

સરદારોએ ઉડાર્યો ત્યારે સપેહસાલાર જેહાંગીર મેદાનમાં ફકત એક ફોજ સાથ જંગનો જવાબ આપતો હતો. તે નામદારે જંગ બંધ પાડનારો ઝુન્દો જોતાંજ તેના જવાબમાં પોતાનો પણ જંગ ખતમ રાખનારો ઝુન્દો ઉડારતાંજ તે મોટી સીફતથી કીરમાનના કીલ્લામાં ઘુસી ગયો. આ બનાવ જોતાંજ મુદઇ સરદારો ને સીપાહો પોતાના હાથ ચોળતા રહી ગયા. હવે તે સરદારો ને ફોજના સીપાહો માટે જે જંગની બાજી રહી તે વર્ષોના વર્ષો લગી બીન હાંસલ લડાઇ લડી લડીને અટવાઇ જવાની રહી. એ મીસાલે મુલ્કે કીરમાનનો મામલો થયો છે.

---

## બાબ ૫૪ મો.

### શાહે કીરમાન સામે ખુદ મોહાવ્યા જંગી ફોજથી થાય છે—શાહે કીરમાનની અજાયબ જવાંમરદી—મોહાવ્યાની ફોજનું નાહીંમત થવું—કીરમાની લશકરની દલેરી બજાવ્યા દરમ્યાન જબરી ચાલી રહેલી કતલ.

ભવસાગર છે રંગસ્વપ્ન કોઇ ખેલે પાર કોઇ થાય ખાર,
અજબ અજાયબ આત્મા મહીમા માયાની લાગી વંજાર.
મોહ રૂતુમાં હરીહરાઇ કોઇ ચમન ગુલશન કોઇ વન ઉજાર,
કોઇ નજરમાં શાહ ને વતન કોઇ નજર ખુનખાર તલવાર.
જે રાહે રંગ અંગ ઉમંગ રાહે તે ઉડી જાય મસ્ત સ્વાર,
ખુશાલ થાય બે દીન જીવી કોઇ દીલ રડે કોઇ વતન વફાદાર.
નીર્જીવ શીપમાં અનમોલ મોતી, મોતીમાં છ આબ ને બહાર,
વીરલા મુસાફર મનું મોહાવસ રૂસ્તમ પામે અંત આધાર.

દાનેશમંદોની આ દરયાફ્ત કયામતના રોજ લગી કાયમ રહેશે કે 'નજર બાહેર તે મગજ બાહેર' તેમ મુલ્કે કીરમાનમાં કેવો મામલો છે અને મુદઇઓનો ધુજારો ધીકયો છે તેની તેના ખુદ શાહને કશીપણુ ખબર નથી; તે વખતે મોટો દીનદુશમન મોહાવ્યા એક મોટી જંગી

ફોજ લઇને શાહે કીરમાનના દેહરા આસપાસ ફરી વળ્યો, જેથી કીર-
માની લશકર એવું ચોધરદમ ઘેરાઇ ગયું કે તેવી હાલતમાં બીજું કોઇ
નાનું કે સેહેજ નબળું લશકર પોતાને આવી ગયલું જોતે તો બેશક
ફકત દેખાવથીજ પોતાનાં દીલની હીંમત હારી જતે, પણ આ લશકર
ઈરાની શાહાનશાહાતમાં હંમેશાં જોરાવર ને જીત મેળવનાર રહેનારૂં
હોયાથી તેમજ કીરમાનના મુલ્કની કુદરતી આબોહવા એટલી સફા ને
તનદરોસ્તી બક્ષનારી રેહે છે કે ત્યાંનાં આદમીની જવાની ને દલેરીની
હદ રહેતી નથી. કીરમાની સારા એસ્યાની ખલક દરમ્યાન મોટો જંગી,
દાનાવ ને અજમાયશી હોય છે. જે મુલક ખાસ તેવી હોશીયારી બક્ષનારા
તત્વો ધરાવે છે તે મુલ્કના લશકરના સીપાહો પણ તેવાજ જંગી કળાબાજ
ને જબરા હોયાથી જંગી કીરમાની ફોજેએ મોહાબ્યાના લશકરની કશી
પરવા કરી નહીં અને પોતાની ઘેરાયલી હાલતનો અપ્સોસ ખેંચવા
બદલે શીતાબીથી પોતાનાં જંગી હથ્યાર તેજ કરવા પડયા અને બખ્ત-
રબંદ થઇ પોતાના સરદારોના હોકમ માફક જંગગાહમાં નામદારી
ભરેલી જંગ ખેલવા તૈયાર થયા. આ વખતે શાહે કીરમાન પોતાના
બુઝર્ગ ને દાનવ વજીર બેહરામ ને બીજા પોતાના મોટા ઇતબારી
સપેહસાલારો સાથ જીકર ચલાવતો ને મોહાબ્યા જેવા જબરદસ્ત અર-
બસ્તાની હમનબર્દ સાથ જંગમાં ઉતર્યા દરમ્યાન આખેર શો ફેજ
નીપજશે તે બાબે સલાહ પુછતો હતો. શાહે કીરમાન ખુદા ખબર
મોહાબ્યાના લશકર ખેંચી આવ્યાથી ગમગીન થઇ ગયો હતો કે કોઇ
બીજો આગળો પાછલો ખ્યાલ આવ્યાથી સુસ્ત હતો કે કેમ ? પણ તે
નામદાર અવલ જેવી જવાંમરદી ને ઉલટથી આ જંગ ઉઠાવ્યાનું બીડું
ઝડપી રહયો હતો તેવી ઉલટમાં તો હતો નહીં. વળી તે નામદારે જેવી
જંગી કળાથી કુફા ને તે આસપાસની તમામ સરજમીન જીતીને પોતાનાં
કૌવતની દેહેશત પેસાડી તેથી તદન ઉલટો ડામાડોળ હાલત ને ખ્યાલમાં
ગીર્ફતાર થયલો દીસતો હતો. તે નામદારની હાલની જંગની ઉલટમાં
જોસ્સા કરતાં બેદરકારીનો ભાગ વધારે દેખાઇ આવતો હતો. જ્યારે

મોટા આરબ જંગી સરદાર મોહાવ્યાને જબરાં લશકર સાથ પોતા ઉપર ચઢી આવ્યાની જાસુસોએ ખબર આપી ત્યારે તે બદ ખબરને તે નામદારે એવા ખ્યાલી મગજે સાંભળી કે વજીર બેહરામને પોતાના પાદશાહમાં થયેલો ફેરફાર તરત નજર આવ્યો. અને જો કે તે ખબર માટે શાહને બેદરકાર નહીં રેહવા માટે બેશુમાર કળા ને ઉલટ પુલટે ચેતાવ્યો મગર પોતાના વજીરની તે તમામ ફીકરના જવાબમાં શાહે કીરમાન ફકત ખુશ મીજાજી ઢપે મુછમાં હસ્યો એટલુંજ. તે શાહ હાલ જંગી મોહાવ્યાના આવ્યામાં કેટલી દેહેશત ને હોશ્યારીથી લડાઇ ચલાવશે, તે તો આગળથીજ નકી સમજાયું હતું.

શાહે કીરમાને પોતાના વજીર બેહરામની આસમાન જમીન એક કરનારી દેહેશતનો જવાબ વાળવામાં કીરમાની લશકરને દીનદુશ્મનો સામે જંગમાં ઉતરવાની સફ સમારવાનું કામ મોટી કળાથી લેવા ખાતર પોતે જાતે પોતાના જંગી ઘોડા ઉપર હથ્યાબંધ સ્વાર થઇ મેદાનમાં નિકળ્યો અને પોતાના તમામ સરદારોને જેટલી પણ પોતાની કાબેલ જંગી તાલીમ ને કળા તે મુવાફેક કીરમાની લશકરની ટુકડીઓ ગોઠવવાનો હોકમ કરવા લાગો. જ્યારે તમામ લશકર અચ્છી ઢપે ગોઠવાઇ રહયું અને દુશમન લશકરથી તીરનો મારો શરૂ થયો કે જંગના મેદાનમાં તીર ને સીનો બન્ને વચ્ચે હરીફાઇ મચી. તીર ફીનાખાર થયો ને સીનો મરદાનો બન્યો. તીરે પોતાની ખસલત જાહેર કરી. સીનાએ પોતાની જવાંમરદીની મગરૂરી ધરી. તીર અંતે પોતાની કરણીના બદલામાં ખાક અંદર લેટતો થયો. સીનો પોતાની જવાંમરદીનો નક્ષ આશ્કાર કરતાંજ મગરૂરીનો ભોગ થયો. એ મીસાલે કીરમાની ને ઇસ્લામી થયલા ઇરાની ને અરબસ્તાની ભેલસેલ લશકરો વચ્ચે જબરી જંગ બરપા થઇ. ચોતર્ફથી કીરમાની લશકર ઘેરાઇને જબરી જંગમાં અટવાવા લાગું. આ દેખાવથી શાહે કીરમાનનું દીલ ફાટી જવા લાગું. તે નામદારે હાલની જંગમાં કીરમાની લશકરને પોતાનું નામ ગુમાવવા જેવું નબળું થતું જોયું, કે તે જંગી શાહે કીરમાનના દીલમાં દેલાવરીનો દરીયાવ

ઉછળ્યો. શીતાબ તે શાહ પોતાની દેલાવર અંગરક્ષક ખાસ ફોજ સાથ મોહાવ્યાની ખાસ હરોલ ઉપર ધસ્યો. સમશેરની શું તાકાત તે હર્યાં શાહે કીરમાને સાબેત કરી આપી. એકેકા સપાટાએ દસદસ ને વીસવીસ મુદઇઓના મુડદાં વહાડતો તે પોતાના પવન મીસાલના ઘોડા ઉપર છેક મોહાવ્યાની ખાસ ફોજ લગી જઇ લાગ્યો, તેમજ તેના રક્ષક સવારો; અને પછી ત્યાં શાહે કીરમાને પોતાના ખાસ સરદારો સાથ મુદઇઓમાં સમશેરનો હાક બોલાવ્યો. ચશ્મના પળકારા વચ્ચે હજારો જંગી મુદઇઓનાં મુડદાંની જમીન બનાવી તે ઉપર પોતાનો મસ અસ્પ તે શાહ કુદાવતો કુદાવતો મોહાવ્યા સામે આવી પહોંચ્યો કે પહાડ ધ્રુંજે ને આસ્માન ફાટે તેવો તે નામદારે પુકાર માર્યોઃ—

"ઓ આરબ! એક લુટારા અબલીસના અવતારે તુને અમારી પાક યઝદાંની સરજમીન ઉપર પલીદોનાં લશકર સાથ ચઢી આવ્યાનું શું કામ હતું? તુને અમારાં વતન કે પાદશાહ સાથ શું લાગેછ વળગેછ કે આ રીતે બેગુનાહ જાનોનો તરસ્યો થઇને રોજે રસ્તાખેજનો દર ભુલ્યો છે? તું પણ ઇન્સાનને છે અને ઇન્સાની અવતાર ધરાવે છે તો કંઇ તો ખ્યાલ પકડ કે ખુદ ઇન્સાનને ખુવાર કરવામાં તુને શું હાંસલ છે? તારી સરજમીન ઉપર તું કરાર નહીં પકડયાથી અને અમારી સરજમીન ઉપર ઉતરી પડયાથી તેં શીહા દોજખ દરમ્યાન વાસો કર્યોજ, એ નકી સમજ. સમાલ મારી સમશેર ઓ અબલીસ કે આખર ચેતાવ્યા વગર બેજાન કર્યાંનો એક ખરાં ઇરાની સર ઉપર તારી જંગલી જાત તોહોમત ચઢાવવામાં બરાઇ ના માને."

આ સોખન પુરા થયા કે શીતાબ સમશેરે મોહાવ્યાનાં સર ઉપર પોતાનો સપાટો ખેલ્યો, કે ત્યાં તમામ અરબસ્તાની સફમાં મોટો ગુલબાંગ ઉઠયો. હજારો શમશેરકશોએ તાજુબ ઝડફે પોતાની શમશેરના હાથ કર્યા અને શાહે કીરમાન ને તેના રક્ષકસ્વારો ઉપર હજારો કાતેલ જરબો પડયા, મગર મોહાવ્યાનો બચાવ થયો નહીં. તે જંગી તો શાહે કીરમા-નની સમશેરના એકજ જરબે પોતાની ધાલ, જીન, ઘોડો ને કોઇતાં

સાથ જમીનદોસ્ત થયો. હજારો જંગી આરબોએ આ વખતે 'અલ્લાહો અકબર'નો પોકાર માર્યો. હજારો સરદારો પોતાના વડા સરદાર મોહાવ્યાને બચાવા શાહે કીરમાનની શમશેરના સપાટામાં કપાઇ ખાકમાં પડ્યા, પણ શાહે કીરમાનની અજીત શમશેર સામે કોણુની મગદુક કે સર ઉઠાવે? એવો કોઇપણ જંગી ત્યાં હતો નહીં કે શાહે કીરમાનનો ગુસ્સો ઉતારી શકે? અંતે એક આખી જંગી ફોજે ફક્ત શાહે કીરમાનને ઘેરી લીધો ત્યારેજ જમીનદોસ્ત મોહાવ્યા જીવતો કે મુવેલો છે તેની તપાસ થઇ શકી. તેના મદદગાર સરદારો માહ મુશકેલે તેને જખમી પણ જીવતો ઉઠાવી તેના દેહરામાં લઇ જવાને ફાવ્યા. મગર જે જંગ મચી ને શાહે કીરમાને જે બાજી ખેલી તેથી તમામ ઇસ્લામ ફોજ નાહીંમત થઇ ગઇ. કોઇની તાકાત નહીં કે શાહે કીરમાનની શમશેર સામે ઉભો રહે કે ટકી શકે. મુદઇઓના મોટાં લશકરમાં શાહે કીરમાન ને કીરમાની લશકરની જબરી દેહેશત પેઠી. તે તમામ લશકરના હાથપગમાં સુસ્તી દાખલ થઇને દીલમાંથી મરદાનગી બીલકુલ જતી રહી. મુદઇ લશકર પોતાના મોટા ને નામવર સરદાર મોહાવ્યાના જખમી થવાથી એટલુ તો નાહીંમત થઇ ગયું કે બીજા ચુનંદા આરબ સરદારોએ આ જંગમાંથી નામોશી સાથ નાહાસવા શીવાય બીજો ચારો જોયો નહીં, એવી બારીક હાલત આરબ લશકરની થઇ હતી. અને જંગ દરમ્યાન કીરમાની લશકરની જવાંમરદી ને જોસાથી જે કતલ ચાલતી હતી તે એટલી બોહલી હતી કે તેવી ખુનખાર જંગ સાસાન્યાન સલતનતની શરૂઆતથી હાલ લગાની પડતી દરમ્યાન કોઇ વખને પણ ચાલી હતી નહીં. પણ આ જંગનો છેડો કીરમાનીઓ તરફ જીત દરમ્યાન આવવાની અયન વખતે એક નાધારેલો બનાવ બન્યાથી જંગનો નસીબો ઉલટાયો.

જયારે જખમી મોહાવ્યાએ પોતાના જંગી લશકરની ખુહારી થયા ઉપરાંત હદથી જ્યાદા નામોશીમાં પોતાની હાર થવાની છેલી પળ જાણી ત્યારે તે કુનેહબાજ આરબ સરદારે એક વેહેમ ઉપર પોતાનો પાસો ફેંકવાને દરૂસ્ત જોયું. શીતાબ તે જાતે જખમી તન એક ઘોડા ઉપર

સ્વાર થઇને તે ખુનખાર જંગના મેદાનમાં આવ્યો. તેણે એક બસારતી પોકાર માર્યો. પોતાના નાહીંમત લશકરના સીપાહોને હોશ્યાર કરવા સારૂ તેણે આસ્માન તરફ ઉંચા દસ્ત કર્યા અને ખુદા તેને ફરીને જીંદગાની બક્ષીને જીવતો કરતો હોય એ મીસાલના દેખાવે તે પોતાનાં લશકરને અલ્લાએ આ જંગની જીત બક્ષી છે એવું યકીન મનાવતાંજ આગળથી નકી કરેલા એક અજમતી દેખાવના રૂમાલને એવી સીફતથી હવામાં ઉડાર્યો કે લશકરને તે આસમાન ઉપરથી આવી પડેલો દીસ્યો. જે ઉપર 'ઇસ્લામ ફતેહ' એ સખુનોનો ઝુન્દો જીબ્રાયલના દસ્તમાં આપ્યાનો નક્ષ હતો. આ દેખાવે ઇસ્લામ ફોજમાં નવું ઝનુન ને જુસ્સો ઉઠયો. નવું લોહી, નવું તેજ, નવી ઉલટ ને નવી જવાંમરદી ભરેલાં ઇસ્લામ લશકરે જીત થવાંની બાકી નહીં જાણીને બેદરકાર થતાં કીરમાન લશકર ઉપર જબરી ઉલટ લીધી. બાજી પણ એવી મચી કે જેમ ઇસ્લામ લશકર સુસ્ત ને ઇરાની લશકર તેજ હતું તેમ હવે ઇરાની લશકર સુસ્ત ને ઇસ્લામ લશકર તેજ થઇ ગયું. શાહે કીરમાન ને તેનું રક્ષક લશકર મુદઇઓ દરમ્યાન આગળાજ આતશી જુસ્સા ને તેજ હથ્યારથી જંગ મચાવતું હતું પણ હવે ઇસ્લામ લશકર આગલી દેહેશત ખાધેલી હાલતનું હતું નહીં કે તે નામદારોનો તે જંગી મારો કાંઇ મુરાદસર હાંસલ મેળવે! આગળો રોશન સીતારો નાબુદ થઇ ગયો હોય અને હાલે શીહા શીતારો આશકારા થયો હોય એવો ઇરાની લશકરનો મામલો થઇ પડયો. જ્યાં કીરમાની એક સમશેર કમમાં કમ બે આરબ સર સફા કરવાને ફાવતી ત્યાં આરબ સમશેરને કમમાં કમ પોતાના બે સર હવાલે કરતી ચાલી. આ રવેશનો હેવાલ નીપજતો થવાથી શાહે કીરમાન ને વજીરે બેહરામના મોહનો રગ જરદ માર્યો. મગર વજીર બેહરામે ખુબ ગોર કરીને ઝનુની આરબો દરમ્યાન પોતાના વતની લશકરનો ઘાણ નીકળી જતો બચાવ્યો. લડાઇ બંધ કરવાનો ઝુન્દો ઉડાર્યો, તે આરબ સરદારોએ પણ દુરૂસ્ત લાગાથી તેવાજ ઝુન્દાથી જવાબ વાળ્યો. બન્ને તરફ હજારો હજાર જવાંમરદ સીપાહોનાં મુડદાંના ટેકડા ઉઠયા હતા, અને જંગીઓને લડવા

માટે ચાલવાનો રાહ બીલકુલ રહયો હતો નહીં, એથી બન્ને લડાઈ ચલાવનારા વડા નામદારોથી આ રવેશ જંગ બંધ પાડયામાં તમામ તરફથી રાજી ખુશી ઉતરી હતી; મગર આ કહયા વગર ચાલતું નથી અગર જંગ ચાલુ રહી હતે, તો નવા જંગ જોશ ને ઝહનુનથી અરબસ્તાની લશકરનો પાસો સેજ વારમાં એવો આબાદ ફત્તેહમાં ઉતરતે કે ફરીને કીરમાની લશકર મેદાન દરમ્યાન દેખાવ દેવાનું કૌવત રાખતે નહીં. એ મીસાલે હાલ તરત તો શાહે કીરમાન ને તેનું જંગી લશકર એક મોટી નામોશી ભરેલી હાર પામવાના કમનસીબાથી બચી ગયાની પોતાને મુબારકબાદી આપતું લડાઇગાહમાંથી છાવણીમાં જઈ રહ્યું.

---

## બાબ ૫૫ મો.

**શાહે કીરમાનને પેગામ—તે નામદારનું પોતાનાં લશકર સાથ કીરમાન કુચ કરી જવું—બહખબામી ઉપર મોહાવ્યા—દાદનું અથોરનાન લશકર સાથ આવી પોહોંચવું—જંગ—મોહાવ્યાનું હુટવું.**

ભર દરયે લુટાયો કાફલો ચોખી આંટવાલો વેપારી,
ઝાઝમાં નાગી તલવારવાલી ઉતરી પડી ટોલી લૂટારી.
વખત કેવો કે ઉપર નવધાર વરસતો હતો વરસાદ,
વળી મધરાત દીલ ડરાવતી પડેલી હતી કાળી અંધારી.
નીચેથી મોજા ઉછળતાં વાદળને લાગી ગોયા રેહતા,
ચોગરદમ ઉછળતાં જીવતાં પાણીમાં લુટે પાડી ચીચ્યારી.
ખુન ભુતે આંધળો થઇ કઇ વ્હાડી ગરદન અમુલક ત્યાં,
સામે થનારા સફા થઇને બાકીએ પેઢી તાબેદારી.
વેપલામાં નફો ધારીને સફર જનારા જાન રૂસ્તમ,
સરજતના ફરતા ખુદરત પાસા સોટકાંથી હાણી સ્વીકારી.

શાહે કીરમાન ઘણાજ અફસોસમાં હતો. તે નામદારનાં જીગરમાં જેહાનનો નક્ષ હાલની જંગથી જુદા તરીકા ઉપર દોરાયો હતો. તે શાહ

પોતાની જીંદગીમાં આ પહેલી વખતે દીનદુશ્મનો સાથ હરીફાઇમાં શેહ કરતાં નબેતર હાલહવાલી પામ્યો, તેથી તેના સીનમાં દલેરીનો આતશ ફ્રોયલો થવા જેવો તેનો ચેહેરો ઝાંખો માર્યો હતો. તે નામદાર પોતાના દેહરામાં પોતાના જંગથી બચેલા તમામ સરદારો સાથ મળી વજીર બહેરામ તરફ જીકર લંબાવતો હતો. "ત્યારે આપણા પેલા મોટા અજમાયશી નામદાર દાદની ગણત્રી કહાડયા માફક દીનદુસ્મનોનાં મેદાનમાં લડી લડીને જીત મેળવ્યા છતાં હસ્તીમાં રહીશુંજ નહીં તો પછી પાદશાહાત તે કયાંથી બરકરાર કરીશું ને તખ્તનશીન તે કયાં થઇશું ? તેવી આપણા કયાની ટોળાની હાલત નજર આવે છે. અગર મને આ બાતેન ને અજમાયશ ખબર હતે તો હું તે મોટા નામદાર સાથ એકમત થઇને અવલ શાદી, બાદ જંગનો પાસો અજમાવને. અફસોસ મારાં જીગરમાં એજગેબી આફત ઉઠયા જેવી મારી હાલત મંદ થઇ ગઇ છે. અરે મારા પાદશાહી ખાનદાનમાંના આગળા કોઇપણ શાહજાદા કે શાહનાં મન ઉપર મારી આજની હાલત મીસાલના અંદેશાનો મારો ચાલ્યો હશે નહીં. પણ હવે મારા દાનાવ વજીર આ જંગમાં હકનાહક ફીરમાની લશકરની તારાજી કરાવ્યામાં કેવી નામદારી ફીરમાન મેળવે છે તે મને કેહશે ?' વજીર બેહરામ હાલમાં પોતાના પાદશાહને સાંભળીને બેશુમાર ખ્યાલમાં પડયો. અંતે તે બોલ્યોઃ—

"નામદાર શાહ, અગર અવ્વલથી નામદારોના નામદાર દાદના રૂકા ઉપર અમલ થયો હને અને આપણાં લશકરને બલ્ખબામી દરમ્યાન દાખલ કરીને આપણે તે પોલાદી કીલ્લાના આધારે મુદઇઓ ઉપર મોતનો મારો ચાલુ કરતા રહયા હને તો આજની હોનારતના અંદેશામાં ગીરફતાર થયા હતે નહીં. હવે આજનો સવાલ એવો છે કે આપણાં લશકરને જીવતું રાખવામાં આપણને હાંસલ છે કે હયાંજ જંગ દરમ્યાન નામદારીની શમશેર બજાવી આખર પામવું ? હુ મારી દુરઅંદેશીના દરયાવમાં હોમાઉં છું ત્યારે મને હાલની નાહકની જંગમાં બેગુનાહ જંગીઓના જાનની ખુવારી કરવાને દરૂસ્ત દીસતું નથી. ફીરમાની

સીપાહ કેવો જંગી છે તે જેહાન મશહુર છે. તે સાથ આ પણ મશહુર છે કે કોઇપણ કીરમાની જંગી બીન હાંસલ હરીફાઇમાં પોતાનો પંજો અજમાવતો નથી; અને જ્યાં પોતાની બાદશાહાત કે પાદશાહ કે વતન કે વતનીને એક જવની હાંસલ નથી, ત્યાં તો પોતાના મુદઇના મનનું કોઇ કામ કરવા દેવા માંહે પોતાની શમશેર ખેંચતો નથી. અગર ઇતેફાકે પોતાને નુકસાન ને મુદઇને હાંસલ જેવી જંગમાં હોમાવી પડયો તો ખુબ કળા ને સીફત વાપડીને મુદઇને હાંસલમાં મેળ્યા આગળ તે દરમ્યાનથી છટકી સાબુત નીકળી પડવાને ચુકતો નથી. એવો કીરમાની હાલની મોહાવ્યાની જંગમાં પડીને વગર હાંસલે પોતાના તનની કતલ કરાવવાને કેમ નાદાન્યત ચાહશે? આપણને હાલમાં ચોતરફના ઇરાન મુલકના મામલાની મુજાહેમત જાણવી જોઇએ છે. ખુદ આપણા મુલ્કે કીરમાનનો શો હેવાલ છે તે સંબંધી આપણા મુદઇઓ જેટલા જાણીતા છે તેટલા આપણે અંધારામાં છીયે. વખતે હાલ ત્યાં એવો પણ મામલો હોય કે તે દુશમનો વચે ઘેરાઇને શીકસ્તહાલ ધ્રુજતું હોય, કેમકે ત્યાં મુદઇઓ ઉલટી પડે તેઓને બરનો જંગી જવાબ આપનારૂં ત્યાં કયું લશકર રાખ્યું છે? એવા આપણા મુલકના ડામાડોળમાં ને આપણી બેખબરીમાં હયાં કે જ્યાં ના આપણી તલ જમીન કે ના રજ હાંસલ ત્યાં જંગ મચાવ્યામાં હેમકાઇ છે." વજીર બેહરાંમ હજી તો જે બોલવાનો હતો તેમાંનું પા હીસ્સે પણ બોલ્યો નથી, તેટલામાં ત્યાં એક પેહેલવાને હાંફતા ને દાઝી લોટપોટ થયલા જાસુસને લાવી હાજર કર્યો. તે જાસુસને જોતાંજ દરબારના દીલમાંની સબર ઉડી ગઇ. તમામ જંગીઓને પોતાનાં વતન મુલ્કે કીરમાન સંબંધી ખુદરતીજ વહેમ પડયો અને તમામના જીગરમાં ત્યાં જરૂર કોઇ આફત જાગ્યાનીજ બસારત પડી. તેટલાં રૂકો લઇ વજીરે ખોલ્યો અને તે માંહેના મકસદ ઉપર ચશ્મ ઠરતાં તેના હોઠ ફફડયા, સખુન લટર્યાં ને દસ્ત ધ્રુજ્યા, સબબ આ રૂકામાં સપેહસાલાર જેહાંગીરે શેહેરે કીરમાન ઉપરનો દુશ્મનનો ઘેરો ને ત્યાં દરરોજ ચાલુ થતી જંગનો હેવાલ લખ્યો હતો. શેહેરયારની જખમી હાલત ને હકીમોની તેના જાન

બાબેની ફીકરના ફકરાએ શાહે કીરમાનના દીલમાં દર્દ કર્યું. કોલ્લાની સો વર્ષે પણ મુદ્દઇ એક કાંકરી મેળવનાર નથી એ છતાં હાલના ઇરાની શીહા શીતારાથી શું ખરાબી ના નીપજે તે માટે કોઇથી અટકલો કરાય નહીં તો પછી ચોકસ તે કયાંથી કહેવાય? અંજામ બેશુમાર શીહા દીસવા લાગ્યો. શાહે કીરમાને પોતાનું મુલ્ક મેળી છેક એટલી દુરદરાજ રાહ ઉપર પોતાના મોટાં લશકર સાથ દેહરો મારીને પડી રહયાની હેમકાઇનો ખરો ખ્યાલ આવ્યો. હવે તે નામદારનાં દીલમાં પોતાનાં વતન કીરમાન ને કબીલાનો પ્યાર ઉછળી આવ્યો. શીતાબી કરતાં શીતાબ ત્યાં ખાનગી મસલહત પુર નકી થઇ. પવનનો એક સપાટો છુટતા અરસામાં ના હું કે હાં ને કીરમાની ફોજેએ ત્યાંથી પોતાના વતન તરફ કુચ કરી. કુચનો હોકમ પણ ઉગતરાહે ને કોઇની પણ સલાહ કે મસલહત વના અપાયો, કે કુચનું એક તુફાનજ ઉઠયું. જોતાં જોતાં ને વીચારતાં વીચારતાં તે મોટા કેશરાનો દેહરો ને તમામ સરનજામ મુલ્કે કીરમાનની રાહે ધસડાઇ ચાલ્યો. એવી તો અજાયબ ગુપચુપ ને ઝડપમાં તે મેદાન ખાલી કરીને કીરમાની લશકર ઉગત રાહે ઉતરી ચાલ્યું કે મોહાવ્યાના ખાસ રોણુ ફરતા તલાયાઓ વટીકને તેની સાસ જેટલી ખબર પડી નહીં. અરે કોઇ કેહશે કે તે આખું મેદાનજ કોઇ કરામત ઉપર સ્વાર થઇ ત્યાંથી ઉડી ગયું હોય એ મીસાલેનો કીરમાની તે મેદાન ખાલી કરી ગયાનો દબદબો મારતો હતો. જયારે આફતાબની રોશનીનાં પેહેલાં કીરણોનો વરસાદ વરસ્યો ને જેહાને રોશનાઇનો જામો પેહેર્યો ત્યારે કીરમાની લશકરનો એક પણ પ્યાદો સ્વાર કે બોચકો કે ઉંટ કે ઘોડાને નહીં જોયાથી મોહાવ્યા ને તેનાં તમામ લશકરની તાજુબીનો પાર રહયો નહીં. તે તમામ દીન પોતાનાં લશકરને ખુબ હોશ્યારીમાં રેહવાનો મોહાવ્યાએ હોકમ કહાડયો હતો અને પોતે જખમી બદન છતાં પોતાના તમામ સરદારો સાથ દરબાર ભરી તરેહવાર તકરાર ને જીકર ચલાવતો બેઠો હતો. શાહે કીરમાન આ મેદાન મેલી જાય અને બલ્ખબામી ઉપર કોઇની પણ હરીફાઇ વગર અરબસ્તાની ખલીફની મુરાદ મુવાફેક એક ચઢાઇ લઇ જવાય એ હેતુ

તો અવલથીજ મોહાબ્યાએ સાચવ્યો હતો; તેટલાં ખાતર તો તે મોટા દુરઅંદેશ આરબ હાકમે એક ફોજ મુલ્કે ફીરમાન ઉપર રવાના કરી હતી. મોહાબ્યા પોતે પણ તે શાહે ફીરમાન પુરી શીકસ્ત મેળવે નહીં ત્યાં લગી તેને પોતાના પંજાથી નહીં છટકી જવા દેવા માટે ઘણો હોસ્યારીમાં રહયો હતો, પણ તેની જખમી હાલત જે તેની વકી માફકની મુરાદથી ઉલટી બાજી નીપજી તેથી તે ગફલત પામા ગયો. જયાં તેનું લશકર નાહીંમત થઇને હારી જવાની પળ લગી પોહોંચી વળ્યું, ત્યાં તે પોતાની બાજી સમાલવાની પંચાતમાં પડે કે બીજાની ઉપર બાજી લેવાની હોસ્યારી જાળવવાનો જુમ્બો ઉઠાવે? એ રીતે મોહાબ્યા પોતાના આગળા મરાદા માફકનો જંગનો મામલો ઉપજાવવામાં ગાફેલ માર્યો; તેનો લાભ શાહે ફીરમાનને મળ્યો. શાહે ફીરમાનને જે લાભ મળ્યો તેનો તેને કાંઇ કાળ ખ્યાલ નહીં હતો, મગર સપેહસાલાર જેહાંગીરનો ડંકો ને બીન હાંસલ કતલ થવા જેવી જંગી ફીરમાની લશકરનો ખ્યાલ, બન્ને સાંટકે છેક તે નામદારના શીહા સીતારાનો દોર નરમ પાડયો; પણ મોહાબ્યાએ તો એ બાજીજ નીપજનારો હીસાબ આગળથી ખેંચીનેજ ફીરમાન ઉપર ઇસ્લામી મહજબમાં આવેલા ઇરાની લશકરને આરબ સરદારો સ્વાધીન મોકલેલું હતું, તેથી મોહાબ્યાને આ બાજી હાથથી ગુમાવ્યાને સબબે જે અફસોસ ઉપજ્યો તે હદ વિનાનો હતો. એક જબરો શેર પોતાની કમંદમાં આવી જઇ બંધાયા પછી એટલો આશાન છુટી જવા પામ્યો, એ કાતેલ ખ્યાલ આવ્યાથી તે જંગી મોહાબ્યાને હાલની જખમી હાલતમાં બેવડાં દર્દનો વધારો થયો. મોહાબ્યા પોતાના જખમ ખાતર આ મેદાનમાં હફતાલગી કશી પણ જાણવા જોગ હીલચાલ કર્યા વગર પડી રહયો; તોપણ તે જંગીએ એક હીલચાલ કરી, તે તેનાં લશકરને હવે પછી બહુ કામ લાગી. આ હીલચાલ પોતાના જખમી હીંગામમાં ઇરાનની તમામ છુપી ખબર મેળવનારા જાસુસો મેલ્યાની હતી. લગભગ પચાસ વફાદાર જાસુસો અસલ તો ઇરાનીઓ પણ હાલ ઇસ્લામી બનેલાઓ પોતાના જાતભાઇ-ઓના તમામ ભેદ ભરમોનો મુદો લાવીને મોહાબ્યાને ખબરદાર કરતા

ચાલ્યા. આ કીસમના દગાબાજ બેદીન ઇરાનીઓએજ છેક શાહાનશાહ ખુશરો પર્વેઝના જમાનાથી જરથોસ્તી શાહાનશાહાતનો પાયો નબળો કરવાની કસરવેઝી ચાલુ કરી હતી. ઇરાનની શાહાનશાહાત તારાજ થઇ તે એવા દીનદુશ્માઉ દગાબાજ બેદીલ ઇરાનીઓએ કરી છે તેટલી ઇસ્લમીઓથી નથી થઇ એ નકી જાણવું.

હફતો એક તમામ થયો ને મોહાવ્યા પણ જખમથી સાજો થયો. તે જંગી ઘોડેસ્વાર થવા જેટલું કૌવત પામ્યો કે લાગલો પોતાનાં મોટાં લશકર સાથ બલ્ખબામી ઉપર ધસ્યો. બલ્ખબામી હાલ એક પોલાદી કીલ્લાનું બળ ધરાવતું હતું. ત્યાં દસ્તુર બેહરામ ને શાહજાદો શાપુર બન્ને મોટાં તો નહીં પણ જંગી જવાન લશકર સાથ રખેવાલી કરતા હતા. ત્યાં શાહજાદી ગુલશીરીનાનું લગભગ ત્રણ હજાર જંગી બાનુઓનું પરીજાદ લશકર હતું, તે એવું તો તીરનદાજી હુન્નરમાં સરસ નેમબાજ કેળવાયલું હતું કે તે બરાબરી તે જમાનામાં કોઇ શાહાનશાહાતનું મરદાનું લશકર હતું નહીં. તે સાથ ત્યાં તમામ નાની મોટી વસ્તી ઇરાની અનજુમને પણ પોતાનાં જેર ને બદન માફક દીનદુશ્મનોના દસ્તમાં ગીરફતાર થઇને પોતાના મહજબ ઉપર કાળો ડાઘ લગાડયા કરતાં જંગમાં લડીને જાન આપવાનો ઇરાદો કર્યો હતો. તે અનજુમન પણ પંદરથી વીસ હજાર લગી સંખ્યામાં હતી. એ રવેસે બલ્ખબામીનો બચાવ હતો. તેનો કુદરતી બચાવ હતો તે તો તેની આસપાસનાં મોટાં બિયાબાન મેદાન ને કોહ ને ખાહી જ્યાં કોઇપણ બેખબરો શખસ કુચ કરે તો જંગ કરવા લગી હૈયાત રહે ત્યારની વાત, પણ એક ફરસંગ બે ફરસંગ મંજલની કુચ દરમ્યાનજ કોઇ કોહ, ખાહી કે જંગલમાં અટવાઇ જવાનો સોએ સો હીસ્સા જોખમ સમાયલોજ. એ બીજો બલ્ખબામીનો બચાવ હતો. તે બલ્ખબામી ઉપર મોહાવ્યા લશકર લઇ ચહડાઇ કરવા કુચ કરી ચાલ્યો. આ તરફ રાહ દેખાડવા ખાતર ખાસ તેને પોતાની સાથ સીરીયાના માહીતગાર વટલેલ ઇરાનીઓની એક જંગી ફોજ લીધી હતી. તે ઉપરાંત બીજા તે રાહના જાણભેદુઓ ને જાસુસો લીધા હતા તે જુદા; એ

બીસાલની તમામ સાવચેતી સાથ બલ્ખબામી ઉપર મોહાવ્યાની ચઢાઈ આવી. બલ્ખબામી એક વખત જંગી આરબોએ ફત્તેહ કર્યું હતું તે છતાં હાલની જંગમાં મોહાવ્યા તે ફત્તેહ કરવા સારૂ ધચુપચુ મન થયો. આખરે મોહાવ્યાએ બલ્ખબામીના મગરેબ દરવાજા સામે પોતાનાં લશકરના દેહરા ખેંચાવ્યા. જંગ શરૂ કરાવી તે એક હફતા લગી ત્યાંની તમામ રાહ બ રાહથી ખબરદાર થયા પછી અવ્વલ તીરનદાજી લશકરને હરોલમાં રાખીને તીરનો મારો ચલાવ્યો.

આ જમાનામાં આરબ ચઢાઈનો તીરનદાજી ઉપર ફત્તેહનો મોટો આધાર રેહતો હતો પણ ઇરાનીઓ તો તીરનદાજી સાથ આતશનો મારો ચલાવ્યામાં ઘણા કુશળ હતા. પાસેની લડાઇમાં શમશેરબાજી દરમ્યાન ઇરાની જંગીને કોઇ પોહોચતું નહીં અને હરીફ ઉપર કમંદબાજી" તો હરકોઇ ઇરાની સીપાહને રામસ્નીના મહીમાં મીસાલે હતી, તેથી જેવી મોહાવ્યાના લશકરની હરોલમાંથી તીરનદાજી ચાલુ થઇ કે કોટ ઉપરથી ઇરાનીઓએ આતશનો મારો ચાલુ કર્યો. જે માંહે તીર, છુટભાલડી, લોખંડના સાહતુર વગેરે તરેહવાર આકારનાં ઝેરી ધારદાર હથ્યારો વટીકનો મારો પણ ચાલુ થયલો હતો.

બલ્ખબામીનો બચાવ બે મોટા જંગીઓની સરદારી હેઠળ ચાલ્યો. મોહાવ્યાના જબરાં લશકરના તીરનદાજી મારાથી કોટના બચાવ કરનાર લશકરને કશો એલજામ પોહોંચ્યો નહીં પણ કોટના બચાવ કરનારા લશકરનો આતશી મારો ઘેરો ઘાલનાર લશકરને આબાદ લાગુ પડીને આરબ લશકરની પાયમાલી થવા લાગી. આરબ લશકરને જંગની રાહ દેખાડનારા દગલબાજ ઇરાનીઓ હતા; તેથી કીલ્લાના જબરા મારાથી નાસીપાસ થતી હાલતમાં જે જે જાતની હીંમત ને ઉલટ આપવાની જરૂર, તે પેલા બેદીન થયલા ઇરાનીઓ તમામ રીતે આપીને જંગમાં તાજો ને તાજો જુસ્સો ને જોર રખાવી શકતા હતા. મોહાવ્યા એક મુદ્દત થઇ ઇરાની સરજમીન ઉપરની હાકમીમાં બરકરાર થયલો આ ઇરાની મરદાનગી ને ઉલટ માટે પુરતો વાકેફગાર થયલો હતો. તે પોતાનાં મનમાં

પુર ખાતરી હતી ભરેલો હતો કે જો થોડીક મુદ્દત સબર અખત્યાર કરી તો જીત ને નામદારી તો આખરે ઇસ્લામ ખલીફાની પેશાની ઉપર ઝળકાટ રોશન કરનાર છે. એશઆરામનો જમાનો ઇરાનમાં જે વખતથી દાખલ થયો અને તેનો મોટો મુરંબી શાહાનશાહ ખુશરો પરવેઝ થઇને રંગ રાગ ને ઝળકાટમાં પળોટાયો, તે વખતથીજ ઇરાનની પેહેલવાની સરજમીન ઉપરથી તાકાત ને જીત બન્નેનાં કદમ હટતાં ગયાં. તે જમાનો હજી પણ ઇરાનને હેરાન કરતો હતો. દીનદુશ્મનોએ તે જમાનાના રંગ ઉપર જંગ બરપા કરી આજે એ કયાની શાહનશાહાતની શીકલ લગભગ જાયાં કરી હતી, તે હવે આ જેહાન ને જમીન ઉપર નીસ્તી પામવા સારૂં આ જંગમાં ઉતરી હોય એવું મત મોહાવ્યાનું બંધાયું હતું. એક મોટી જંગ અને તમામ વફાદાર વતનીઓની પોતાના ઇરાન વતન ખાતર જાનફેશાની; એટલે અરબસ્તાન ને ઇરાન વચ્ચેની જંગનો છેડો આવ્યો અને હંમેશનું ઇરાન ને તેની તમામ ખલક પોતાનાં નામ, કામ ને દમામ ફેરવી ઇસ્લામી એખત્યાર કરી જુની તવારીખમાં પરવાયુંજ. આ મત ઉપર મોહાવ્યા આ જંગની છેલ્લી લડત લેવામાં ઉલટમંદ હતો. અને આ ઇરાની જંગ પણ તેનાં બખ્ત પ્રમાણે છેલ્લી લડત કરીને પોતાના વફાદારોનાં તનબદન ઉપર શેકારબાજી ચલાવવાને રાજી હોય એવો આસમાની ભેદ જણાતો હતો. મોહાવ્યા રોજબરોજ તરેહવાર કીસમથી જંગનો પાયો રચતો હતો અને તરેહવાર ઢપે કીલ્લાના બચાવ કરનાર પીલતન ઇરાનીઓને લાલચમાં નાખી ફોડવાની કળા વાપરતો હતો, મગર વફાદારી જેનું નામ, તેવા નેક જીગર વફાદાર ઇરાનીઓ મોહાવ્યાના ઇરાદાની મજાક કરતા હતા.

મોહાવ્યાએ પોતાના તમામ સરદારો સાથ બલ્ખબામી ઉપર હુમલો કર્યાને એક માહ પુરો થયા પછી દરબાર ભરી, અને જંગ યાહોમ ચલાવ્યાની જીકર કાયમ કર્યા પછી અંતે ચોતરફથી કીલ્લા ઉપર જબરો મારો ચલાવવાનો નકી ઠરાવ અમલમાં મેલ્યો, કે બલ્ખબામીના કોટ ઉપર મસ તુફાન ઉલટયા સમ મહજબ મુદઇઓના ટોળેટોળાં ચોતરફથી

સીડીઓ મેલી ચહડવા ને જાનની પરવા છોડી લડવા લાગ્યા. આ ઝનુન ને જોસ્સો જોઇને શાહાજાદા શાપુર ને દસ્તુર બેહરામનાં દીલ ધુજ્યાં. તે નામદારોની હીંમત તુટી. ઇરાની જંગના હથ્યાર નાકારગાહ થવા લાગ્યાં. કોટ બચાવવાનો અંદેશો, જે મોટી ફીકર ઉપજાવતો હતો તે ત્યાં શાહાજાદી ગુલશીરીનાનું મથક હોયાથીજ, અગર નહીં તો શાપુર ને બેહરામ એક મસલહત થઇ જઇ બેમાંથી એક અગરેબના દરવાજેથી બાહેર નિકળી પડીને દીનદુશ્મનનોનાં લશકરની ગોયા કતલ કરી નાખવાની બાજી રચતે. મગર શાહાજાદીનું મથક હોયાથી કીલ્લા દરમ્યાન રહીનેજ લડાઇનો જવાબ વાળવા શીવાય બીજી રવેસનું કોઇપણ કદમ ભરવામાં સલામતી કમ જાણી.

જંગ, જંગ ને જંગ બલ્ખબામીને ગોયા કોઇ નાપાક બળા વળગી હોય એ મીસાલ મોહાબ્યાએ ત્યાં ધુજારો મચાવ્યો. મોહાબ્યાના લશ્કરમાંના મરતા સીપાહોની જગોએ બીજા નવાં નવાં આવી મળતાં ઇસ્લામ લશકરોથી ભરતી થતી હતી પણ બલ્ખબામીના બચાવ કરનારા સીપાહોની લોઠ પડીને જગા ખાલી થતી તે હંમેશનીજ ખાલી રહેતી હતી. બીજો માહ પુરો થતાં આરબ લશકરની પાયમાલી બેહદ છતાં તે માંહે નવાં લશકરની ભરતીથી કશો ખાડો પડયો હતો નહીં પણ કીલ્લાના જંગી લશકરમાં લગભગ ત્રણથી ચાર હજાર ચુનંદા તીરનદાજો ને હોમલો અટકાવનારા પેહેલવાનો ખપ્યા અને જંગનો જવાબ આપવાનું જોર ત્રીજે હીસ્સે કમી થઇ ગયું. ત્રીજો માહ શરૂ થયો, તે રાતે ઇરાની કીલ્લા ઉપર મોટી ગરબડ ચાલુ રહી. દુશ્મનોનાં લશકરમાં મસ મોટી મસાલો સળગીને બલ્ખબામાનો કીલ્લો આતશની ચેહથી ઘેરાયા જેવો આફતનાક બનાવ બન્યો હતો. દરેક જંગી ને જોરેમંદ ઇરાની સીપાહનાં દીલમાં દેહેશત ઉપજી રહી હતી. શાહજાદો શાપુર નામદાર બેરામ સાથ ગુફતેગુ કરવા લાગો "અરે આ બારીક વખતે મોટો જંગી દાદ કયાં છે? જે નામદારને તમામ બીનાની ખબર કરનાર માહ ચુનંદા ઇરાની કાસદો મળેલા છે, અને જે દુરઅંદેશના નખમાં

હકૃત અકલીમનો હીસાબ મોજુદ છે, તે મોટો જંગ આઝમોદાહ નર આજ શું બેપરવા થઇને કોઇ બેખબર સરજમીન ઉપર પોતાનો દેહરો તાણી પડયો છે? કે જે વખત જાય છે તે વખતમાં આ મુદઇઓ કીલ્લાને ચોતરફથી સળગાવી નાખવાની હીકમત લડાવતા હોય એવો હીસાબ નજર આવે છે, અથવા તો એવી દેહેશત પેઠાથી આપણે તમામ ઇરાની લશકર સાથ જીવપર આવીને કીલ્લા બાહેર નીકળી પડીયે, કે મુદઇનાં મનની મુરાદ સફળ થવાનો પાસો પડવા દેવા જેવા ફાસાંમાં ફસાઇ જઇએ. ગમે તે હોય પણ હાલનો મુદઇઓનો ધુજારો પોતાની હદ મેળીને બેશુમાર આગળ વધ્યો છે અને આપણા ઉપર જંગ કરતાં હજાર ઘણી બારીક સમજ વાપરવાની ફીકર આવી પડી છે; તે આપણી એક શાંહજાદીનો બચાવ કરવાનો જુમ્મો આપણી ગરદન ઉપર લટકયો છે. કરવું કેમ! અરે પેલી તરફ તો મોટી આગ પણ લાગવાનો ઝળકાટ પંદરાયો છે. જ્યાં છે ત્યાં મુદઇઓ દગલબાજીની બાજી માંડવામાં પોતાના મગજને મસ્તીનો જેટલો ઉપયોગ થાય છે તેટલો કર્યાની અવધી કરે છે. અરે આ કેવી તરેહની જંગ ને કળા વપરાય છે કે કીલ્લાના મગરેબી દરવાજા ઉપર આતશનું તુફાન ફુકાયાની જે પળ જાય છે તે પળમાં શરૂઆત થઇજ. શું મહજબ મુદઇઓના મસ્તકમાંથી મરદાનગીનો છાપ છેક ભુસાઇ ગયો કે નામોશીના દરયાવમાં ડુબવા જેવો નામરદો ઇલાજ લેવાને ઉશ્કેરાયા છે!

શાહજાદો શાપુર આ દેહેશતનો ખ્યાલ લંબાવે છે તેટલાં તો ત્યાં એક આગ આસ્માનતાઇ ઉડતી બહ્મબામીના કીલ્લાને ફુકી દેવાનું સાધણ થવાને મંડાણ કરવા લાગી, દસ્તુર બેહરામ ને શાહજાદા શાપુરના મોહ ઉપર આફતે ઘેરો ઘાલ્યો. દરેક ઇરાની આ આગ ઉપર આબનો મારો ચાલુ કરવા દરમ્યાન કાતેલ તીરનદાજીનો હુન્નર અજમાવવા લાગ્યો. દરેક જંગી અથોરનાન જાન ઉપર આવી જઇ કીલ્લા બાહેર નિકળીને દીનદુશ્મનોનાં લશકરનો ઘાણ કાઢવાના ખ્યાલમાં ગરમ થયો. શાહજાદી ગુલશીરીના પોતે પણ આ વખતે પોતાની બાનુ ફોજ સાથ કીલ્લાના

બુરજ ઉપર આવી અને પોતાના તીરનદાજી હુન્નરથી હારેમન મીસાલન મુદઇઓની કીનાબાજ ફોજનો જબરો ખરાબો કરવા લાગી; પણ દુશ્મને આગના હોમલાથી કીલ્લાને ખાક કરી નાખવાના મનસુબાથી હટ્યા નહીં. વખત એવો બારીક આવી લાગ્યો કે એકી વખતે તે સારે કીલ્લો આગનો ભોગ થઇને ત્યાં જમાવ થયલી તમામ ઉલટમંદ ને વફાદાર ઇરાની ખલકનો આંકો લાવી મુકે; મગર માનવીનું ચાહવું ને મજદાનું કરવું, તેમ આફતમાં ઘેરાયલી ઇરાની આલમે પોતાનાં પાક દીલથી મજદાથી મુરાદ ચાહી કે 'આ માહ આફત વખતે મદદ મોકલ' અને તેમજ મજદાએ તે મુરાદ બક્ષીને દસ્તુર દાદને ત્યાં પોતાનાં મસ લશ્કર સાથ લાવી હાજર કર્યો. મદાયુનથી કુચ કરતાંજ દસ્તુર દાદને રાહ દરમ્યાન વફાદાર જાસુસોથી ખબર મલી કે 'મોહાવ્યાએ લશકર ખેંચ્યું અને શાહે કીરમાન સાથ જંગ થઇ મગર ઇતેફાક એ બન્યો કે શાહે કીરમાન જંગ બંધ પડયાની શીહા રાતે છુપાછુપ પોતાનાં લશકર સાથ તે મેદાનથી કુચ કરી ગયો અને મોહાવ્યા બલ્ખબામી ઉપર લશકર લઇ ચાલ્યો આ ખબર એટલી તો પુર ચોંકાવનારી મળી કે નામદાર દાદની નેગા હમાંની રોશન જેહાન બીલકુલ શીહા રંગ થઇ ગઇ. 'શાહજાદી ગુલશીરીનાની કેવી હાલત થશે જો મોહાવ્યાએ પોતાનાં તમામ બળથી કીલ્લા ઉપર લશકર ચહડાવ્યું તો.' એ વિચારે તે નામદારે વીજળી મીસાલે કુચ કરી. જ્યારે છુપા માર્ગે બલ્ખમાંના મેદાનમાં જવાના નાકા ઉપર આવ્યો ત્યારે તે નામદારે દસ્તુર જામાસ્પને અર્ધ ઉપર જંગી લશકર સાથ તે માહે ઉતારી ત્યાં રવાના કર્યો, અને અર્ધ લશકરથી પોતે ખુલ્લાં મેદાન માંહે મોહાવ્યા સાથ દસ્તબદસ્ત જંગનો પાસો અજમાવાને ઠેરાવ કર્યો. આ ઠેરાવ માફક તે આ બારીક વખતે લશકર સાથે આવી લાગ્યો પણ ત્યાંનો મામલો જાણતાં ને આતશને કીલ્લા ઉપર પંડરાઇ જવાનો હીંગામ જોતાંજ તે નામદારે પોતાના કુચ કરી આવેલાં લશકરને એક પળનો વીસામો આપ્યા વગર મુદઇઓની છાવણી ઉપર હોમલો ચાલુ કર્યો. એક જબરી જંગ ત્યાં બરપા થઇ અને શીહા શબને

હીંગામ આગથી રોશન હોયાથી આરબને આરબ દેખાયા છતાં ખુદા માલુમ કેઇ મસ્તાન ધુંઇ મગજમાં ઘુમી કે આપસ આપસમાં કતલ ચાલુ કરવાની ભુલથાપ ખાવા લાગ્યા.

નામદાર દાદ ને તેનું અથોરનાન લશકર શુદ્ધ સફેદ ચમરના બખતરમાં વીજળી ઝાંખી પડે તેવા ઝલકના ઓળા ફેંકનારાં હથ્યારો લઇ હોશથી બેહોશ થયલાં આરબ લશકર ઉપર ઉલટી પડયાં, અને કીલ્લાના લશકરને આગવાગા ભાગ તરફ નીકળી આવીને જેટલી પણ ઝડપ થાય તેટલી ઝડપે આબનો મારો ચાલુ કરનારી નીશાન ઉડારી. તેટલાં તો કીલ્લામાં દસ્તુર જામાસ્પ પોતાની ફોજ સાથ છુપી રાહે પુટી નીકળ્યો. તે નામદારે શીતાબ ઘાસ્તીમાં ગીર્ફતાર થયલા દસ્તુર બેહરામ ને શાહજાદા શાપુરને ખુબ ઉલટ આપીને ફરી જોરેમંદ કર્યા. શાહજાદી ગુલશીરીનાની દેહેશત ખાધેલી શીકલ સામે જઇને તે જંગી જામાસ્પે કુરનસ બજાવી અરજ કરી "ઓ નામદારોની નામદાર શાહાન-શાહજાદી! જ્યાંલગી શમશેર બાંધીને દાદ ને જામાસ્પ દીનદુશ્મનો સામે જંગમાં છે, ત્યાંલગી કયાંની ઇરાનની હકદાર તાજે તખ્તની માલેકને જંગગાહમાં કમરબંદ થઇ આવી હાજર થવાનું શોભે નહીં." એ કહીને તે નામદાર શાહજાદીને તેના તમામ બાનુ રેસાલા સાથ મહેલમાં મોકલી દીધી. પછી પોતે દસ્તુર બેહરામને કીલ્લાથી મારો ચલાવનાર જંગી લશકર સાથ મેલીને શાહજાદા શાપુરને દસ હજાર અથોરનાનો સાથ આગ હોળવવાને કીલ્લા બાહેર કહાડયો. દરવાજો ખુલ્યો પણ ત્યાં જે બીજી કોટ મીસાલની ઇરાની ફોજ ગોઠવી, તેથી મુદઇઓને એક મસ્તકની જગો ચાર મસ્તક ને બે દસ્તની જગો આઠ દસ્ત ધરાવે તોપણ તે વચ્ચેથી પસાર થવાને કીડી જેટલો પણ રાહ પામવાને મુશ્કેલ હતું. અંતે નામદાર દાદે આવીને જે જંગી મારો મોહાવ્યાના ખાબમાં નહીં તેવા ખુનખાર મારાથી તેના જંગી લશકરની ખરાબી કરી નાખી. દાદથી મોહાબ્યા ધુજ્યો. અવલ· તે જંગી આરબ સરદારે દાદને જોયો ત્યારેજ અરધો તો દેહેશત ખાઇ પડયો હતો પણ જ્યારે તેની કઠણ જંગ ને

દરયાવના મસ મોજા મીસાલની ચલાવેલી કતલ જોઇ ત્યારે તો મોહાવ્યાના ચેહરાનો રંગ ઉડી ગયો. તે નામદારે એવી આફતનાક જંગ સામે હુલડાઇથી ઉભું રહીને પોતાના લશકરની તારાજી કરવામાં દાનેશ જોઇ નહીં. એક પલક તે ચુપ પોતાના ઘોડા ઉપર ઠરી રહયો. પોતાની આગળ પાછળ પોતાનાં મુદઇનાં લશકરની ચાલતી લડાઇ જોઇ, અને બીજી પળે તે નામદારે જંગના મેદાનથી હટવાનો હોકમ અમલમાં મેલ્યો. બોલ બોલતાં તુફાન નરમ પડયા મીસાલે આરબ લશકરે ઝનુનથી જાન ખોવા કરતાં જાન બચાવવાની ગત વાપરી. જંગી દાદને પણ તેજ જોઇતું હતું, સબબ તેનું લશકર એક વખત જે ખપ્યું તે ખપ્યુંજ, જેની જગા પુરવાને બીજું લશકર તો હોયજ કયાંથી? માટે મોહાવ્યા હટવા લાગો તે સામો બાહોશીથી પોતાનો મારો ચાલુ કરાવતો ને દુમબાલે લાગતો કોટની મદદ મલ્યા લગીની હદલગી પોહોંચ્યો. એ રવેશે મોહાવ્યા ને દાદની હમનબરદી ને જંગનો મામલો નીપજ્યો હતો.

---

## બાબ ૫૬ મો.

## દસ્તુર દાદ મોહાવ્યાની દુમ્બાલે સીરીયામાં–વટલેલ ઇરાનીઓની કતલ. સીરીયાના મેદાનમાં મોહાવ્યા ને દાદ.

દીવીમાં જોઇ ઝળકતી સમા, તરૂપે જોઇ કળીને ખીલતી,
ચાતકને જોઇ ઝીલતી બુંદા, ચંદાપે જોઇ ચકોર ફીરતી.
ખુશબોમાં જોઇ પમરતી લહેકી, ચાંદીપે જોઇ મોહની રીજતી,
તુખ્મમાં જોઇ જીંદગી તેકી, ગગનપે જોઇ નુરાની હીલતી.
શરમમાં જોઇ જળતી વફા, મો'બતપે જોઇ માશુક જીવતી,
સચૈમાં જોઇ ઇરાની મમતા, નગદમાં જોઇ ઠગૈ નીભતી.
શમશેરમાં જોઇ રોશની જંગી, રોશનીપે જોઇ મદદ મલતી,
રૂસ્તમ કહે જોઇ તંગ તકદીરમાં, કયાની શાહનશાહાત ચમકતી.

મોહાવ્યા હટતો ચાલ્યો. તેને જતો મેળવાનો વીચાર માંડી વાળતાં નામદાર દાદે દસ્તુર જામાસ્પને તથા શાહજાદા શાપુરને તેની ફોજ સાથ

શ્રધ તે પાછલ દુંબાલે પડયો. બલ્ખના કીલ્લાને બાળી ખાક કરવા જેવી લગાડેલી દુશ્મનોની આગ તદન હોળવાઇ ગઇ હતી તેમ ત્યાં હાલ તર્ત તો કશી દેહેશતની પંચાત આવી પડનાર નથી, એ નચીંતાઇએ નામદાર દાદને ઇરાનીઓનો નસીબો અજમાવવાને પુરતી તક મળી. તે પોતાના જાન ને ઇમાનના વેરી મોહાબ્યા ને તેની ફોજનો જમ થઇ પડયો. એક ગમથી શાહજાદો શાપુર, બીજી ગમથી જંગી જામાસ્પ ને ત્રીજી ગમથી પોતે પોતાના પેહેલવાન મીસાલનાં અથોરનાન લશકરથી મોહાબ્યાને ખુબ જીરજબર કરી નાખ્યો. અને તે બાજી આબાદ પાર ઉતારતાં લગોલગ સીરીયા લગી આવી લાગ્યો. હયાં આવતાં નામદાર દાદને ત્યાં એશઆરામમાં વસ્તી વટલેલ ઇરાની ખલકને જોતાં જીવમાં કીનો સળગી પોતાના નેયાગાનોનો કીનો લેવોજ યા તો આ જીંદગી બીલકુલ હરામ, એ ખ્યાલ કાયમ થયો. એ ખ્યાલ તે નામદારે જંગી જામાસ્પ ને શાહજાદા શાપુરને કહી સંભળાવ્યો. હજી તો અથોરનાન જંગીઓની શમશેર ને કમાન તેઓના જોરમંદ દસ્તમાં ચાલુ છે તેટલાં વળી તે જુસ્સામાં એવડી ઝડપ ને ચાલાકી બજાવવાનો હોકમ થયો. મોહાબ્યાને દુમ્બાલેજ સીરીયાના મુલકમાં નામદાર દાદ પોતાના તમામ સરદારો ને હમનશીનો સાથ દાખલ થયો, કે 'યા પરવરદેગાર તારી મદદ' એ પુકાર મારતાં વફાદાર દીનદોસ્ત ઇરાની સીપાહોએ ઇસ્લામી અખત્યાર કરેલી ઇરાની ખલક ઉપર કતલ ચાલુ કરી. માર જવાંમરદી તારો રોબ ને બોલ રે દીનદાર તારો હાંદેશો કે હયાં જે કતલ થાય છે તે વતની વતનીનીજ કરે છે પણ બન્ને વતનીમાં ફેર પડયો છે. એક વતની વતન ને દીનનો તાબેદાર છે ત્યારે એક વતની વતન ને દીનથી સર ફેરવનાર છે. એક વતની પોતાની શાહાનશાહાત મેળવવા સારૂ મરદાનગીથી મેદાન માંહે પોતાનું સર હોમાવી પડયો છે, ત્યારે બીજો વતની પોતાની શાહાનશાહાત ગુમાવીને બેદીન થયો છે અને પોતાનાં આ જેહાનનાં સુખને ખાતર પેલી જેહાનના હમએરાહને હારી ચુકો છે. જ્યારે એક વતની પોતાનો તમામ ફાની મહીમા ફરામોશ કરીને પોતાના નેયાગાનોની પાદશાહાત પાયમાલ કર-

નારાઓ ઉપર કીનો લેવા ને પાદશાહાત છોડાવવાને જીવની પરવાહ વિના જંગમાં ઘુમ્યો છે ત્યારે બીજો વતની ફાની મહીમામાં લલચાઇ પોતાના નેયાગાનોની શાહાનશાહાત તારાજ કરનાર સાથ એખલાસ બાંધીને પાદશાહાતનો ગમ ભુલ્યો છે ને જીવની પરવા ધરી દીન મેળી બેદીન થયો છે. તેવી કીસમના બે જુદી જુદી બાજીના ખેલનારા ઇરાનીઓમાં કતલ ચાલુ થઇ. આ વખતે ખુદા ખેર કરે દાદની દાનાઇથી કે તે નામદારને તો વટલેલ ઇરાનીઓ ઉપર એટલો કેહેર છુટો કે કોઇપણ જાતની દયા કે ઇન્શાન્યત તો હોય નહીંજ, એ મીસાલે તે બેદીન ઇરાનીઓનાં કુટુંબનાં કુટુંબ કતલ અને તેઓનાં ઉંચા મકાન બોલબોલતાં જમીનદોસ્ત કરતો ચાલ્યો. ગોયા એજગેબી આફત ઉલટયા મીસાલ નામદાર દાદ ગોયા સીરીયાના વટલેલ ઇરાનીઓનો જમ જમીન' ફાટી બરપા થઇ આવ્યો હોય એ મીસાલે ત્યાં ખુનખાર કતલ ચાલુ થઇ. શું બચ્ચાં, જવાન કે જઇફ; શું મરદ કે ઓરત, શું અમીર, ઉમરાવ, સોદાગર કે નોકર નફરો, ગોયા કોઇ ખુદાઇ ખોફમાં આવી જઇ તારાજ થઇ જતાં હોય એ મીસાલે નામદાર દાદના કીનાનો આતશ સળગ્યો અને કતલ ચાલુ થઇ. ગોયા તે ખુશ આબોહવાની સરજમીન લોહીનો દરયાવ બની ગઇ હોય એવો આફતનાક હોનારતનો વંટોળ્યો ફુકાયો. રેહેમ તો આ વખતે સીરીયાની હદમાંથી દાદની શમશેરની દેહેશતે નાહાસી ગઇ હોય અને જ્યાં ત્યાં બસ કતલ કતલ ને કતલનો ત્રાસ ધીકી રહયો હોય એ મીસાલ સીરીયાના વટલેલ ઇરાની કબીલાના કબીલા કતલ થઇ ગયા. એક દીન ને એક રાતમાં લગભગ તમામ વટલેલ ઇરાનીઓની કતલ થઇ ગઇ હોય ને હવે જે બચી ગયા હોય તે તેવી કોઇ છુપી જગોએ જઇ પોતાનો જાન ખોહવાના ડરથી ભરાઇ રહયા હોય એવી વેરાન સરજમીન થઇ ગઇ. ના ઇનસાનની સુરત બાકી રહી કે ના જાનવર. ત્યારે દાદે શાહજાદા શાપુરને તમામ ઇરાની લશકરને સેહેજ આસાયશ લેવા ખાતર નીશાન ઉડારવાનો હોકમ કર્યો.

નામદાર દાદ કોઈ વખતે પણ કીનાના કબજામાં આવીને કતલ ચલાવ્યાની તકસીરમાં આવ્યો હોય તો તે આ એક મોટી કતલ હતી. જ્યાં દુશ્મનનું માહેતમ વરસાવતું જોર જાહેર થાય ત્યાં વેપારી કે સોદાગર આલમ કયાં સાધણે પોતાનો બચાવ કે નીભાવ કરે? અને જ્યારે ઇરાની શાહાનશાહત તારાજ થઇ ત્યારે તેવી કમજોર વેપારી આલમ હકનાહક પોતાની દીન આઇનના બહાને દુશમનોને લુટ ચલાવવા ને કતલ મચાવવાને કારણ આપે તે માંહે આયન્દે ફેજ શો પામે? તેવા જોરમાં રજ બરાબર પણ વેપાર ને પેશામાં પહાડ બરાબરનાઓએ ખુબ દુરઅંદેશીથી પણ પોતાનો બચાવ કરવા ખાતર નાચારીથી જીત મેળવનારા ટોળાની દીન ને કરાર કબુલ રાખ્યા હોય તો તેમાં દાદે ગોયા અહેરેમનં મીસાલે કીનાબાજ થઇને કતલ ચલાવ્યામાં ઇન્સાફ જાણવો એ ઇન્સાનગીરી નથી; તેમ તે માંહે કોઇ પણ સંગીન ફેજ પમાડતો મુદો પણ સમાયો નથી. આ કતલ ઘણી નાસજાવાર ચલાવ્યામાં આવી અને જેટલી એ કતલની જવાબદારી દાદને સર રહી તેમાંની પા ભાગે પણ શાહજાદા શાપુર કે જંગી જામાસપને સર હતી નહીં, સબબ ચાલતી કતલ દરમ્યાન બંને નામદાર ઇરાનીઓએ બેરાહ ને બેદીન થયલા ઇરાનીઓ ઉપર રેહેમ નવાજવાની ઘણી વખને અરજ ગુજારી, મગર તે ઉપર દાદે જેમ ના પોતાના કાન આપ્યા તેમજ મગજ પણ ના આપ્યું; એટલુંજ નહીં પણ પોતાની જીંદગીના છેલ્લા દીન દરમ્યાન જેટલી પણ ઇરાનની પાયામાલી થાય તેટલી કરી લેવાને બેવફા થયલી કુદરતના દસ્તમાં હથ્યાર થઇ પડયો. કતલ તો એવી ચલાવી કે આસ્માને અફસોસ પોકાર્યો; કુદરત પોતે શરમાઇ ગઇ અને જવાંમરદીને પણ ગમગીની પોહોંચી.

મોહાબ્યાએ ગુસ્સામંદ થયલા દાદનો ગજબ સીરીયાની વટેલેલી ઇરાની આલમ ઉપર ગુજરતો જોયો અને જ્યારે તેની હદ રહી નહીં ત્યારે તે નામદારે પોતાનાં લશકર ઉપર પોકાર માર્યો: "અલ્લાહો અકબરના નામે આ આપણા પાક મહજબને નામોશી પોહોંચાડે છે તેમાંથી આપણી ખલકને છોડાવો. શું સીરીયાના ઇરાનીઓએ આપણી પાક

ઇસ્લામ દીન કબુલ કરી તેથી એ મીસાલે નાતરસ ઇરાનીઓની સમશેરથી કતલ થાય? અને તેઓની અસકયામત ભરેલાં મકાનો ખાકનશીન થાય? અરે આપણને અલ્લાહના કસમ છે કે જો આપણે ખરા ઇસ્લામ હોઇયે તો આ નાતરસ કતલ ઝાઝો વખત ચાલુ રેહેવી જોઇતી નથી. અરે દોડો રે આપણી ઉપરના ઇતબારે આપણો મહજબ કબુલ કરનારાઓની મદદે ને મારો રે તે બેરેહેમ બનેલા અબલીસ ઇરાનીઓને."

આ બોલતાં મોહાવ્યાના મસ્તકમાં રેહેમનો જુસ્સો તાજો થયો. તે આરબ છતાં ખરા રેહેમના ખવાસે ઉશ્કેરાયલો યાહોમ દાદનાં લશકરમાં ધસ્યો. આરબો તે ઇરાનીઓની પુરી કરેલી કતલ દરમ્યાન એવા તો પોલાદી સીના ને મસ્ત હીંમતે ધસ્યા કે હવેજ કતલ ચલાવનાર દાદને પોતાની હાલતનો જોખમ સમજાયો. ગોસપંદો મીસાલે કપાઇ ગયેલા વટલેલ ઇરાનીઓનાં રૂવાનો પેલા આરબ લકશરના સીપાહો દરમ્યાન દાખલ થઇને પોતાના કીનો પોકારતા ઇરાની લશકરનો હોશ છીણુવી લેતા હોય એવી ત્યાં દેહેશત પંઠરાઇ ગઇ. જરથોસ્તી ઇરાનીને કોઇપણ બળા કે દેવદરૂજનો વેહેમ પડતો નહીં તે છતાં હાલ તો તેવોજ કોઇ વીચાર મકમ થઇ તે જંગી ઇરાનીઓને નાહીંમત કરવા લાગ્યો. અને જ્યારે હીંમત કાચી પડી ત્યારે મુદઇની બાજી પાકી ઉતરે એ તો નકી; તેમ ઇરાની ફોજનો મામલો થઇ પડયો. શીકસ્ત હાલ જેવો પાછળ પગલાં ભરતો આરબ સીપાહ હાલ ફરીને આગળ પેચતાં કદમે દીલાવર થયો અને ઇરાનીને જીરજબ્બર કરવા લાગ્યો. વખતે પોતાનો મદદગાર પંજો ઇરાનીઓની કુમકમાંથી ખેંચી લઇ ઇસ્લામીઓની કુમકમાં આપ્યો કે દાદની શીકલ ઉપર શીહા વાદળ ફરી વળ્યું. પોતાના પેહેલવાન સીપાહોને લોંકડી જેવા જુદદીન સીપાહોથી શેહ ખાધા મીસાલના બતંગીમાં આવેલા જોતાં નામદાર દાદને એકજ કારી ઉપાય તે માહેથી બચાવી લેવાનો દેખાયો. તે ઉપાય ફકત પોતે યાતોકલ મોહાવ્યાનો હમનબ્દ થઇ ઉભો રહે. નામદાર દાદનો ઇરાદો ને અજમાયશ હરદમ એક હતાં. તે જંગી બુઝર્ગ જે અજમાયશે ઇરાદો નકી કરે, તેમ ઇરાદાએ અજ-

માયશ નકી કરે તેવો પુર બાહોશ હતો, તેથી જેવો તેનો ઇરાદો નકી થયો કે અજમાયશ પણ નકકી ઉતરી. પોતાનાં ચુનંદા લશકરને બચાવ· વામાં તે પોતાનો જાન પણ બક્ષીન્દા કરવાને આઘુંપાછું જોય તેવો નહીં, ત્યારે તે મોહાવ્યા જેવા દસ ગરદનફરાજો ને જંગબાજોથી શું ડરશે? ડર કે દેહેશત તો તે નામદારે પોતાના જન્મમાં જાણી નથીજ.

આખરે નામદાર દાદે આદર ગોશસ્પ મીસાલનો પોતાનો અસ્પ મોહાવ્યાની સામે દપટાવ્યો. શમશેરનો એક સપાટો જમણી ને બીજો ડાબી બાજુ લગાવ્યો કે ગોયા પાહાડ ઉડયો હોય એ મીસાલના દમદમાથી દાદ પોતાની રાહ કહાડીને આરબ લશકરની સંફમાં ધુસ્યો. આ વખત નીમાશામનો હતો અને લશકરમાં શમશેર ને સર વચ્ચે હરીફાઇનો એવો એકરાર થયો હતો, જે પોતાના એક સપાટે સરને જમીન ઉપર તેના પોતાના ખુનનો છાપ મારતી હાલતમાં ના નાખે કે તે શમશેર નહીં પણ કોઇટુ અને તે સર નહીં પણ સફરચંદ, જે પોતાને લાગતી શમશેરને તેની મુઠમાંથી છુટી પાડીને ખાકમાં રોળતી કરાવે નહીં. આ રવેશની હરીફાઇના હીંગામમાં મોહાવ્યા પોતાની સામે નામદાર દાદને પોતાના અસ્પ દપટાવી આવતો જોઇ તે પોતાની અજલને યાદ કરીને મનમાં બબર્યો. "આ જંગગાહ નથી પણ જ્યાં છે ત્યાં અજલનું મેદાન છે." તેટલાં તો દાદે તે સામે આવતાંજ પોતાની કમાનથી તીર ખેંચ્યો અને લગાવનારને તો ખબર કે તે કેમ જંગ ને કેમ હરીફાઇ કરે છે પણ મોહાવ્યાને તો બીલકુલ ખાબ નહીં કે તેનો હરીફ આવી ના હકે બોલશે કે ના નાખુશી દેખાડશે ને યાહોમ કમાનથી તીર છોડશે. તેથી તે જેટલો હોસયારીમાં રેહવો જોઇએ તેટલી હોસ્યારીમાં રહયો હતો નહીં. ખરૂં પુછાવો તો જે રવેશે આરબ લશકર જંગમાં મચ્યું હતું, તે મીસાલે જોતાં તેણે બીલકુલ વકી રાખી હતી નહીં કે તેની ભરચક આરબોની તેજ જંગમાં અને તેના પુર ચહડતીના હીંગામમાં તેના દીન-દુશ્મન લશકરનો વડો તેનો હરીફ થવા જેટલી હીંમત ધરાવશે! તેનો સબબ ઓસ્તવાર હતો. જયારે જંગ પુર તેજ હોય ત્યારે જે ઉપર તે

જંગનો મુખ્ય આધાર છે તે જો બેપરવા થઇ ને અગર જંગમાં પોતાનો જાન હોમાવે તો તે હીંમતને કોઇ સાદો જંગી પણ પસંદ કરનાર નહીં તો પછી દુરઅંદેશ સપેહસાલારો દરમ્યાન તે બાબે કેટલી નાપસંદગી ઉતરશે? મોહાવ્યા એટલો બાહોશ ને અજમાયશી મોટો સરદાર હતો કે તેની જોડી આરબ લશકરમાં કોઇ જમાને થઈ નથી. તે જંગીને પોતાના હરીફની નાદાન્યત ઉપર અફસોસ છુટો પણ તે જો પોતાનો હરીફ જેટલી પોતાના લશકરની તારાજી બંધ પાડવાનો મુદો સમજ્યો છે તેમાંનો પા પણ સમજ્યો હતે તો દાદની હીંમત ને દુરઅંદેશીની ભારી તારીફ કરવાને ચુકતે નહીં. અને જ્યારે તે જંગીનો આબાદ સપાટો કેવી ઉમદા હાંસલ નવાજતી અસર કરે છે તે સમજાય તો મોહાવ્યા પોતાના હરીફ માટે બેશુમાર તોફા મત આશકારા કરવાને વાંધો ઉઠાવે નહીં.

દાદની કમાનથી તીર નીકળ્યો તે આબાદ મોહાવ્યાના તુફાની પવન મીસાલની ચાલના બેમુળ ઘોડાના મસ્તકમાં લાગ્યો. લગાવનારની મતલબ પણ મોહાવ્યાને પાઉંપ્યાદો કરીને તેનાં લશકરમાં રમખાણ ને દેહેશત મચાવાની હતી; તેમ તે નામદાર દાદનાં મનની મુરાદ મીસાલે જંગનો પાસો પાડયો. જોસમાં આવી જાન કસાકસી લડાઇ ચલાવતું આરબ લશકર પોતાના વડા સરદારને જમીનદોસ્ત થયલો જાણતાંજ દેહેશત પામ્યું. હીંમતમાં ધીલું પડયું, જોમમાં નબલું પડી ગયું અને ઉલટ તો ખુદા માલમ કયાં ગેબ થઇ ગઇ. હરીફાઇ તે એનું નામ, કે પોતાની બાજી સમાલનારી કુનેહથી હથ્યારબાજી ખેલાય અને દુશ્મનનાં દીલમાં દેહેશત પંઠરાય. બન્ને કાણુ મળ્યા કે નામદાર દાદે બીજો એક જોશ કર્યો. ઇરાની લશકર ઉશ્કેરાયું. ફરી ઇરાની જોરેમંદ ને આરબ કમજોર બની ગયા. ફરી ઇરાની જવાંમરદી ને શમશેર નામદારીમાં ગરક થઇ જઇ ને આરબ મરદાનગી ને શમશેર નાદારીમાં આવી પડી. એ મીસાલે ઇરાની લશકર જીત મેળવતું ચાલ્યું ને આરબ લશકર બતંગીમાં આવી હારી જવા લાગ્યું.

---

# બાબ ૫૭ મો.

**શાહે કીરમાનની કુચ—કીરમાન સરહદમાં અબ્દુલરેહમાન ને શાહે કીરમાનનો મેલાપ—કીરમાની લશકરે જંગમાં બજાવેલી નામદારી— અબ્દુલરેહમાન ને શાહે કીરમાન વચ્ચે મેદાનમાં તનહા જંગ—શાહે કીરમાન ને અબ્દુલરેહમાન—કીરમાની લશકરની જવાંમરદીની હદ—અબ્દુલરેહમાનનું મોત. સપેહ-સાલાર જેહાગીરનું મોત ને કીરમાનીઓની શીકસ્ત.**

"મેં તો મારી કહી કથા, હતો અમનનાં પાસામાં
તખ્તો તાજ અયશ આરામથી રહેતો ચમનના વાસામાં.
કોલ અનમોળ આવી લઇ ઉછાળતો મેલાપ આશામાં,
મગર નસીબા કીતાબમાં અંક કટારી ખાઉં તમાશામાં."

સીરીયામાં મોહાબ્યા ને દાદ વચ્ચે આગળ બ્યાન કરેલી જંગ આવી રહી ત્યારે શાહે કીરમાન પોતાના મુલકને બચાવ ને મદદ આપવા ખાતર રાતદીન વગર થાકની કુચ કરતો પોતાનાં લશકર સાથ સરહદમાં દાખલ થયો ત્યારેજ તેન જીવને ચેન ને મગજને કરાર ઉપજ્યો. ત્યારેજ તે નામદાર શાહ પોતાના થાકી ગયલાં લશકરને એક દીન ને એક રાત સરહદના મેદાનમાં પોતાનો વાસો કરવા અદના સીપાહ મીસાલે પોતાના મોટા દરબારીઓ ને જંગી સરદારો સાથ ગમખાર ચેહેરે પડયો છે. ત્યાં તરેહવાર ખબર કેહનારા જાસુસો હજુરમાં સર નમાવી ઉભા છે. કોઇ ફરગાનાના તો કોઇ ફારસના સમાચાર કહેવાની હુકમાઇ માને છે. કોઇ કોહેરતુમનો કીલ્લો નામદાર દાદે કેવી રીતે ઉરાડીને અબદલ રેહમાનને શીકસ્ત આપીને તે બ્યાન કરે છે પણ જ્યારે બલખબામી ઉપર મોહાબ્યા કેવો ધુંજારો ચલાવે છે અને ત્યાં શાહજાદી ગુલશીરીના પોતાના બાનું લશકર સાથ કોટની સફીલ ઉપરથી કેવો તીરનદાજી મારો ચલાવી આરબ લશકરનો ધાણ કહાડે છે તે ખબર જાસુસે કહી કે તે શાહના ગુલ રૂખસારા જરદ શીશાંને રંગને થઇ ગયા. તેની ચશમમાં

શરમ આવી રહી. તેની બાજુમાં જોરે ધુજરીનો ખેલ કર્યો. તે નામદારને ગુલશીરીનાનું નામ સાંભળતાંજ પોતાના કોલ ને વચનનો સંગીન ખ્યાલ આવ્યો. તે પોતાના મનમાં ત્રાજુના એક કાટલાંમાં પોતાનો મુલ્ક ને બીજામાં શાહાજાદીને મેલી ખુબ અંદેશાથી તેનું તોલ કરવા લાગ્યો ત્યારે તેના ખ્યાલની ગુચવણ આવ્યાની હદ રહી નહીં. જો તે શાહજાદી ગુલશીરીનાને વધારે વજન ને મદદ આપવાના ઠરાવ ઉપર આવે છે તો તેનું વતન ફોરમાન તે ઉપર તાનાજાનીનો વરસાદ તોડી પાડે છે. એક ઉપર મોહબત સાબુત રહેવા લલચાવે છે તો બીજાં ઉપર પણ મોહબત સાબુત રેહવાને દેહેશત પેસાડે છે. જે મીરાસ તે નામદારને તેના નેયાગાનોના ઓદ્ધાની રૂહે મળી ઉતરેલી તે ઉપર તે ઓસ્તવાર મદદ આપવાને બંધાયલો છે એવો ખ્યાલ ઉપજે છે. ત્યારે જે નવજવાન મોહરદારને તેના કુદરતી મનના ભેદી પ્રતાપે મળી ગયલી તે ઉપર તે બેકોલ ને તકલીદી થયાથી તે કેવો હલકો પડે છે તેનો ઉપજતો ખ્યાલ બેશુમાર ભારી પડે છે. વતન ઉપર જાનફેશાન થવું કે મોહરદાર ઉપર? વતન કદીમ જમાનાથી તેની આલ ઓલાદ ઉપર પોતાના બચાવનો આધાર ધરાવે છે તો શું કદીમ જમાનાથી શાહો ને પાદશાહો પોતાની મોહોરદારને પોતાની પાદશાહાત મીસાલની બેમીસાલ ને બેકીંમતી ગણતા આવ્યા નથી? અને મેં પોતે ચાલી ચલાવીને ઇરાનની મોટી શાહાનશાહત જેનો હું એક ખંડણ્યો ભાગ, તે પોતાના વડા શાહાનશાહની હકદાર વારસના હકમાં મદદ આપવાને પાક વચન આપેલું તો શું તે વચનથી ફરી જવામાં હું ઇરાની નામ ઉપર અફસોસ ખેંચાવતો નથી? અને જ્યારે મને આ ખ્યાલ આવે છે કે જો મેં આદરબીજાન ને કોહેસ્તુમ જઇને આ જંગ બરપા કર્યાનો પાયો નાખ્યો હતે નહીં તો દુરઅંદેશ દાદ જેવો પીરાનપીર હજી પણ આ જંગનો પાયો નાખ્યામાં વખતનો ફાવતો દાવ સાંધવાની રાહ જોયા કરતે. મેં તેવું જંગી કદમ ભર્યું તે જ્યારે પુર તેજી ઉપર આગળ વધ્યું, ત્યારે હું તે તરફથી બેપરવા થઇને મારૂં લશકર ને મદદ ઉઠાવી મારા મુલ્કના બચાવમાં દોડી જાઉં?

એ શું ઇન્સાન્યત છે? અને જ્યારે જેમાં ઇનસાફ નહીં તેમાં ઇન્સાન્યત તે કયાંથી હોય."

આ ખ્યાલમાં શાહે કીરમાન એટલો તો ગુંચવાઇ ગયો હતો કે તે નામદારથી ત્યાં પોતાની આસપાસ મળેલી તમામ કીરમાની નામદારોની દરબાર દરમ્યાન બાપોકાર કેહવાયું 'અરે હું વતન ને વચન બન્ને વચ્ચે ગોયા ગરજ ને ફરજ વચ્ચે ઘેરાઇ ગયલા ફીરેશતા મીસાલે ગુંચવાઇ ગયો છું.' શાહના આ સખુન નીકળ્યા તેથી ત્યાં તમામ હાજર અમીર ઉમરાવ ને સરદારો વગેરે દરબારીઓ માંહે અજાયબી ઉપજ્યાનો શુમાર રહયો નહીં. દરેક હાજર જન એક બીજાના ચેહરા જોઇ રહ્યું. શાહે કીરમાનની ચશ્મ આ વખ્તે ગોયા રોશન આતશની બે મસાલ બની હોય એ મીસાલ ઝળકાટ ફેંકવા લાગી, જે સામે કોઇપણ રાજદરબારીની તાકાત નહીં કે સેહેજ પણ ઝપટ મારે. આખરે શાહની હાલત એટલી ગરમ થઇ ગઇ કે તેના ચેહરા ઉપર ગોયા ગજબ ગાલેબ થઇને તેની પાયમાલી કરવાની કસરેવજી ચલાવતો હોય એવો તેનો મનસુબો થયો. મગર મનસુબો મનસુબાની જગ્યે રહી ગયો અને નવા દાખલ થયલા જાસુસે ત્યાં કુચ કરી આવતા નવાં આરબ લશ્કરના સમાચાર જણાવ્યા. તે જાસુસ બોલ્યોઃ

"નામદાર શાહ, દીન દુશ્મનો નજદીક નથી તોપણ ચાહે તો એ દીનમાં તે તમામ લશકર આ મેદાન માંહે આવી પોતાના દેહરા તાણે. તે લશકર ફરસંગ લંબાયું છે, તેની સરદારી ચુનંદા આરબ સરદાર અબદુલ હસ્તક છે. તેના હાથ હેથળ આવેલા નવા સરદારો ઘણા જોરાવર, નવજવાન ને જંગી તાલીમ પામેલા છે. લશકર તદન જવાન ને ઝનુની છે. લશકર દરમ્યાન જે નેજાબાજ ફોજો છે તેઓ પોતાની જંગમાં ઘણા આબાદ જરબ મારનારા છે. આ લશકર નવી કળા ને જંગી ઢપનું કેળવાયલું છે. એ લશકરથી આપણાં લશકરને બીહવાનું છે, સબબ શમશેર નહીં પોહોંચતાં નેજો સીનામાં પેવસ થઇ જાય એટલે દુરથી હરીફાઇ કરી શકે છે. વળી હાલની જંગમાં તેના શમશેર-

બાજ લશકરની શમશેર ટુંક છે, સબબ હાલ જંગ આજમોદાહ આરબ સરદારોએ લાંબી શમશેરની જંગી હરીફાઇ તકલીદી ને બીન આબાદ ઉતરનારી ઠરાવી છે. હાલના લશકરમાં તીરનદાજી લશકર પણ નવી ઢપનું રચ્યું છે. એક કમાની ઝોકમાં ત્રણ તીર નીકળવાની કળા કહાડી છે. આ લશકરમાં ખંજર મારનારી ફોજ નવી ઉમેરી છે. આ લશકર ઘણું ઝનુની ને બીનદેહેશત લડનારૂં છે. ગોયા ખવીસોની તે ફોજ બની હોય એવા ઘણા ઘાતકી ને ખુની આરબોની તે બની છે. એ મીસાલનું એક મોટું લશકર રાતો દીન પવન મીસાલની કુચ કરતું મુલ્કે કીરમાન ઉપર રેળતું આવે છે. નામદાર શાહ, આ લશકરથી આસમાનની રોશનાઇ બંધ. થઇ છે અને શીહા શબને પણ શરમ પોહોંચે એવી કાળાસ પંઠરાઇ છે. તે મોટું લશકર જ્યાં જ્યાં જંગલમાંથી પસાર થાય છે ત્યાં ત્યાં ફાડી ખાનારા જાનવરોનો શીકાર કરીને ભુંજી ખાય છે. અને જ્યાં દર્યાવ કે નદીનો કીનારો મળે છે ત્યાં મગરમછો ને સોસવાટો પકડીને સેકી ખાય છે. એવું બેડોલ ને બેઅદબ લશકર ફકત ખુન ને કતલ ખાતરજ પેદા થયું હોય એ મીસાલની તે આરબ ફોજ છે. આતો જેટલી વાકેફીની જરૂર તેટલીજ ફકત ખબર આપી છે. જો તુલોતવીલ બયાન કહું તો મારૂં સર મારાં ધર ઉપર સલામત રહે નહીં એવો નામદાર શાહનો કેહેર છુટે."

જાસુસે આ નાખુશ ખબર જાહેર કર્યાથી શાહે કીરમાનનાં દીલમાંથી શાહજાદી ગુમ થઇ ગઇ અને કીરમાનના બચાવના ઉપાય લેવાની તાકીદ થઇ. તે નામદારે શીતાબ હોકમ કહાડયો કે 'કાલ બામદાદ ઠંડે પોહોરે શીતાબ કુચનું નગારૂં કરવું ને કીરમાન તરફ કુચ કરવી.' આ ખુલ્લા મેદાનમાં જંગનો પાસો ખેલવામાં જેમ સાર જાણ્યો નહીં તેમ પોતાના મુલક ઉપર એક મુદઇ લશકરનો ધુજારો ચાલુ રહયા વચે આ નવી જંગમાં હીમતથી ખુલ્લું મેદાન પસંદ કરવું તે નામદારને તેમ તેની તમામ જંગી દરબારને દરૂસ્ત દેખાયું નહીં. અને જ્યારે વજીર બેહરામે તે દરબારમાં આ સખુનો કહયા કે "જ્યારે આપણે કીરમાન સરજમીનના

દાનાવો ને સરદારો, આપણા મુલ્ક ખાતર ખાસ શાહજાદી ગુલશીરીનાના હક ખાતરની લડત લડવાથી બંધ પાડીને હયાં લગી કુચ કરી આવ્યા, ત્યારે તો આ ખુલ્લાં મેદાનમાં જંગ ખેલવાની બાજી રચવાની હેમકાઇ કરવી સજાવર નથી. જે મકસદ ખાતર ને મુલ્કની મોહબત ખાતર આપણે આપણાં જંગી ફીરમાની લશકર સાથ બહ્ખબામીને લગતાં મેદાનથી આપણો અસબાબ ઉઠાવી આવ્યા ત્યારે લાજેમ તો આ છે કે આપણે આપણા મુલ્કમાં દાખલ થઇ આપણા અબલીસ શાનીના મુદઇઓ સામે આપણા વતન ને ખલકનો બચાવ કરવામાં આપણું તમામ જોર વાપરયે. જ્યાંલગી આપણાં બદનમાં જાન છે ત્યાંલગી આપણે આપણા વતનના હકદાર બચાવ કરનાર છીયે. ઓ મારા નામદાર હમજાતીઓ, આપણુને આપણા કોટ બાહેર પણ આપણો એક ફીરમાની સીપાહ ઉતારવાની જરૂર નથી. જ્યારે કોટ અંદર રહયાથી કોટ ઉપર હોમલો કરનારા મુદઇઓનાં મસ્તકો વાહાડવાને આશાનીથી ફાવનાર છીયે ત્યાં આપણુને આપણા બચાવનીજ જવાંમરદી બજાવવી લાજમ છે. મારો નામદાર શાહ અગર મારી મસલહત માફક આ જંગનો અમલ કરશે તો પોતાની નામદારીને છેક સાતમાં આસ્માન લગી પોહોંચાડશે." શાહે ફીરમાન પોતાના અકલમંદ વજીરને સાંભળી તેની આપેલી સલાહ માફક અમલ કરવાને રાજી થયો. પણ સલાહ અમલમાં આવે છે કે સરજત તે હેવાલનું બ્યાન ઓ કાબેલ શખ્સ તું આગળ વાંચ.

જ્યારે બામદાદને વખત ફીરમાની લશકર પોતાના સપેહસાલારોના હોકમ સર ફીરમાન શેહેર તરફ કુચ કરવાની તૈયારીમાં મશગુલ થયું, ત્યારે શાહે ફીરમાનને બીજો જાસુસ આવી મળ્યો, જેના મુખ ઉપર દેહેશત પંઠરાઇ જઇને જીગરમાં ડર પેવસ થયલો જણાતો હતો. તેણે આવતાંજ અદબ અદા ને કુરનસને એક બાજુ મેળી બે ત્રણ સતરો ધીમેથી કહી: "શાહ, આ મેદાનમાં આરબોની મોટી ફોજ પોતાના ઝુન્દાનો પુર દમામ દેખાડે છે. ફીરમાન ફોજ ઘેરાઇ ગઇ છે. આરબ ફોજ શેહેરે ફીરમાનના દરવાજેથી તે છેક આ મેદાન લગી લંબાઇ છે.

અરબસ્તાની લશ્કરનું જોર હદથી જ્યાદા વધી ગયું છે. સપેહસાલાર જેહાંગીર કીલ્લાનો બચાવ કરવા માંહે પોતાની તમામ કળા ને જોર અજમાવે છે."

આ નાખુશ ખબર સાંભળ્યાથી શાહે ફીરમાનના જીગરમાં જંગનો નવરંગ જોશ ઉછળ્યો. તે શાહે બાપોકાર જણાવ્યું "જંગનું મેદાન તે મરદાનેમર્દોને મન રામસ્નીનું ચમન છે. એ મેદાનમાં મરદાનગીને પોતાના રોબ ગજાવવાને તક હાથ લાગે છે, અને પહેલવાનગીરીનો દબદબો કેવો બુલંદ ને આતશી છે તે ત્યાંજ સાબુત નજરે પડે છે. આપણે ઇરાનીઓ ઉપર જમાનો બેવફા થયો છે અને આસ્માનના બેઢંગ ઉપર કોણને ઇતબાર છે? હવે ફીરમાનને પોતાના મહજબ મુદઇઓ ઉપર કેવી કાતેલ ચલાવવાની અને પોતાના નેયાગાનોના મુલ્ક વેરાન બનાવવા કીનામાં કેવો કેહેર બરપા કરવો, તે નક્ષ મારી જંગીઓનાં સર ઉડારનારી શમશેર ખેંચશે." એટલાં તો શાહે પોતાની હરોલ ઉપર આરબ જંગીઓની ફોજનો હોમલો થયલો જાણીને પોતાના તમામ જોરમંદ લશકર સાથ તે હોમલા સામે થયો. જે દસ્ત મોહાવ્યાને ભારી પડયો તે દસ્ત હર્યા આરબ લશકર દરમ્યાન દેહેશત પાંઠરતો ચાલ્યો. પળકારામાં ફીરમાની પેહેલવાનો દુશ્મનોના લશકરમાં ઘુસી ગયા અને દસને જમીનદોસ્ત કરતાં ને નામદારી મેળવતાં જખમી થઇ ત્યાંજ દુશ્મનોની લોઠ ઉપર મુરડાં થઇ પડવા લાગ્યા. શાહે પોતાના જવાંમરદ લશકરનો જેમ બને તેમ બચાવ થાય તે માટે તીરનદાજી જંગ શરૂ કરી નાખી અને તુફાની મોજા સમ રેળતા આવતા આરબોનાં લશ્કરના સપેહસાલાર અબદુલ રહેમાનની તાકાત તોડી નાખી. તેના સર ને બાજુ ઉપર પોતાના જબરા તીરોની નોક પેવશ કરી જખમી કર્યો અને કંઇક નાના જંગી આરબ સરદારોની ગરદન માંહે પોતાના તીર પસાર કરીને મરણતોલ જમીન ઉપર બરાડતા નાખ્યા, પણ કયાં બેશુમાર આરબ લશકર ને કયાં ગણત્રીનું ફીરમાની લશકર? બન્નેમાં જીત મેળવનાર ફીરમાની લશકર ખપ્યા છતાં જંગ દરમ્યાન હાર ખાધા મીસાલના

અમખાર ચેહેરાથી કીરમાની સીપાહો દીસ્તા હતા. જંગ ચાલુની ચાલુજ પણ જંગનો રંગ ઘડીમાં ઇરાની તરફ તો ઘડીમાં અરબસ્તાની તરફમાં પોતાનો શેરો ખેંચતો હતો. આ જંગની ખબર સપેહસાલાર જેહાંગીરને કીરમાનના કીલ્લામાં પડયાથી તે જંગીએ ત્યાંના હોમલો કરનાર આરબ લશકરને પોતાના તેજ તીરનદાજ મારાથી એવા ગીરદપેચ કરી નાખ્યા કે ત્યાં તે દીનદુશ્મન લશકરમાં આફતનો ગુલબાંગ ઉઠયો અને જ્યારે અરબસ્તાની લશકરને બેહાલ ને બેરાહ થયલું જોયું, કે તે ગભરાટનું માર્યું ચોતરફ નાહાસભાગમાં પડયું છે ત્યારે સપેહસાલાર જેહાંગીરે જંગની માહ ચુનંદી કીરમાની લશકરની ટુકડીઓ સાથ કીલ્લા બાહેર નીકળી પડીને એક વગર વાંધાની જીત મેળવી. આ જીતના સબબે આરબ લશકર કીરમાની કીલ્લાથી દુર થતાં જ્યાં શાહે કીરમાન ને સપેહસાલાર અબદુલરહેમાનની જંગ મચી હતી ત્યાંના લશકરમાં આવી મલ્યું. હયાંની જીવ સટોસટની તીરનદાજીની જંગબાજી જોતાં તે લશ્કરે આપોઆપ ઉશ્કેરાઇ ઝનુન ભરેલી જંગ તાજી કરી, પણ દુમ્બાલે લાગેલા સપેહસાલાર જેહાંગીરથી તે લશકર એક બાજુ અને શાહે કીરમાનથી બીજી બાજુ ઘેરાઇ ગયું. અને જ્યારે અબદુલરેહેમાને બેહદ બારીક બાજી દરમ્યાન પોતાનાં લશકરને સદંતર ઘેરાયલું ને નાહીંમત થયલું જોયું ત્યારે તેણે પોતે જખમી થયલો છતાં પોતાના રક્ષક લશકર સાથ શાહે કીરમાન ઉપર ધસી જવાને અજાયબ જોર અજમાવ્યો. આ વખતે જે જંગ રસ ઉપર ચહડી તે ગોયા એક સેહેતાન્યત હતી. આરબ સીપાહ આ વખતે પોતાના પુર જોશ ને ઝનુનમાં આવી ગયો હતો, અને તેનો ચેહરો એવો દેહેશતનાક બની ગયો હતો કે ફકત દેખાવેજ કીરમાની ચશ્મમાં ડર ઉપજાવતો હતો. આ વખતે તીર ને શમશેર કહે મારૂં કામ. નવજવાન ઇરાની ને અરબસ્તાની લશકરમાં ઘોંઘાટ ફેલાયો તે ગોયા કયામતજ બરપા થઇ હોય એમ ધરતી કોઇ ખુદાઇ કોપથી ગર્ક થઇ જતી જણાતી હતી. જ્યારે અબદુલરેહેમાન ને શાહે કીરમાન ચશ્મ બચશ્મ સામા મળ્યા ત્યારે બન્નેની શમશેરોના

ઝળકાટે ઘડીભર જંગને શોભાવી. મેદાન ચુપ થઇ ગયું. આસ્માને ઇન્તેજારીના ચમકાટથી પોતાના તેજને ઘેરી નાખ્યું અને હવાએ તે જંગનો રોબ જોવા પોતાની ઝડપ બંધ રાખી. અવલ અબ્દુલરેહમાનની શમશેરે એક ઝલક ખેંચતો સપાટો ખેંચ્યો. તે શાહે ફીરમાને પોતાની ઢાલ ઉપર ઝીલ્યો પણ ઢાલની તાકાત રહી નહીં તે પોતે નીમેનીમ કપાઇ ગઇ, તેથી શમશેર તાજના તોપ ઉપર પડીને અટકી, પણ ત્યાં શમશેરની તાકાત રહી નહીં તેથી તે પોતે વચોવચથી ટુકડા થઇ ગઇ કે આરબ સપેહસાલારની ઉમેદ બરબાદ મળી. હવે ઝલકી ઉછળી ઘેરાયલી હવાને ચમકાવતી શાહે ફીરમાનની શમશેર, જેને અબ્દુલરેહમાને મોટી ગેંડાની ઢાલ ઉપર ઝીલી પણ જેમ કોઇ ખોદાના લાલથી તલેસમ તુટે તે માફક તે શમશેરથી ના ઢાલ સલામત કે સપેહસાલારી તોપ સલામત કે ના સર સલામત કે ના તન સલામત કે ના સ્વારીનો અસ્પ સલામત એ મીસાલે અબ્દુલ્લાનો હેવાલ નીપજ્યો. તે ફીરમાનીઓની જંગમાં પડયો. પણ આ બનાવ બેહદ ખરાબી કરનારો બનવાને ચુકયો નહીં. અબ્દુલની લોઠ ઉપર હજારો આરબો તુટી પડયા અને તેને મેદાનમાંથી ઉઠાવી લઇ ગયા. તે જંગીની કજાએ તમામ આરબ સરદારો ને લશકર કીનો લેવાને ઉલટયું. અબ્દુલ રહેમાનની જગાએ વાકાસ બીન સાઆદ ઠરયો, જે જવાને લડાઇનું સુકાન ફેરવી નાખ્યું અને દુરથી જંગ કરવાની કુનેહ નાપસંદ કરી. યાહોમ એક મોટો ધસારો કરાવ્યો અને કાતેલ કીનામાં ઉશ્કેરાયલા જંગી આરબ લશકરને એવું તેજ કયું કે શાહે ફીરમાને ત્યાં પોતાની સલામતી જોઇ નહીં. સપેહસાલાર જેહાંગીરે શીતાબ પોતાની બાજુ બદલી નાખી. તે શાહની બાજુએ ફર્યો અને પોતાના શાહને મીનતગુજારીથી આ સખુન ફકત સંભળાવી શકયો. "નામદારોના નામદાર, શીતાબીથીજ ફીરમાનના કીલ્લામાં લશકરને લઇ દાખલ થઇ જાવો, હું હર્યા મારાં લશકર સાથ મહજબ મુદઇઓ દરમ્યાન જ્યાં લગી મારા સીનામાં એક પણ ધપકારો ચાલતો બાકી છે ત્યાં લગી લડી ફરસુદ આપીશ."

પછી પોતે દુશ્મનોના જબરા મારા સામે તલેસમાત તરેહ જંગમાં મચ્યો. પોતાના મોટા સપેહસાલારને દુશ્મનોનાં મેદાનમાં મોતને દસ્ત ઝીલાતો મેલવાને શાહનું દીલ ચાલે નહીં પણ દુરઅંદેશ જંગીઓ તો જંગનો ત્રણ કલાક આગલથી નસીબો પીછાણી જાય છે; તેમ સીપેહસાલારના સખુનોમાં શાહે પોતાની, બલકે પોતાના તમામ જંગી કીરમાની લશકરની સલામતી જોઇ. મબાદા તેથી ઉલટું કદમ ભર્યું તો તમામ પાયામાલી, શીકસ્ત ને આખરે કીરમાની પાદશાહતની તારાજી શીવાય બીજો ફેજ નહીં. આખરે શાહે પોતાના જંગી સપેહસાલાર જેહાંગીરની સલાહ ઉપર અમલ કર્યો. તે મોટી બાહોશીથી પોતાનાં લશકરને દુશ્મનના મારાથી બચાવતો ને આગળ કુચ કરાવતો કીરમાનના કીલ્લામાં દાખલ થયો, તે ખુશ પલકે કીરમાનના શાહને એક જમાનો ધુંજાવનારી ચીચારી સંભળાઇ. કીરમાની શાહને પોતાના ઘણા ખરાં લશકર સાથ સપેહસાલાર જેહાંગીરની તદબીરબાજ જંગથી છટકી ગયલો જોઇને આરબ સરદારો ને લશકરને એકી વખતે ભેદના પંદામાં નાખનાર કીરમાની લશંકર ઉપર આરબ ફોજ ઉલટી પડી. અરે આ વખતે એકજ પલકે ને એકજ હોમલે તે પોલાદનો સીનો ધરાવનારાં કીરમાની લશકરે અજલ આવેલી જોઇને એક જોસબંધ ખુનખાર ચીચારી પાડીને એક દાવ ખેલ્યો અને શાહ ને મુલ્કગીર લશકરને સલામત રાખવાની નામદારી પામવા સારૂ પોતાનો દમ મેલ્યો. સપેહસાલાર જેહાંગીર તો ગોયા પાહાડ હોય એ મીસાલે હજારો શમશેરના ચલાવનારા આરબ હરીફોના ફટકા ખાધા છતાં દીનદુશ્મનોનો જબરો ઘાણ કહાડતો રહયો. અંતે જંગી વાકાસની શમશેરનો સપાટો તે તમામ તનબદન જખમોથી રૂંધઇ ગયલા કીરમાની સપેહસાલારનાં સર ઉપર ખેંચાયો ત્યારે તેવા એક જુદદીનથી પોતાને કતલ થવાની નામોશીનો ગમ ઉપજતાંજ તે પોતાના અસ્પ સાથ ઠોકડ ખાઇ પડયો તે ફરી ઉઠયો નહીં. તેનો જાન પોતાના જંગીઓના જાન સાથે ગુરૂથમાન બેહેશત પ્હોંચી ગયો. એ મીસાલે કીરમાની ને આરબસ્તાની જંગનો છેડો આવ્યો.

## બાબ ૫૮ મો.

### બદખબામીના મેહેલમાં ગુલશીરીનાનો ગમ—ગુલબહારની જીકર ને દીલાસો—સપેહસાલાર રૂસ્તમ બીન શીરૂજાન ગુલશીરીનાની દરબારમાં.

"અને હું છું એક નાચીજ, જ્યાં મો'બત,
જ્યાં ના મેહેર ખેર યા મોબત લોગત.
જ્યાં ના જાહેલ્યત પણ સંગીન કરાર,
તાજો તખ્તે મ્હારા ન્યાગાનો નામદાર.
મારૂં નામ, બખ્ત ને શાહાનશાહી મદાર,
મન ફુલે એજ મારી ઉમેદ ઓસ્તવાર.
જીતે ઇરાન તે મારો ખાવીંદ શેહેરયાર,
નહીં તો છું સ્વાધીન ખાક હું ખાકસાર."

જ્યારે પેહેલવાની બજાવનાર દાદ સીરીયાના મેદાનમાં પોતાના મોટા હરીફ-દીનદુશ્મન મોહાબ્યાને પાઉંપ્યાદો કરીને પોતાનાં લશકરને તાજી ઉમેદ ને ઉલટમાં લાવીને જંગબાજી ફેરવ્યામાં ફાવ્યો હતો ત્યારે બદખબામીના શાહનશાહી મેહલમાં શાહજાદી ગુલશીરીના પોતાની બાનુ દરબાર સાથ હાલના ઇરાનના મામલા ઉપર ચુનોચેરા ચલાવતી હતી અને પોતાની મુરાદ ને મોહબત ઉપર ગમ ખેંચતી હતી. પોતાની બાનુ દરબાર જે દરમ્યાન ઇરાનના થઇ ગયલા તાજદારોની ઓલાદથી ઉતરેલી બુલંદ મરતબાની શાહજાદીઓ બીરાજેલી હતી, તે તમામ નામદાર બાનુઓ ને શાહજાદીઓ હજુર ગુલશીરીનાએ અફસોસ ખેંચ્યો.

"કયાં લગી હું મારી મુરાદના મેહેલમાં કરાર લેવાથી દુર રહું? કયાં છે તે ઉમેદ તાજી કરનાર મારો શાહે કીરમાન? જેણે મને મારી મકસદ તલગ આબાદ પોહોંચાડવાની જવાંમરદી ખેલવાનો કોલ આપ્યો હતો. જેણે મારી મોહબત ઉપર જાનફેશાની કરવાને બીલકુલ આનાકાની કરી નથી. તે શરીકે મારાં દીલની રગેરગ ને તારેતાર મારા ન્યાગાનોના

તખ્તોતાજની ઉમેદવારી નવાજ્યામાં મારાં જીગરને ગોયા વંટોળ્યો બનાવ્યો. મેં તો જાણ્યું કે હું મારા ન્યાગાનોનાં તખ્ત ઉપર ઇરાની તાજ પેઢીને સ્વાર થઇ અને શાહાનશાહ બની રહીજ. મને મારી મોટી પાદશાહાત મેળવવાનો નસીબો ફળ્યો એટલે પછી બીજી તે શું ફીકર રહી? શાહા-નશાહાત મળી, સરનો સરદાર મળ્યો અને દીલ ચોતરફથી રેલછેલ થઇ ગયું; પણ ઇન્સાનની ઉમેદ તે શું? માત્ર મનની ઠગારી ધારણા ને ભોળાઇથી ભમઇ જતાં મગજની મજાક. અરે આજ હું કયાં છું? કોહેસ્તુમ કયાં પાતાલમાં ગેબ થયો? કયાં આદરબીજાનની જાહોજલાલ ઇરાની આલમની નીશાન ગઇ? અરે આ મીસાલેજ મારો આખર હાલ છે. હાઃ હાઃ અરે પેલો જવાંમરદીનો અવલ નામદાર જંગી આજ કઇ સરજમીન ઉપર જઇ રહયો છે? શું તે પોતાની તનમને પાદશાહત અર્પણ કરેલી રાણીને ભુલ્યો અને કોલથી બેકોલ થયો? અરે ગુલશીરીના તારાં નસીબા ઉપર નાસ બેઠો છે, તે દરેક સારાં ચોઘડીયાંને નાબુદ કરે છે. તારા ઇરાદાની ઇમારત કેવળ ખાક સમાન જમીનદોસ્ત છે. અરે આ મારી નીર્જીવ હાલત મને તદન પસંદ નથી. અરે જે જવાન બાનુને ઉંચ તુખ્મ, મોટો વારસો ને જાહોજલાલી મળી છે, જે જવાન બાનુને જેહાંન તમામ ઓરતોની આંખ દીપી રહે તેવી ચાંદસી ખુબસુરતી પાક નૈયત ને વફાદારી મળી છે, તે બાનુને મોહબતની નિરાશી, જુદાઇ ને ગમ મળવામાં મોટો જુલમ ગુજરે છે. અરે મારાં ઉમેદવાર જીગર! તારાં પાસામાં તું આતશને પાળ ને તારા નસીબાની પાયમાલી ઉપર પડીને તારાં મનની લેહેર ખેંચ. અરે દાદ, અરે મતલબી દાદ, તેં મને નાહક દુશ્મનોના પંજાથી બચાવી અને તારી મકસદ માફકનો પાસો ખેળવા ખાતર પાળી આજની અમૂલ્ય હાલતમાં મેળી; પણ અફસોસ આદમની બાજી યજદની બક્ષેલી સરજત સામે ટકી નથી. અરે મારો ભરજવાન ને ઉમેદવાર જીવ આજે આ વખતે એકાએક જૈફીને પોહોંચી જાય છે. હું નવજવાન નવબહારમાં ગોયા નીકાબમાં નુર પ્રકાશી ગુમ થયા મીસાલે જીંદગીથી સફા થઇ જાઉં એવો મારો હીંગામ નજરે

પડે છે. ઓ શાહે ફીરમાન! તું મારે ખાતર વતન ને મેહેલ મેળાને આવ્યો, અને તું બેફામ થયો. તે વતનને મેહેલ ખાતર મને આ દુશ્મનોનાં લશકર ને મારામાં મેળી ગયો? ઓ અકલ તારી ઉપર અફસોસ હોજો કે ખાલેશ દીલમાં પણ તું ખાર ઉપજાવે છે ને ખાયકી વરસાવે છે. જેઓ જે કામમાં મોટામાં મોટી મગરૂરી માની લે છે તેઓ તેજ મગરૂરીથી બેશરમ થવાને પણ ચુકતા નથી. અરે પણ જે કતલ, જંગ ને ઉમેદનો પાયો નહીં, તેનો પાયો બનીને છેક પગથી તે મસ્તકલગી ગરક ઉતરીને ત્યાંથી તે કેમ અવ્વલ તુખ્મીઓ પાછા ફરતા હશે? આ કેવી પાયામાલી, આ કેવી આફત, કે પોતાનાં લોહી ને ઓલાદના થઇનેજ જેવી ખરાબી કરવાને સાધન થાય છે તેવી ખરાબી લોહી પીનારા દુશ્મનોથી તો કદી બનનાર નહીં. ઓ ખાક થતી ઉમેદ, હજી પણ જાદા ખાક થઇ જા, અને મારાં કળી બદનને જંગના મેદાનમાં લોહાથી લપેટીને સળગાવી દે."

ગુલશીરીનાનો ગમ એવો તો તપ્યો કે ગોયા આતશનો દરયાવ. તેના મનની દરેક ખુશાલીનો અંત આવ્યો. તેના માહતાબ ચેહરા ઉપરની રોશનાઇ જતી રહી. તે બર્ફ જેવી ફીકી ને ઉજળી શીકલ બની ગઇ. તે મુરડાંનો નક્ષ બની ગઇ. તેની ચશ્મને ગમનો નીશો ચઢયોજ. એક મોટી કાતેલ ગોયા જીગર ચાલી હોય એવી તે શાહજાદીને મન તાક્ષણ બેચેની ઉપજી. તેની જબાન બંધ પડી. નસીબો તેજ નાશ એ તરીકે તે ત્યાં દીવાનખાનામાં એક તસ્વીર મીસાલ થઇને પડી.

ગુલશીરીનાનો આ ગમ તેની દરબારની વીસ શાહજાદીઓ સાંભળીને સમજી ગઇ. સઘળી સુંદરીઓએ શીતાબ પોતાની કયશરાનો ગમ વીસરાવાના ઉપાય લીધા. સઘળીઓમાં મોટો દરજ્જો શાહાનશાહ ખુશરો પરવેઝની ત્રીજી પેહેડીની શાહજાદી ગુલબાહારનો હતો. તે ઘણીજ દીલનવાજ ને શીરીન જબાન હતી. મસલહતમાં પુખ્ત તચ. તે બાનુએ પોતાની શાહાનશાહજાદીને શીરીન જબાનથી જેહાનની પડતી ચઢતીનો

એક બેત કહી સમજાવ્યો. દીલાસો દીધો પણ દીલગીર દીલને દીલાસો કેમ કારગાહ થાય? ગુલબહાર અદબ બજાવી બોલીઃ—

"નામદાર શાહાનશાહ બાનુ! ગીરદેશે અફ્લાકને પણ ગીરદાપેજ કર્યો છે, અને કયાં ગયો ફીરદુન એના ફટકાથી ખાલી? કે જે જેહાન જીતનારે મોટા જુલમગાર જોહાક જેવાને પકડીને દમાવંદ ઉપર બાંધ્યો છે. તે જેવો શાહાનશાહ પણ પોતાના નસીબના તરેહવાર રંગમાં ગીરદાપેજ થયો છે. તેના બે બેટાઓ સેલમ ને તુરે પાક મનશનીવાલા એરચ જેવા ભાઇને હકનાહક મારી નાખીને તેનું મુરકું ઘોડેસ્વાર કરીને તાજ પેહરાવીને બુઝર્ગ પેદર ઉપર રવાના કર્યું. બુઝર્ગ પેદરની કેવી મજાક, કે તેના દીલમાં ગોયા ખંજર પેવશ થયું; પણ પછી તેજ બુઝર્ગ પેદર ફીરેદુને ઘણાક વર્ષો સબર અખત્યાર કરીને મીનોચેહેર જેવાં પોતાના ફરજનદથી ખુની બેટાઓને પકડાવી જમેહ કરાવ્યા. પડતી ચડતી સર્વે જીંદગીનું અચરત છે. આજે તમો નામદાર શાહજાદી પોતાના નસીબાના વીલાપમાં સરગરદાન છો. કાલ કોણુને ખબર છે કે એજ નસીબો રોશન થઇને મનની ચાહી મુરાદ ઉપર જીવને ઠેડવશે નહીં? મારી નામદાર શાહજાદીને એ મતલબી ગમ શોભતો નથી."

ગુલશીરીના પોતાના તન ઉપર પેચ ખાઇને બોલીઃ—

"અરે ગુલબહાર! શું મારો ગમ મતલબી છે? અરે ગુલબહાર, મારી તમામ મુરાદ ધુલ મળેછ કેમકે મારી આદરબીજાનની તમામ ખલક તારાજ થઇ જાય છે. મારા હકમાં લડનારાઓની દેહ દુશ્મનોના મેદાનમાં કશા પણ ફાયદા વગર પડે છે અને આજે એક સગ ને ઇરાનીના મોતમાં કશો તફાવત રહયો નથી. તેવી હાલતમાં મને લાવી મેલનાર ઉપર અગર મારો ગમ આશ્કારા થાય, અને બાકી વફાદાર ઇરાની આલમનો નાહક બીન ફોકટમાં આંકો આવે તે ઉપર મારા દીલમાં આતશ બરપા થાય તે શું મતલબી ગમ? અરે પેલા મોટા કીલ્લામાં હું શાહાનશાહી તાજ પેઢીને તખ્તશીન હતી અને મારી દેખરેખમાં પેલો ચુનંદો દાદ રાત દીન બંદગી ને દરયાફતથી મશગુલ,

તે હાલતમાંથી હું નીકલી તે શા ખાતર? કે મારા ન્યાગાનના તખ્ત ઉપર બેસું ને મારૂં શાહાનશાહી તાજ પેહેરીને મારી તારાજ થયલી ઇરાની શાહાનશાહતને નવેસરથી રોશન કરૂં. મારા મજહબને ઝલવો જાળવું. તારાજ થયલાં આતશખાના ફરી રોશન કરૂં. બંધ પડેલા જંદ ભંત્ર મંત્રને નવી ઝમક ને જબાન બક્ષું. નવેસરથી શાહાનશાહાત સ્થાપું ને દીન તાજી કરૂં. મારા ઇરાની પેહેલવાનોની ફોજ બનાવું અને ઇરાની હાકેમોની નામદારી ગજાવું. હું મારા ન્યાગાનોનાં તખ્ત ઉપર અદલ અમલ કરૂં અને મારે લાયક પાદશાહી તુખ્મના શાહ કે હાકમ સાથ શાદી કરીને ઇરાન ને ઇરાનીઓને એક એવા નેક વારસ બક્ષું કે તેના અદલ ઇન્સાફ ને જંગી શમશેરને જેહાન સર નમાવે અને જરથોસ્તી દીનના મહીમા પાસ બીજી દીનના મહીમા નીચા પડે; તે મારો ગમ શું મતલબી ગમ? અરે ગુલબહાર! તારા માહતાબ મુખમાં જબાન નથી પણ જંબૈયો છે. તેં મને દીલાસો દીધો નથી પણ કાતીલ જખ્મ કરયો છે. અરે આજે હું કયા આફતના શેરાના ઉપર પડી છું અને મારા જાનની પાયદારી કેવી તકલીદી છે, તેં બાબે તેં સેહેજ પણ ખ્યાલ કરયો હતે તો તારૂં મોહડું બંધ રેહતે અને બેઇજતી બદલે ઇજત પામતે, પણ ગુલબહાર! હવે આપણા નસીબાની છેલી લડતમાં આપણે તમામ ઇરાની બાનુઓએ કમાન કસવી પડશે અને જાન પર બાજી ખેલીને ખુવારી પામવાનો વખત નજદીક છે." તેટલાં ત્યાં સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન દાખલ થયો. તેની ખબર શાહાનશાહજાદીને થતાં પોતાની દરબાર સાથ દબદબાથી તેને આવકાર દીધો.

---

# બાબ ૫૯ મો.

## સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાને ગુલશીરીનાને કહેલો સંદેસો—મોહાવ્યાની મોટી નવી આરબ ફોજની ચઢાઇ.

"હકનાહક હકતાલા રૂઠયો ત્યાં ના ઇનસાફ રહ્યો ના યાર રહ્યો,
બામુદતના હકપર પાણી ફરયું ના દરયાફ રહી ના સાર રહ્યો.
અફસોસ હતો અશ્રાફને બીરાદર બેગુન્યાદને ના કશું બોલવું,
અસીલ તુખ્મીપર ગજબ ઉલટયો, ના જોર રહ્યું ના વીચાર રહ્યો.
મન ફીરાવન થઇ જ્યાં મતલબ, ત્યાં આદમી ગોયા છે અબલીસ,
અકલ ફરી જ્યાં શીકલ ફજલી, ત્યાં ના હક રહ્યો ના હકદાર રહ્યો"

સપેહસાલારે આવતાં વારમાં ત્યાં તરેહવાર ઢપે પોતાની જબાનને આજે તેજ કરી તે બોલ્યો:

"નામદાર શાહજાદી! માહરે જનાબ જે બે ચાર હર્ફો કેહવા છે, તે ઉપર તમો નામદારે દુરઅંદેશીથી કામ લેવામાં ઇરાન ને ઇરાનીઓની શોભા છે. સીરીયાથી નામદાર દાદનો પેગામ મલ્યો છે, તે દરમ્યાન મને મારી તમામ ઇરાની ફોજ સાથ કુચ કરી આવવાનો હુકમ છે. જંગી દાદે હયાં ફકત દસ્તુર બેહરામને તેની ફોજ સાથ રેહેવા શીવાય કોઇ પણ બીજા જંગી ઇરાની સીપાહની જરૂર જાણી નથી, મગર હાલનો આ પેગામ મને અમલ કરવાને ઠીક ફાવતો નથી. નામદાર દાદ ને જામાસ્પ ને શાહજાદો શાપુર ત્યાં વટલેલ્લ ઇરાનીઓની કતલ ચલાવીને મોટાં પાપમાં ગીર્ફતાર થયા છે; તેઓનો હું શરીક થવા માંગતો નથી. હું તો મારી નામદાર શાહજાદીની જનાબમાં મારાં જંગી લશકર સાથ હાજર રહીને આવતી દીનદુશ્મનોની ફોજ સામે કમર તંગ કરી ઉભો રેહવામાં મારા નેયાગાનોનો તરીકો જાળવવા માંગું છું. ઓ નેક-નામ શાહજાદી! નામદાર દાદના પેગામમાં મોટો આરબ હાકમ મોહાવ્યા જીરજબર થયાનો ઇસારો છે; મગર મોહાવ્યા કાંઇ નાનો સપેહસાલાર નથી. તે આરબ જેવો જંગી જમાનાએ જોયો નથી, તે નામદાર દાદને

ત્યાં જુદીજ રૂપે જંગમાં ગુંટેલો રાખીને એક જંગી બાજી ખેલવા સારૂ ખુબ દુરઅંદેશીથી હર્યાં કુચ કરી આવે છે એવી મને છુપી ખબર મળી છે. તે જંગી આરબ, જેની બરાબરીનો હાલની ઇસ્લામી આલમમાં કોઇ નથી, તે નામદારે ઇરાનના તમામ ઇસ્લામી હાકમોને આ જંગમાં સામેલ થવાને તેઓ હસ્તકના જંગી લશકર સાથ બોલાવ્યા છે. ખુરાસાન ને તબરીજના હાકમોને સીરીયામાં જંગી દાદ ઉપર છોડી દીધા છે, જ્યાં શાહજાદો શાપુર ને સપેહસાલાર જામાસ્પ ઘેરાઇ ગયલા જણાય છે. તેઓને હું મારાં લશકર સાથ જઇ મદદ કરૂં. પણ તે બાજી માંહે આપણી તદન પાયામાલી થાય છે. હું ત્યાં જાઉં તે દાદ ને જામાસ્પ મીસાલે ઘેરાઇને ફકત એક વગર હાંસલની કતલ ચલાવીને મારાં લશકર સાથ સગને અવતારે જંગમાં પડું; તે માંહે નામદારી કે દુરઅંદેશી કાંઇ નથી. અને મારી ગેરહાજરીમાં જંગી મોહાવ્યા હર્યાં આવીને જેમ શાહમુર્ગ કોઇ ચમનમાં ખુશ તબેહ રેહતાં બુલબુલનો શીકાર કરી જાય, તેમ આ કીલ્લો ને કીલ્લા દરમ્યાન વાસો પકડી રહેલી શાહજાદીનો હાલ થાય. નામદાર શાહજાદી, આ મારો ખ્યાલ ને હીસાબ છે."

શાહજાદી પોતાના સપેહસાલારની ઝબાનથી બેશુમાર નારાજ થઇ. તે બોલી "ત્યારે શું જે મોટા ને નામવર દાદે મારા હક માટે પોતાની મરજી વીરૂદ્ધ લડાઇ ચલાવી અને એક વખ્ત નહીં પણ ઘણી વખ્તે ઇરાની જંગની લડડતી બાજી સુધારીને દુશ્મનોને હંફાવી જીરજબર કરયા, તેની માંગેલી મદદમાં શું મારૂં ઇરાની લશકર નહીં જવા ચાહે? અને જેહાનમાં સદા ઇરાની સપેહસાલારો પોતાના શાહ ને બુઝર્ગોના ફરમાનબરદાર, તે નામદારી ભુસી નાખનારી નાફરમાનીને આજ રોશન કરે! રૂસ્તમ બીન ફીરૂઝાન આજે પેલો અસલ ઇરાની સપેહસાલાર નથી. અને તેવી જબાનથી નીકળેલા હર્ફનો આજ અફસોસ શિવાય બીજો કોઇ નતીજો નથી. નામદાર દાદને શીતાબીથી મદદ આપવાનો અમલ થવો જોઇએ."

સપેહસાલાર બોલ્યો "નામદાર શાહજાદીને હાલે લાગણી ને મોટા-ઇની વાત એક બાજુ રાખવી જોઇએ. મોટો મોહાવ્યા નવાં ને મોટાં લશકરથી કુચ કરતો પાણીના રેલા મીસાલે હર્યાં આવે છે. તે એક લેહજામાં આ કીલ્લો ને તેની વસ્તીની ખુવારી કરી નાખશે. કોઇ પણ એવો મોજેજો નથી કે તેથી પણ શાહજાદીનો બચાવ થાય. હું એ જંગમાં એક નામદારી ભરેલું કદમ ભરવા ચાહું છું કે મોહાવ્યા નહીં તો હું બેમાંથી એક એ જંગમાં પોતાનો જાન ખોહયે અને જે તે ફેજ જાહેર થાય. દાદે તો આ છેલ્લાં ભરેલાં કદમમાં બીલકુલ દુર-અંદેશી ગુમાવી છે. તેણે ચાલી ચલાવીને જ્યાં ના જવું જોઇએ અને જેવી કમજોરીની કતલ ના કરવી જોઇએ, તેવું નાસમજવાર કદમ ભર્યું છે, અને જ્યાંથી તેની હાજરી એક પળ ના કમી થવી જોઇયે ત્યાંથી પોતે દુર જઇને ગીરદેશમાં ગરેક ગયો છે. તે સાથ કોઇ પણ દાનેશ ધરાવનાર ઇરાની જંગી નાહક ચાલી ચલાવીને શેરના પંજામાં જવા જેવું બેહુદું કદમ ભરવાને તો કબુલ થનાર નહીં. શાહજાદી, હું તે સપેહસાલાર નથી કે જેઓને જંગના મેદાનની બીલકુલ માહીતી નહીં તેઓના હુકમ અમલમાં મેલીને મારા નામને શીહા કરૂં? હવે શાહજાદી, જે બનનાર નથી અને બનાવવાને વખત નથી તે ઉપર ભીકર ચલાવ્યામાં કશો સાર ઉપજનાર નથી. આ પેલો પહેલવાન મોહાવ્યા આવ્યો. જો તેનો ઝુન્ડો આસ્માન સાથ વાત કરે છે અને જેની ફોજના કદમનો અવાજ પાતાળની જેહાનમાં ત્રાસ પેસાડે છે. સાંભળ પેલા જંગના કરનાયાના અવાજ. અરે આજેની આજેજ આપણી ઇરાની ખલકનો છેડો આવે છે કે કેમ? તેના લશકરના સીપા-હોનાં તીર હવામાં નાજ મચાવે છે; એ છે શું? શાહજાદી એ જંગમાં નકામી કતલ ને પાયમાલીમાં ગીર્ફતાર થયા કરતાં દુરઅંદેશી એ ભેદ સમજાવે છે કે આપણે અરબસ્તાનના ખલીફની સત્તાને તાબે થઇયે. જો મારૂં કહ્યું માનો તો મને તો એ અચ્છો ઇલાજ અમલમાં મેલવો નેક સમજાય છે. આપણે નામદાર ખલીફ સાથ કોલકરારથી

મળી જઇયે અને જજીયાની સલામી ભરીને આપણું તખ્ત સમાલ્યે. પછી આપણે શાદીના કોલથી જોડાઇયે કે કોઇ બીજો આરબ સરદાર નામદાર શાહજાદીની ખુબસુરતીમાં લલચાઇને પોતાના ખલીફનું મસ્તક ના ફેરવી શકે; બાકી મહેરબાન શાહજાદી બીજો ચારો નથી. જંગમાં હાંસલ નથી અને જવાંમરદી તે નહીં કે જે મકસદને ના પોહોંચે."

શાહજાદી ને તેની તમામ બાનુ દરબાર સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાનની ઝબાન સાંભળી હેરત થઇ. ગુલશીરીનાએ એક સરદ હાય ખેંચી ને શાહે કીરમાન ઉપર અફસોસ પોકારી. હવે ગુલશીરીનાને જઇફ દાદની અગમચેતી બાબે ખાત્રી થઇ. તેની ચશમમાંથી એક આંસુ ટપકયું. તે તેની દરબારે જોયું ને સપેહસાલારે પણ જોયું; પણ જબાન શું બોલે? એક હર્ફ નહીં. તેના ગમની હદ રહી નહીં, સબબ સપેહસાલાર રૂસ્તમ બાબે તમામ ઇરાની લશકરને બેશુમાર માન ને ઇજત હતી, અને તેની જંગ મહા આફત વર્ષાવનારી હતી. તે એક રારત, વફાદાર ને પોતાની શાહાનશાહાત ખાતર જાનની પરવા વગર જંગમાં હોમાવનાર હતો; શાહજાદીને તેવા મોટા વફાદાર જંગી સપેહ-સાલારની બેવફાઇ ને નાલાયકી ઉપર ગુસ્સો ઉપજ્યા બદલે પોતાનાં કીસમતનાં નેહેસ્યતપણાં ઉપર ગમ છુટો. તેના મનમાં આ નવી આવેલી આફતથી પોતાની સલામતી જોખમાયલી અને જંગ તો દસ ઘણી જબરી આફતનાક લાગી. ગુલશીરીનાને હવે જણાયું કે ખરી આફત ને હાંદેશો શરૂ થયો. તેના બચાવનારા દાદ ને શાહે કીરમાન જેવા કયાં ને કઇ હાલતમાં છે? તેની બેખબરાઇમાં તે બેચેન થઇ. તે નામદારે પોતાનાં તન ઉપર એક પેચ ખાધો. સપેહસાલાર સામે એકી ટગર ચશમોથી જોયું; અને તેના મનમાં ભરાયલો હારેમન ઉંધો વળે એવી શરમ ઉપજાવવાની પેરવી કરી; મગર જેની અકલે એક વખત ખતા ખાધી, તે ફરી અસલ તરીકા ઉપર ઘણી જલદ સજા પામ્યા વના આવવી મુશ્કેલ. અંતે આ હાલતમાં શાહજાદી છે, તેટલાં કીલેદારે મોટા મોહાબ્યાને જબરાં લશકર સાથ કુચ કરતો આવ્યાની

નીશાન ઉડારી. સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાને પોતાનાં સર ઉપર નાહકની આફત ઉઠાવ્યામાં પોતાના ન્યાગાનોના નામને નામોશી લગાડી. તોફાન મીસાલ દીનદુશ્મનોનો ધુજારો ઉલટી આવતો જોતાં છતાં તે મોહબતની દેવાનગીમાં ગરક થયો. ના તે જંગીએ કોઇ આગળો પાછલો વીચાર કે દરયાફત જાળવ્યો કે કોઇની શરમ કે હયા ધરી. ના તે નામદારોમાં અવ્વલ દરજ્જેના સપેહસાલારે પોતાના દરજ્જાનો ટેક રાખ્યો કે પોતાની હૈયાત શાહાનશાહી હક ધરાવનારી શાહજાદી ગુલ-શીરીનાનો કોફ જાણ્યો. ના ખોદાનો ડર કે ના મહજબની દેહેશત ધરી અને જ્યાં સેજ વખતમાં આરબ જેવા જબરા ને જીતની ખુમા-રમાં ગરૂર થયલા હરીફો સામે કેવી કાતેલ બાજી ખેળવી પડશે તેનો કશો ખ્યાલ રાખ્યો નહીં. તે બસ પોતાનાં મનમાં ઉપજેલા નાસજાવાર ને બેવફા વીચારો અમલમાં મેળતો હોય તેમ તે જમાનાની ઇરાની શાહ-જાદીની પરીજાદ દરબારમાં હટ ધરી ઉભો, અને પોતાની જબાનની નાલાયકી ઉપર કેટલી અજાયબી ને અફસોસ ઉપજ્યો છે તે સમજ્યા વગર મોહબત ગોયા બે ચાર સતરો બોલ્યામાં આબાદ ઉતરી હોય એવા તે દાનાઇ ને દુરઅંદેશી છેકી ચુકેલા મોટા સપેહસાલારને જણાયું ! અને અરબસ્તાનના ખલીફને તાબે થઇને ઇરાનનું રાજ કરવું કેવું એક સેહેલ હોય બલકે ઇરાનમાંથી ફેરવાઇ ઇસ્લામી થયામાં મુઓકો તે શું ? એ ઢપે તે મોહબતના શીકાર થયલા સપેહસાલારને દીવાનગી ઉપજી. ગુલશીરીનાને ચુપ ને નીરાશ હાલતમાં જોતાં પોનાની મસલહત કબુલ થઇ હોય એવો ખુશમીજાજ થયો અને મોહાવ્યા જે હાલમાં નવી ને જબરી ફોજ સાથ નવી ચઢાઇ લાવ્યામાં ઇરાનીઓને કશી બદી પોહોંચનાર નથી, અને જે પણ થશે તે તમામ લાભમાંજ ઉતરશે એ મીસાલે તેના મગજની વળણ થઇ ને તેના દીલમાં ખુશાલી સમાઇ જાય નહીં. તે બાજી ચુકયો. તેણે હદ બાહેર ગુલશીરીનાને સતાવવાનો પાસો ફેંકયો પણ તે કયાં તેના મગજમાં હતો કે તે માટેનો જોખમ સમજે ? તેનો નસીબો ફરયો હતો. તેના મનમાં શીહાઇ ને બેશરમી

દાખલ થઇ હતી. વફાદાર ઇરાની આલમ ઉપર સપેહસાલાર રૂસ્તમની દીવાનગીથી એક નવી મોટી હોનારત નીપજી હતી. સપેહસાલાર રૂસ્તમ પોતાના દીવાના ખ્યાલની ખુશાલીનો એટલો હદ બાહેર કેફી થયો હતો, કે તે ઉપર શાહજાદી ને તેની તમામ પરીજાદ દરબારને દયા ઉપજી. તેના મનની હાલત દરૂસ્ત હતી નહીં, તેથીજ શાહજાદી ગુલશીરીના પાસ તખ્ત ઉપર બેસવા ગયો, પણ બીજી જંગી ઇરાની બાનુઓએ તેની દીવાની હાલત જોતાં શીતાબ દસ્તુર બેહરામને બોલાવી ત્યાં ને ત્યાં તે જંગીને ગુપચુપ મેહેલના એક છુપા ભંડારમાં બંધ કર્યો. તે ઉપર તદબીરબાજ ઇતબારી ચુનંદાઓની ચોકી મેળી. ગુલશીરીનાને દીવાના થયલા રૂસ્તમ બીન ફીરૂજાનની બેશરમ જબાન ઉપર ગુસ્સા બદલે ગમ ઉપજ્યો અને તેની નાફરમાની ઉપર કશો ખોફ ઉપજ્યો નહીં. મોટો અફસોસ તો એ હતો કે મોહાવ્યા અજાયબ શીતાબીથી ને જાદુઇ મીસાલની હેરતમંદીથી ગજબ ગુજારનારી આરબ ફોજ સાથ કુચ કરતો બહ્મ-બામી ઉપર ચહડી આવતો હોય એ મીસાલે આસમાની આફત વર્ષાવનારૂં તુફાનજ ચહડયું અને પળમાં કોઇને પણ બચવાની ઉમેદ રહી હોય નહીં, તે રવેશે મોહાવ્યાના આવ્યાથી બહ્મબામીના તમામ નાના મોટા જંગી કે કમજોર દરમ્યાન દેહેશત પેઠી. ગોયા ગજબનો ડુંગર રેળાતો આવ્યા સમ તે મહજબ મુદઇઓનું કુચ કરતું લશકર દોડતું આવતું દીસવા લાગ્યું.

---

## બાબ ૬૦ મો.

### મોહાવ્યાનો બલ્ખબામી ઉપર મોટો હુમલો—ગુલશીરીના પોતાનાં બાનુ લશકર સાથ મેદાનમાં—બાનુ ફોજની જવાંમરદી ને તારાજી—ઇરાની લશકરની જંગ ને તારાજી—જંગી બહેરામનું મોત.

"ગીરદેશે અફલાક ના છોડયો, ત્યાં આદમ શું છે બીસાત?
ગીરદેશે અફલાકને માર્યો ત્યાં આદમ કયાં મેળવે હાથ?
ગીરદેશમાં ઇરાન અટવાયું ઇરાની કયાં રહયો છે આજ?
• 'ગીરદેશ સામે જેને જંગ મચી તે જીવ છે ફસ્યો મુશ્કેલાત?"

જેહાન જીરજબર કરનારાં લશકર સાથ મોટો મોહાવ્યા પોતાની પાકી ગણત્રી ને દુરઅંદેશીથી આ વખતે ફતેહની પુરી ખાત્રી સાથ બલ્ખબામી ઉપર ચહડી આવ્યો. સીરીયામાં તે જયારે જંગી દાદની દુરઅંદેશીએ પોતાના અસ્પ ઉપરથી ખાકમાં પડીને પાઉંપ્યાદો થયો, ત્યારેજ કોઇ અજાયબ ખુદાઇ કરામત તેના દીલમાં દાખલ થઇ હોય અને તે સમજથી તે જંગી આરબ સપેહસાલારને આરબોના ચહડતા નસીબાને જોરે ઇરાન અને ઇરાનીઓની પુર પાયમાલી કરવાની રાહ સમજાઇ હોય, એ મીસાલે મોહાવ્યાએ ઇરાની પ્રાંતના તમામ નેમાયલા ઇસ્લામી હાકમો ઉપર ખલીફ ઓસ્માનનો હોકમ મોકલી તેઓને લશકરો સાથ સીરીયાની મદદમાં બોલાવ્યા. તેણે શીતાબ પોતાના અજમાયશી મગજનો ખ્યાલ અમલમાં મેલ્યો. ખોરાસાન ને તબ્રીજના હાકમો જેવા પોતાના લશકર સાથ આવ્યા કે તેઓને દાદ સામે ટકકર ઝીલવા મેળીને પોતે પોતાને આવી મળેલી નવી આરબ ફોજ સાથ પવન મીસાલે બલ્ખબામી ઉપર કુચ કરી. આ કુચ ગુપચુપ એવી સીફતે થઇ કે જેહાનની ખબર રાખનાર ઇરાનીઓના મોટા દાદને તેની બીલકુલ ખબર પડી નહીં.

જંગી મોહાવ્યાએ આવતાંજ બદખબામીના કીલ્લાને ચોતરફથી ઘેરી લીધો અને પોતાની ખાસ છાવણી મુખરે નાખી. જબરા બદનના આરબોની ટુકડીઓને કીલ્લાની ખાડી પુરી નાખવા સારૂ રોકીને ઉપર ચહડવાની ગંજાવર સીડી બાંધવાને હજારો કામદારોને રોકી દીધા. આરબો આ વખતે જે બાહદુરીથી ચીકાર ને દીલના દેલાવર જણાતા હતા તેવાજ જંગના ઘણાજ ઝનુની ને દસ્તના ઘણા મજબુત હતા. જ્યારે પણ ને જ્યાં પણ કીલ્લા ઉપર ઇરાની ફોજ તેઓનાં કામને હરખત કરવા સારૂ જંગ મચાવતી ત્યારે ઘણી સખત અને જાનની બીલકુલ પરવા વગર એવી તો આફતનાક લડાઇ લડતા કે ઇરાનીઓ મોટી ખરાબી ને પાયમાલી ખમીને હટી જતા હતા. ગુલશીરીના આ જંગથી ઘણી બેતાબ થઇ. તે પોતાની બાનુ ફોજ સાથ હરદમ દરરોજ કીલ્લા ઉપરથી દુશ્મનો ઉપર તીરંદાજી ચલાવતી અને બનતી રીતે ઇરાની નામની દેહેશત પાંઠરતી, મગર જંગ દનબદન જ્યાદા ને જ્યાદા તેજ થતાં દીનદુશ્મનોના લશકર ઘણાં સરસ ખપી ને ફાવી જતાં હતાં.

મોહાવ્યાને જંગનો મારો ચલાવ્યાને સાત દીન ગુજર્યા તેટલાં તો બદખબામીમાંના ઇરાની લશકરના હજારો જંગીઓ ખાકમાં પડયા. બાનુ લશકરમાંથી લગભગ હજાર ચુનંદી તીરનદાજી કરનારી જંગી નાઝનીનો બેજાન થઇ. કોટમાં આ આફત સાથ મરકી ચાલુ થયાથી શાહજાદીના નીરાશ જીગરમાં દેહેશત દાખલ થઇ. અને આજે જે જંગ મચી, તે દરમ્યાન કીલ્લાવાળાં ઇરાની લશકર ઉપર છુટભાલડીનો જબરો મારો ચાલ્યો. કીલ્લાની સફીલ લગી સીડીઓ બંધાઇ માત્ર એક નગચ્યું બાકી તેથી કીલ્લા ઉપરથી ઇરાની ને નીચેથી આરબોએ જાનની જંગ મચાવી. આ જંગમાં આરબો ને ઇરાની બન્ને સરખી સંખ્યા લડાઇમાં પડી. આ વખતે મોહાવ્યા ખુદ કીલ્લા ઉપર હલ્લો કરવામાં આગેવાન હતો. તે એવી તો અજમતી ઢપે પોતાને ઝેરી નેજો ઘુમાવતો કે ઘણા નામીચા ને ચુનંદા ઇરાનીઓના સીનાં ચીરી નાખી શકયો. આ નેજાબાજીમાં જ્યારે અરબસ્તાની ફોજની બેશુમાર પાયમાલી થવા

લાગી ત્યારે જંગી બેહરામ પોતાનાં સર કે સીનાની પરવા વીના દુશ્મન સામે થયો અને નેજાનો એક જંગી સપાટો મોહાબ્યાને લગાબ્યો. તે બોલ્યો 'એ આરબ, તને ને મને જાત સંબંધી વેર દરમ્યાન આ જંગ લાગી છે, પણ જો તું આ મારા સપાટામાંથી બચ્યો તો તારૂં મોત કોઇ ઇરાનીથી નીપજનાર નથી.' અને તેમજ હતું. તે જંગી બેહરામનો જરબ વટાવમાં ગયો. જો કે મોહાબ્યાની સપેહસાલારીની નીશાન દેખાડનાર તોપ નેજાના જરબે છીન છીન થઇ મગર તેનાં સરના એક બાલને પણ એલજામ પોહોંચ્યો નહીં. અને હવે મોહાબ્યા બોલ્યો 'જંગી ઇરાની, સમાલ આ મારો સપાટો, અને સમજ આ મારો સખુન, કે જો આ મારા નેજાના જરબે તારો સીનો સલામત રહયો તો તું એમજ જાણ કે જેહાનમાં તારૂં મોત નથી.' એ કેહતાં ગોયા પાહાડમાં સુરંગ ફુટયા સમ દસ્તુર બેહરામના સીનામાં મોહાબ્યાનો નેજો લાગ્યો કે 'યા પરવરદેગાર તારો હોકમ' એ ફક્ત છેલો સાસ ખેંચતાં તે નામદારે પોતાનો જાન છોડયો. તેનું તન કીલ્લા ઉપરથી તુટી પડયું, તે છેક કીલ્લાને ટલ્યે જઇ પડતાં બોટી બોટી થઇ ગયું. મોહાબ્યા આ બનાવથી ગમગીન થયો અને એક મોટા જંગીનો એવો આફતકારક છેડો જોતાં તે નામદારે તે વખતે તેના ગમમાં જંગ આગળ ચલાવવી બંધ પાડી. જંગી બેહરામનાં મોત સાથ આજે ઇરાનીઓની દસ હજાર ચુનંદા સીપાહોની ફોજનો ધાણ નિકળી ગયો. કોટમાં મરકીથી પણ બે હજાર ઇરાની બચ્ચાં ને બુઢા મરદ ઓરતો અજલના ફીરેસ્તાને સ્વાધીન થયાં.

આ રવેશ મામલો બહુ બારીક ને શાહજાદીના નસીબાની બાજી શીકસ્ત થતી ચાલી છે. તેનું લગભગ બાનુ લશકર કીલ્લાના બચાવમાં તારાજ થયું છે; ફક્ત ત્રણસો જંગી બાનુ તે પણ પોતાની હમશરીકોનાં મોતથી માહેતમ ભરેલાં જીગરની છે. બલ્ખબામીમાં તો મુડદાં એક પાછળ એક ગોયા મોતનું લશકર કુચ કરતું હોય એ મીસાલે ઉંચકી લઇ જવાનું કામ ચાલ્યું છે. તેવો કોહેકાફની છાતી ફાડી નાખનારો દેખાવ બલ્ખબામીનો થઇ રહયો છે.

## બાબ ૬૧ મો.

**શાહજાદી ગુલશીરીના ખાકમાં બેઠી છે—તે શાહે કીરમાનની પાયમાલી સાંભળે છે—દાદ ને શાપુરનું મોત કેહનાર કાસદ જંગી જામાસ્પ સપેહસાલાર રૂસ્તમને સમજાવી લે છે—છેલ્લી જંગ—રૂસ્તમનું મોત ને જામાસ્પે ચલાવેલી આરબો દરમ્યાન કતલ—ઇરાની લશકરનો અંત—બલખબામીની પાયમાલી બાનુ લશકર તમામ સાફ—મોહાવ્યાની મોટી જીત.**

"જા એ જમાના તું કયામત પાસ આજ;
જા એ ઉમેદ તું થઇ જા કુલ તારાજ.
જા એ ખુબસુરતી તું કાફર બન ખાર,
જા એ શાહાનશાહાત તું દીગર અખત્યાર.
જા એ ઇરાન તું સદા થા ખેજાન,
જા એ ઇરાની આજથી થા હેવાન.
જા એ જરથોસ્તી દીન યજદાન દરબાર,
જા એ કયાની જોર આજથી પાતાલ.
જા એ જાહોજલાલી દફે થા ફનાઇ,
જા એ અકલ હોશ હમેશાં કરમાઇ.
જા એ જંદ બંદગી જપ્રા ગીર્ફતાર,
જા એ શાહજાદી તું વતનથી બહાર."

ગુલશીરીના જેહાન શીહા થયા જેવી હાલત પોતાનાં સર ઉપર આવતાં સમજીને આજથાજ તખ્તને છેલ્લી સલામ કરી ને ગાલીચા ઉપર બેઠી. તેની આસપાસ હમશરીક બાનુઓ ખીદમતમાં ગમખાર ચેહેરે કમાન ધરીને કુંડાળું થઇ રહી છે. ત્યાં વફાદાર જંગી ઇરાનીઓ પોતાની શમશેર ધરીને સામે અદબથી ઉભા છે. એક એવો અંદેશમંદ આ દેખાવ થયો છે કે ગમને પણ હયાં નજર ફેંકતાં ધ્રુજરી છુટે અને માહેતમ મેહમાનદારીમાં ખપે, એવો શોકાતુર નક્ષ બન્યો છે.

ગુલશીરીના ને તેનું તમામ બાનુ મંડળ ગોયા જેરીના અવતારમાં આવી ગયું હોય તેવું શુક્રતું ને મુરડાલ હાલતનું થઇ રહયું છે. તમામ જંગી બાનુઓની ઝબાન મુગી થઇ ગઇ છે અને એકબાલની નવાજેશની ઉમેદથી હાથ ધોહયા છે. સામે ઉભેલા ચુનંદા જંગી મરદાને મર્દોના મોહડાં જમીન જોયા કરે છે. ગોયા પળેપળ વગર હાંસલની અજલના મેદાનમાં ધસડાઇ જતા હોય તેમ તેઓના જંગી ચેહેરા ઉપરથી ઝલેહ ઉતરતી જાય છે. પળેપળ બદન સુસ્ત ને બેફામ બની જવું હોય તેમ માંસ ગળે છે. આ પ્રમાણે હયાં ઇરાનના તાજની ઉમેદવારનો હાલ થયો છે અને હોનારતની બાજી આબાદ ઉતરતી ચાલી છે. તેટલાં ત્યાં એક ગગડાટ ઉઠયો. મહેલના છુપા માર્ગમાં પાતાળ ગગડતું હોય એ મીસાલે ત્યાંથી અવાજો ઉપર અવાજ નીકળવા લાગ્યા. તે સાંભળતાં ગુલશીરીનાની ચશ્મમાંથી આતશના બાણુ છુટવા લાગ્યા. અંતે આતશ થયલાં મગજની ગરમ થયલી ઝબાને સખુનો ફેંકયા.

"શું આખર તદન પાયમાલીમાં હું મારો છેડો જોવું છું? એ ઓ રે નામદાર હમશરીકો ઇરાની કમાનમાં ખદંગી તીર ખોસી ને હયાં ધસી આવતા દુશ્મનોના દમ તેઓની ઉમેદ સાથ મોકલો મલકુલ મોતનાં મકાનમાં."

એ કેહતાં તે જંગી ગુલશીરીના ઉઠી. તે સાથ ગુલબહારે તમામ જંગી બાનુઓને ચલાવી. ત્યાં હાજર જંગી ઇરાની મર્દો શમશેર ઉઠાવી રહયા અને છુપા માર્ગના મોહ આગળ ગયા. ત્યાં ગુલશીરીનાએ પોતાની તમામ બાનુઓને હોકમ કર્યો, 'ઉઠાવો આ સંગ ને બજાવો એક મોતને દેહેશત પમાડનારી જંગ.' કે વીજળી પડયા મીસાલે ઝડફથી સંગ ખસી ગયો કે છુપા માર્ગથી એક પીરાનપીર, છેક કમરથી વાંકો વળી ગયલો, જેનાં તનપર તમામ હથ્યાર અને મોહ ઉપર યજદી નુર, તેવો શક્ષ કુદી બહાર નીકળ્યો અને બબડયો.

"અંતે હું મારી મકસદને પોહોચ્યો. કામ એટલું આફતથી ભરપુર રસ્તે પાર પાડવાનું હતું, કે મને આ વખ્ત જોવાની બીલકુલ

ઉમેદ હતી નહીં. ત્યાં ના અજલને આરામ પામ્યો તો હયાં પામીશ. તે સરખું છે. કેવી જેહમત ને જફા અને કેવી સરજત ને શીકસ્તગી!"

પછી તે નામદારે પોતાના સરની તોપ સરખી કરી, પા ઘડી તે કયાં છે તે નકી કરવા ચશ્મ ફેરવી. અને એક માત્ર પોતા મીસાલના પીરાનપીર બનેલા ઉપર લગભગ હજારો બાનુ ને મર્દો કમાન ને શમશેર સાથ એક પાપણનો ઇશારો થતાં ઉલટી પડવા સારૂં તૈયાર તે જોઇને તે, નેતરના ઝાડ મીસાલે ધ્રુંજ્યો. તેનો દમ એટલો ચોંકયો કે કે તે અફસોસ ભુલ્યો અને અર્જ કરતી હાલતમાં ઉભો.

ગુલશીરીના આ અજાયબ આદમીને જોતાં ઇરાનની હાલતનો છાપ સમજી ગઇ અને તે કોણ, કયાંથી અને શા સબબ ઇરાની શાહાનશાહોના ભેદી માર્ગથી આવ્યો તે જાણવા ઇન્તેજાર થઇ. ગુલશીરીનાના મનની ઉમેદ ગુલબહારે બયાન કરી. તે બોલી "ઓ પીરાનપીર, કયો સંદેશો ને કઇ મતલબ ખાતર તેં આ અમારી આફત દરમ્યાન હોમાવ્યું છે? તું કોણ તુખ્મ, કયો દરજ્જો ને કયાંનો વતની?"

ગુલબાહરને સાંભળી પીરાનપીરની ચશ્મમાં બચ્યાં મીસાલે આંસુ આવ્યાં. તે બબડયો, 'અરે શું હું એટલો ફેરવઇ ગયો કે મને હયાં કોઇ ઓલખતું નથી! ઓ યઝદાન આ તેં કેવો કેહેર ઇરાન ઉપર ઉતાર્યો. કયા કાતેલ ગુનાહ ને તકસીરની આ સજા છે? અરે જ્યારે આદમીમાં આદમીની ઓળખ રહી નહીં ત્યારે આસ્માનને આદમીની ઓળખ કયાંથી રહે! અને આસ્માનને આદમીની ઓળખ રહી નહીં ત્યારે યજદાનના ફીરેસ્તાઓની રેહેમ કયાંથી ઉતરે?' પછી તે જમીન ઉપર ઉંધે મસ્તકે પડયો. તેણે સર ઉપર ખાક લીધી. તેની જબાન પોતાનો ગમ રડવા જેવી થઇ. તે ખોખરાં ગળાંથી માહેતમ બોલ્યો:

"નામદારોની નામદાર ને સાસાન્યાન શાહાનશાહતની ખરી હકદાર શાહજાદી ગુલશીરીના ઉપર હું પેગામનામું લાવ્યો છું. જીવતાઓ તર્ફથી લાવ્યો નથી પણ મોત પામતી ઘડીની જબાની છે. હું શાહે ફીરમાનની

દરબારથી આવ્યો છું. શાહે ફીરમાને મારી ચાહી છે. 'મોતના મુલકમાં પણ કરાર મળનાર નથી.' એમ તે જંગી ઇરાનીના છેલ્લા સખુનો હતા."

ગુલશીરીનાને આ સખુનો ગોયા તો કોઇ બળા ટોટો પીસીને લોહી પીયે એવા હૈયાતીનો છેડો લાવનારા ગળે વળગ્યા. તે જંગી શાહજાદીની ચશ્મમાંથી ગરમ આંસુ ટપક્યાં. પણ તે શીતાબ બંધ પડ્યાં. તે તમામ કીસ્સો સાંભળવાને તૈયાર થઇ. પીરાનપીરે આગલ માહેતમ જારી કરીઃ

"તે નામદાર, પોતાનાં વતન, પોતાની ખલક ને પોતાના કબીલાને બચાવવા હર્યાની જંગ ને મેદાનથી કુચ કરી આવી ફીરમાનમાં દાખલ થયો, અમારા મોટા સપેહસાલાર જેહાંગીરે જંગના મેદાનમાં પોતાનો જાન ફીદા કર્યા પછી શાહે ફીરમાનને કીલ્લામાં બેચેની ઉપજી. દીન-દુશ્મનોનાં લશ્કર ને તેના જંગી સરદાર સાથ અમોને એક આખો માહ ખુનખાર જંગ ચાલી. શાહ પોતાનાં લશકર સાથ કીલ્લામાંથી ને આરબ લશકર કીલ્લા બાહેરથી જંગ મચાવતાં, રોજે રસ્તાખેજ મીસાલની આફત ફીરમાન ઉપર ગુજરી છે. તે આફત નહીં હતી પણ યઝદાનતાલાનો ખોફ ઉલટયો હતો. તે આરબોનું લશકર નહીં હતું પણ અહેરેમનોનું લશકર હતું, પણ જ્યાં લગી હથ્યારો ને જંગીઓથી જંગ ચાલી ત્યાંલગી તો ફીરમાની સામે આ જેહાનમાં કઇ ખલક છે, કે પોતાની શમશેર અજીત અંકાવે? ખરી જંગ લગી ફીરમાની લશ-કરની બાજી અવ્વલ હતી અને જો કે દરરોજ હજાર ઉપર ઇરાનીઓને અવલ મંજલગાહમાં પોહોંચાડવામાં આવતા તોપણ દીનદુશ્મનોનાં લશકર સાથ ફીરમાની લશકર પહોંચી વળે તેટલું પુરતું હતું. માહ એક પુરો થયો તે અવ્વલ ચાંદની શીહા રાતે ફીરમાનનો કીલ્લો સળગ્યો અને દરવાજો જળી ખાક થયા દરમ્યાન રાહથી આરબ લશકર શેહેરમાં પેઠું. અરે તે શીહારાતે તે શીહાદીલ આરબોનાં ઉલટેલાં તુફાની લશકર સાથ ફીરમાની જંગીઓ હાથોહાથ લડાઇમાં પડયા. શાહે ફીરમાને આ વખ્ત પોતાના ન્યાગાન જંગી શીહામર્દનું શીહા બખ્તર પેહી તેની શીહા રંગ શમશેર

દીનદુશ્મનોમાં ચલાવી તે અબલીસોનાં મુડદાંનાં ડુંગરો રચ્યા, મગર અંતે હોનારતનો દસ્ત તે ઉપર ફાવ્યો. શાહ હજારો જખમ ખાઇ છીનછીન થયા મીસાલના શોરખદાર બદન સાથ બડી બામદાદમાં તેનું પેહેલવાની બદન તેના પેહેલવાની અસ્પ સાથ તેના જળીને ચોગરદમ આતશ ફુકતા મેહેલ સામે પડયું. જ્યારે ખુરશેદ તલુ થયો ત્યારે ફીરમાનનો કીલ્લો આ ફાની સરજમીન ઉપર કોઇ જમાને હસ્તીમાં હતો નહીં એ મીસાલે જળીબળી ખાક થઇ ગયો. તેની તમામ ઇરાની વસ્તી એ ગજબમાં ગેબ થઇ ગઇ. તમામ ફીરમાની લશકર એ જંગમાં જાયાં થયું અને હૈયાત તો ફીરમાન શેહેરનો એક પણ ઝઇફ કે જવાન શેહેરી તો શું, પણ હેવાન વટીક પણ રહ્યું નહીં. હું એક કમનસીબ વધારે આફત ને અફસોસ જોવાનો નસીબો ધરાઉં છું તે ખાતર મારા શાહનું છેલ્લું મોત મારીનું પેગામનામું હયાં લગી બ્યાન કરવા ખાતર હૈયાત આવી લાગો છું."

એ બ્યાન આગળ ચલાવ્વાની પીરાનપીરમાં જ્યાદા મગદુર રહી નહીં. તેની જબાન લઠરી, "અરે મારા જંગી બીરાદર હું તારી પાસ આવ્યો" એ છેલ્લા નીરાશ સખુનો સાથ તે તનબદન ધ્રુંજીને ત્યાં પાંઠરેલા ગાલીચા ઉપર પડયો. બીજી પળે તેનો દમ તેના દાદાર જનાબ રવાના થયો.

આ બનાવ ત્યાં ઉભેલાં તમામ મંડલને ગોયા આવતી બસારતનો છાપ સમજાવ્યા જેવો બન્યો. ગુલશીરીનાએ શીતાબ રૂસ્તમ બીન ફીરૂજાનનું બંધ દીવાનખાનું ખોલ્લું કરાવ્યું. તે જંગી આવ્યો, તેણે તે મુડદું થઇ પડેલા જંગીને ઓળખ્યો. તે બેશુમાર દીલગીર થયો. ત્યાં ગમગીનોની મીજલસને કહ્યું 'આ તે જંગી છે, જે શાહે ફીરમાનનો બીરાદર શેહેરયાર, જેની શમશેર પાસ ગમે એવા પેહેલવાનને ઉભું રહેવાને દેહશત પડતી હતી.'

પછી તે સપેહસાલારે ઘણાજ ગમખાર ચેહેરે ગુલશીરીનાને જોઇ, કે તે ખાકમાં બેઠી છે. તેની બાનુ મીજલસ તે આસપાસ ખાકમાં

બેઠી છે, અને ત્યાં ગમ ને ગજબ બન્ને દરમ્યાન ઝગડો ચાલ્યા મીસાલનો દરામણો દેખાવ થઇ રહયો છે. આ દેખાવે મોટા જંગી રૂસ્તમની અકલમાં ફેર પડી ગયો. તે પોતાની દેવાનગીરીથી મુકત થયો. તેના મનમાં આ ફેરફાર થયલા ગુલશીરીનાના નસીબાના દેખાવે તોબાનો વાસો થયો. આગળી ખુબસુરત ગુલશીરીના કે જેના ઝલકાત પાસ માહતાબને ઝાંખ પોહોંચતી હતી અને પરીજાદીઓની ચશ્મ ખીજાલત આવતી હતી, તે પરીરૂખ ગુલશીરીના હાલ તો અજલના ફીકા રંગની બની ગઇ હતી. તેની ચશમમાં વીજળી ફેંકતા ચમકારા બદલે હાલ તદન બેફામી ને ખાબ સાહી જુફ્‌ન હતું. તેની તખ્તનશીન બેઠક બદલાઇ જઇ ને ખાકનશીન થઇ હતી. તેના લક્ષ આદરબીજાની પેહેલવાનોનાં લશ્કર બદલે હાલ ભાયગે દેહેશત ખાઇ ગયલું પચીસ ત્રીસ હજાર સુનું સાવજ થયલું લશકર હતું. તેની બાનુ ફોજ લગભગ જંગ કરી ખપી ગઇ હતી; અને હવે તે પોતે શું છે? ફકત સરગરદાની ને મોતનો અવતાર.

આ રવેશના વીચાર સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાનના ચાલ્યા છે, તેટલાં વળી ભેદી માર્ગમાં ગગડાટ થયો, અને ફરીને ત્યાં હાજર તમામ દરબારને દેહેશત પેઠી; પણ આ વખત તો સપેહસાલાર રૂસ્તમ હોયાથી તે એકલો ત્યાં દોડી ગયો. સંગ ઉચકયો કે શીતાબ તે માંહેથી 'યા યજદાન તારી મદદ' આ સખુન બોલતો એક દસ્તુર ઢપનો શક્ષ કુદી આવી ત્યાં જાહેર થયો. તેણે આવતાંજ શાહનશાહોની જનાબ જે ઢપ છપે અદબથી કુનસ બજાવ્યામાં આવે, તેમ શાહજાદી ગુલશીરીના સામે ખાકમાં દોજાને પડયો અને બોલ્યો 'ઓ નામદાર શાહજાદી જમાનો તમો નામદારની મુરાદને ફળજો.'

આ નવા દાખલ થનારે જ્યારે ખાકમાંથી પોતાનું સર ઉઠાવ્યું ત્યારે સપેહસાલાર રૂસ્તમે પોકાર માર્યો "ઓ મારા નેકનામ જંગી જામાસ્પ તું કયાંથી?" શાહજાદી ગુલશીરીનાએ તો ઓળખ્યો નહીં

પણ ગુલબાહારને તેનો ચેહરો જોતાં જામાસ્પની ઓળખનો વેહેમ ગયો હતો, તેની ઓળખ પડયાથી ત્યાં નાઉમેદ થઇ ઉભેલાં તમામ બાનુ ને મર્દોનાં દીલમાં ઉલટ આવી; અને તમામ દરબારને મોટા દાદનો હેવાલ જાણવાની ખાયશ થઇ. તે નામદાર હાલ કયાં છે અને કેવી જંગ ને કયાં મેદાનમાં છે? તે જાણવાની એટલી ઇન્તેજારી થઇ કે તમામ તરફથી ગુલબહારે તે હેવાલ પુછવાનો સવાલ કર્યો હતે; મગર સપેહસાલાર રૂસ્તમે ગમખાર ચેહેરે જંગી જામાસ્પને ઇસારામાં પુછ્યું 'અરે બીરાદર, દાદનો કેવો છેડો ને શાપુરની શું હોનારત?' આ મીસાલે સવાલ કર્યામાં સપેહસાલારે પોતાનો જંગી અનુભવ દેખાડયો. જંગના મેદાનના અજમાયશીઓને ખબર કે જ્યાંલગી જંગ તમામ ખલાસ થાય નહીં ત્યાંલગી તે જંગના મેદાન ગજાવનારાઓ કાસદ મીસાલની સુરતના ને તનહા શકતીના થઇને કુચ કરે નહીં.

સપેહસાલારના સવાલના જવાબમાં જંગી જામાસ્પે પોતાનું સર ખાકમાં મસલ્યું. તે ત્રણ વખત જબાનથી બબરયો, તેણે ત્રણ વખત ચશમ વીંચી. તેણે ત્રણ વખત છાતી ઉપર દસ્ત ધર્યો. તેણે ત્રણ વખત જમીનને સલામ કરી અને ત્રણ વખત આસ્માન તરફ જોયું; પછી ત્રણ વખત પોતાના બન્ને દસ્ત જોડીને ગુલશીરીનાને ત્રણ વખત સર નમાવ્યું; પછી સપેહસાલાર, પછી જંગી બાનુને પછી જંગના મર્દોને. પછી તેણે ત્રણ વખત ડોકી ડાબા જમની ફેરવી અને અફસોસ કરતો હોય તેવો તે ખ્યાલમાં ગર્ક ગયો. તેણે સાફ જબાનથી બોલવાને એક બે ને ત્રણ વખત કોશેશ કરી, પણ જ્યાં ગમની હદજ રહી નથી ત્યાં જબાન કેમ બયાન કરી શકે? મગર જેવું તેવું પણ ભાગું તુટું પણ કાંઇ બયાન કરવું તો જોઇયે. અને તે પોતે દાદ ને શાપુર ને અથોરનાન લશકરનો સાર નહીં કહે તો બીજો કોણ બચી ગયલો છે કે તે કહેવાનું માથે લેશે? અંતે જીગર ને જબાન વચ્ચે રસાકસી ચાલી. જો જીગર ઉલટ પકડે તો જબાન બેફામ રહે; જીગર થંડું થાય ત્યારે જબાન સેજ ખીલવા ચાહે. આખરે એ આનાકાની ને સુસ્તીનો છેડો

આવ્યો ને જંગી જામાસ્પ બોલ્યો "શાહજાદી ને સપેહસાલાર ને બાનુ ને મર્દો, સાંભળો રે ઇરાની કમનસીબ તવારીખ ને મોટા દાદની કહાણી:–

"આરબોના મોટા સપેહસાલાર મોહાબ્યાને આપણા મોટા જંગી દાદે સીરયાના જંગ મેદાનમાં શીકસ્ત પામ્યા મીસાલ જમીનદોસ્ત કર્યા પછી આસ્માને ઇરાની લશકરને યારી દીધી, અને જ્યાં ત્યાં ઇરાની શમશેર ને ઇરાની નેજો મુરાદસર મુદઇઓનાં ટોલે ટોળાં ઘોલી પાડવામાં ફાવતો ગયો. ઇરાનીની કમાન ને ખદંગી તીર તેમ ઇરાનીની કમંદ ને ઝડપ દરમ્યાન એવી ઝમક ઝમકી કે ઇરાનની શાહાનશાહાત ઇરાનીઓની થવામાં કશો વીલંબ દેખાયો નહીં. પળ પછી પળ વફા થયલા જમાનાએ એવી ફત્તેહમંદ ઉતારી કે દાદના રૂખસાર ઉપર નવજૈવાનીની ઉમેદ ઝળકવા લાગી અને શાહજાદા શાપુરને પોતાનો બુઢાપો નામદારીમાં ચીકાર જોતાં જંગી સીનામાં શેરગીરી ઉછલી. અરે તે વખતની ઇરાનીની જંગે આરબોથી ચશમના તેજને જળાવી નાખ્યું અને જંગીમાં જંગી જુદદીનનાં દીલમાં દેહેશતને ઘર કરાવ્યું. ફતેહના ચઢી આવેલાં વાદલમાંથી ખુશાલી વરસવા લાગી ને ઇરાની નામદારોની બાજુ ઉપર પેહેલવાનગીરીના લેખ કોતરાયા.

"તે રાત ઇરાનીઓ દરમ્યાન એવી નવરોજ મીસાલની શાદમાન ગુજરી કે બડી બામદાદ એક આસાન જંગમાં ઉતરીને વતનની સરજમીન ઉપરથી સરકશ થયલા દુશ્મનોને હાંકી કહાડવાનું કામ રહેલું જાણ્યું હતું. જ્યાં જુવો ત્યાં મુડદાં ઉપર માહેતમ બદલે ગુરૂથમાન બેહેસ્ત પોહોંચવાની દુવા પહડાવા લાગી. દીલના દીલાવરો ને વતનના ચાહનારાઓનાં મુડદાં ઉપર મજદાના બક્ષીન્દા થયલા સપેન્તમાન જરથોસ્તના લાવેલા માથ્રવાણીના પદના ઇશમ પઢાવા લાગાં. ગોયા આફતમાંથી જયાફત ને આજારમાંથી આરામ આશ્કાર થવા મીસાલની મુરાદ ભરેલી તે રાત તમામ રાસ્ત ઇરાનીઓએ ઘણી ગનીમત ગુજારી. મોટો દાદ, મારી સાથ તે રાતના પાક મનશનીથી એકવીસે નુશ્કની ક્રીયામાં મશગુલ રહયો. અને માથ્રના અજમતી ઇશ્મોની બરકતથી આસમાનના

તમામ ફીરેસ્તાઓને બોલાવ્યામાં ફાવ્યો. આ વખતે ઉમેદ નવમાં આસ્માન તલગ હકતાલાના નુરમંદ સાહયા દરમ્યાન પોહોંચી હતી. ઇરાન ઇરાનીઓનું થયું હતું અને સરગરદાન સરજમીન મોટા જમશેદના જમાના મીસાલની ઝલકાટમંદ ને અમર હાલત પામવા તલગ પોહોંચવાની રૂખ ઉપર આવી હોય એવો નવબહાર દીસ્તો હતો.

"પણ બામદાદ, બીજી બામદાદે આપણો નસીબો ફર્યો. આપણા નસીબાના ફરવા સાથ ઇરાનનો નસીબો ફર્યો. ઇરાનના નસીબા ફરવા સાથ દીનદુશ્મનોનો નસીબો ફર્યો. તે બામદાદે, બબજાથી આપણા મહજબ મુદઇઓના જોરમંદ નવાં હાકમો મોટાં લશકર સાથ આવી પોહોંચ્યા. પણ તે નવી આફતના ઉલટેલા સમાચાર મુદઇઓએ એવા છુપા રાખ્યા કે અમને તેની બીલકુલ જાણ પડી નહીં. અમારાં લશ્કરને આશાન જંગ મારવાની હોયાથી બેહદ જંગી જુમએસમાં ઉતરવાનો ખ્યાલ આવ્યો નહીં. ગોયા દગલબાજી થયા જેવો ખુદરતનો પાસો ઉલટાયો. આરબના નવા સરદારો ને નવા સીપાહોની અમને કયાં ખબર કે અમો અમારાં લશકરને નવા ગજબથી હોશ્યારીમાં આવવાનો સબક સમજાવ્યે? જંગનું મંડાણ તેજ મોહકાન થઇ પડી. અચ્છું ને પેહેલવાની દસ હજાર અથોરનાન સીપાહોનું લશકર અવ્વલ તડાકેજ ગોયા હસ્તીમાં હતું નહીં એવી કરામત મીસાલે કતલ થઇ સાફ થઇ ગયું. ક્યાં કીડી મીસાલના ઉભાઇ જતાં લાખોબંધ દુશ્મનનાં લશ્કર દરમ્યાન દસ હજાર સીપાહોની બીસાદ? આ લશકર જેવી રવેશે બોલ બોલતાં કતલ થઇ ગયું તે ખેલ તર્ફ જોતાંજ દાદે પોકાર માર્યો "ઠગાઇ થઇ, દગલબાજી થઇ, અફસોસ! મોહાવ્યાએ માહ શક્તિનો પાસો ખેલ્યો. અરે આપણે જુદાજ ને નવાંજ આરબ સરદારો ને લશકરો વચ્ચે ફસાયા છીયે. થઇ ચુકું. હું મારી તમામ મુરાદ ને ગણત્રી સાથ હકનાહક વગર હાંસલની જંગમાં ગુંટાયો. જંગી અથોરનાન લશકર તારાજ થયુંજ. હવે આપણી જે હાલહવાલી ને પાયમાલી થશે તે સાથ તમામ ઇરાન મુદઇઓ જીતી લેશે. આપણા ટોલાનું નામ નીશાન જેહાનથી

ગુસાઇ જશે." અફ્સોસમંદ દાદે અમારામાંના ઘણા બાહોશોને હાલનાં આરબ લશકર દરમ્યાનની તમામ જુસ્તેજુ પામવાને છુપા લેબાસમાં મેલી દીધા. તે તમામ વફાદાર જંગી કાસદો અમારી સરગરદાની ને તારાજીનો હીસાબ નકી નીપજનારો હેવાલ લઇ આવ્યા. ઇરાનના તમામ જીતાયલા પ્રાંતના મહજબ મુદઇ હાકમોને પોતાનાં જબરાં લશકર સાથ અમારી આસપાસ આવી છાવણી નાખી પડયાનો ભેદ સમજાયો. મોહાવ્યા આ સઘળા આરબ સરદારોની જંગ દરમ્યાન દાદને રોકીને બલ્ખ ઉપર જબરાં લશકર સાથ ચહડી ગયાનો ભેદ જાહેર આવ્યો. મોહાવ્યાએ જ્યારે એ મુસ્તકીમ હાથ બતાવ્યાના મુદાથી દાદ વાકેફ થયો કે તે નામદારે પોતાનાં કપાલ ઉપર એક ગુરજ કરતાં પણ જબરી ત્રાપ મારી. શીતાબ એક જંગી દસ્તુર ખાનદાનના ઘણા વફાદારને એક પેગામ આપીને સપેહસાલાર રૂસ્તમ ઉપર રવાના કર્યો, કે નામદાર રૂસ્તમ! અગર હોકમ થયા માફક અમલ કરે તો એક વખત મોટો દાદ, કુદરતની સરજત પણ ફેરવવાને ફાવે એવી તે જંગી હીંમત રાખવા લાગો; પણ જમાનો જ્યાં ઉલટયો ને કુદરત જ્યાં બેઢંગ થઇ, જ્યાં આસ્માન બેવફા થયું અને તદબીરના તમામ મોહરાં ઉંધાં પડયા ત્યાં મુરાદ ફળનાર હોકમ ઉપર કોણ અમલ કરે? અને સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન, જે ઉપર તેના પેદરની શીહાઇ વીટાયલી તે કેમ ઇરાની શાહાનશાહત બચાવનારો ઠરે? એક બે ત્રણ ચાર ને પાંચ દીન ને પાંચ રાત લગી અમોએ દીવાના પલીદો મીસાલના દીનદુશ્મનોનાં લશકર સામે ઘણી સીફતથી જંગ જારી રાખી. અને એક મેદાનથી બીજે મેદાન હટી જતાં ને જબરો જંગી મારો ઝીલતાં અંતે શીરોઇના કીલ્લામાં ગરી જવાને ફાવ્યા, જે કીલ્લા આસપાસ દીનદુશ્મનોનું લશકર ફરી વળ્યું. અમો માત્ર ત્રણ જંગી સરદારો ને હજાર જંગી અથોરનાન સીપાહો, અને મુદઇઓનાં અપાર લશકરનો હીસાબ કયો હીસાબી કહાડી શકે? જ્યાં દનબદન નવાં નવાં લશકર ને નવી નવી ઉલટ મચાવનારા સરદારોની ભરતી થાય ત્યાં ગણત્રી કેમ નકી થાય?

'આ મીસાલના ઠેરવાયલાં મોતના છેડામાં મોટા દાદે રીયાજતનો રૂમાલ સર ઉપર બાંધ્યો. તે નામદારે શીરોઇના કીલ્લાનું મોટું આતશખાનું ત્યાં પડેલા ઢગનાઢગ અગર સળગાવીને રોશન કર્યું. તે નામદારે બંદગીનો હલ્લક હકતાલાના કાન લગી પોહોંચાડયો. હું ઘણો દુર ગાથા-વાણી ગાતો હતો. શાહજાદો શાપુર સર ઉપર ધુલ લેતો હતો. હજાર અથોરનાન સીપાહો હથ્યારબંધ ઇજશ્ને પઢતા હતા. તેઓ ઇજશ્નેની ક્રીયા હથ્યારોવડે કરતા હતા. આ વખતે અગર કોઇ પલીદની ફોજ અમારા માથ ભંત્ર મંત્ર ને ઇસ્મ રીયાજતના લબ્જ સાંભળે તો શીતાબ ખાક થઇ જાય; એવી નામદાર દાદની રીયાજત ખીલી હતી. મધ રાતને એક કલાક થયા પછી અમો તમામ મોતના એક હજાર ને ત્રણ શીકારોની અચરતીનો પાર રહયો નહીં; જ્યારે અમારી સનમુખે માહ નુરમંદ તેત્રીસે ફીરેસ્તા આવી ઉભા. આ દેખાવથી અમારી ચશમ દીપવા લાગી પણ રીયાજતના જોરે ફીરેસ્તાઓનું નુર નરમ પડી ગયું. જ્યારે રીયાજત આધારે દાદ અદ્ધર થયો, ના તે જમીન પર ઠર્યો, કે આસ્માનને વળગ્યો. તે હાલતમાં થયલો જોતાંજ તમામ ફીરેસ્તા કાંઇ ઝંદમાં ભેદી પદ બોલ્યા તે સાંભળતાંજ દાદે તમામ નુરમંદોને સેજદો કર્યો. અવલ સાતે અમશાસપંદોએ કાંઇ ઇસ્મ કહ્યું. દાદે તે જબાનમાં જવાબ દીધો; પછી સઘળા ફીરેસ્તા એક પછી એક દાદ પાસે આવી નમ્યા. દાદે તેઓ સાથ પણ કાંઇ ગુફ્તેગુ કરી. દાદના બોલવા ને દેખાવ ઉપરથી તો તે નામદાર પોતાના વતન ને વતનીઓની મદદમાં ફીરેસ્તાઓને ઉતરવા અર્જ કરતો હોય એવું કાંઇ હતું. આ નુરમંદ ફીરેસ્તાઓ સાથ અમારો મેલાપ તે રાતના લગભગ ત્રણ કલાક લગી ચાલ્યો. દેખાવ ઉપરથી ફીરેસ્તાઓ પણ આપણા ઇરાનીઓનાં કમબ-ખ્તને મદદ કરવામાં કમજોર હતા. તરેહવાર રવેશે દાદે આપણા મજદા ને નુરી ફીરેસ્તાઓને અર્જ કરી અને રિયાજતના પાક સાક ઇસ્મથી આપણી આવતી હોનારતની કીતાબ વાંચી. હોશબામ લગી દાદે આપણી માજદીયસનીના તમામ નુરમંદ નુસ્કો ગગરાવ્યા. ફીરેસ્તાઓ આવે ને

જાય ને મજદાનો શોહોલો ઝલકે ને ગેબ થાય; મગર ચાહી મદદ માટે શું નકી સાર મળ્યો, તે તો દાદ શીવાય કોઇએ જાણ્યું નહીં.

"આજની ફજર એક નજર જોતાં ગોયા ગમની ચેહ સળગ્યા મીસાલ આસ્માન ઘેરાયું હતું. ખુરશેદને ખેજાલત લાગતી હોય તેમ તે આજ તલુ થયો નહીં. પવનની મગદુર રહી નહીં કે સેજ પણ જેહાંનને વા નાખે. શીરોઇના કીલ્લા ઉપર પલીદોના ધારાં ને ધારાં ઉલટવાનો વખત આવ્યાનો મોતે એક દેહશતમંદ પેગામ મોકલ્યા મીસાલે ત્યાંથી અમો એક હજાર ને ત્રણ તનબદન જીવતાં જીવત જીન્ન મુકામ પોહોંચવા ખાતર રાહ માપવાની અણી પર હોઇએ એવો અમારો નક્ષ થઇ રહયો હતો. પહાડ જેવા બદન ને પેહેલવાની છક કરનારી બાજુ છતાં અમો ગોયા નાતવાન બચ્યાં મીસાલે ત્યાં ધુમ થઇ ઉભા હતા. આ વખતે દાદ પોતાના બરફ જેવાં બદને ચાંદી જેવા ઉજળાં ઝધઝધતાં બખતરે શીકરાઇ આવ્યો. તે જંગીએ તમામ છેલા ને વફાદાર વતનીઓના ચેહરા જોયા. અને જમને ત્રાસ પડે તેવી કાતેલ ચશમથી શોહોલા ફેંકયા. દરેક દલેર દીલ ધુંજતું ને ચશમ આંસુ ગરતી થઈ. દાદે અવ્વલ શાહજાદા શાપુરને પોતાની પાસે બોલાવ્યો. આ વખતે તે મોતને મુલાકાત લેવાને તૈયાર થયલા દાદની જબાન શાહજાદી ગુલશીરીનાનું પાક નામ બોલી અને તેના જઇફ જાને તેનો અફસોસ ખેંચ્યો, મગર જ્યાં લગી જાન ત્યાં લગી ગુમાન રહે છે, તેમ તે છેલ્લા નામવર જંગી ઇરાનીની હાલત હતી. તે નામદારે હાલે પણ શાહજાદી ગુલશીરીનાનો બચાવ કરવા હીસાબ ખેંચ્યો. તે ત્યાં બાંગેબુલંદ બોલ્યો "અગર આપણી નામદાર શાહજાદી ગુલશીરીનાને આપણા કોઇ માહ ઇતબારી પેહેલવાન ને લશકરની નાની ટુકડી સાથ તુર્કસ્તાન દરમ્યાન ત્યાંના બુઝર્ગ શાહના બુલંદ આશરામાં રવાના કરી હોય, તો ત્યાં આપણી સાસાન્યાન અવ્વલ ઓલાદની નેક ખાનદાની શાહજાદીને જીંદગી લગી કોઇથી ઇલજામ પોહોંચનાર નથી. અગર તુર્કસ્તાન નહીં જવા ચાહે ને હીંદુસ્થાન જાય તો તે પણ બેહતર છે, કે ત્યાં આપણા ન્યાગાનોનાં ટોલાંઓની આજ

હાકમી ચાલે છે તેમ તે આપણા દોસ્ત મુલકમાંની ઓહોળી જમીનમાંનું ખુણું પસંદ કરીને ત્યાં આપઅખત્યારીથી આપણા અમલની સ્થાપના કરી હોય તો આકેબત હાંસલ છે. હવે આપણાં વતન ઇરાનને છેલ્લી સલામ કર્યામાંજ શાહજાદીની શોભા જળવાય જેવો સાર જણાય છે. હવે ઇરાન ને ઇરાનીઓ બન્ને એકબીજાથી એવા જુદા ને દુર થશે કે જમાનાના જમાના જેહાન ઉપર વહી જશે, ને શાહાનશાહાતોની શાહાનશાહાતો ફાની ખાકનશીનો દરમ્યાન ગુજરી જશે, મગર ઇરાનને ઇરાની મળનાર નથી. ઇરાન જીતવાની બાજી તો દસ્તથી ગઇ, મગર ગુલશીરીનાને સલામત ઇરાન બાહેર કહાડવાની બાજી તો દસ્તથી ગઇ નથી. ગુલશીરીનાને સલામત ઇરાન બહાર કહાડવાની બાજી તો હજી આપણા દસ્તમાંજ છે."

"પછી દાદે પોતાની પાસે બેસાડેલા શાહજાદા શાપુર તરફ જોઇને ઘણા આરજુમંદ ચેહરે શાહજાદી ગુલશીરીનાને લઇ તુર્કસ્તાન કે હીંદુસ્તાન એમાંથી એક પાદશાહાત તર્ફ રવાના થવાને અરજ કરી; મગર મોતના ખ્યાલમાં ગરક તેમ જૈફીના સબબે તદન નાઉમેદ થયલા શાહજાદા શાપુરે પોતાનું સર ખાકમાં નાખીને અર્જ કબુલ કરી નહીં. શાહજાદો બોલ્યો. 'ઓ મોટા દાદ! મારી નાફરમાની માફ કરજો, હું હવે ઘણો જઇફ થઇ ગયો અને મારા બદનની રગેરગ નાઉમેદીની સુસ્તી ફેલાઇ ગઇ. હવે મને મારાં વતનમાં મારા છેલ્લા જંગી વતનીઓ દરમ્યાન મારા આગાનોની શાહાનશાહાત તારાજ કરનારા દુશ્મનો સામે મારાં ઇરાનને કીનો લેતાં અજલ પામવા દો. હવે બે ચાર કલાક રહેલી જીંદગીને તાકાત નથી કે તે જ્યાદા જવાંમરદીની જોખમદારી માંહે ઉતરે ને પાર પડે. હવે તો ઉમેદની વિજળી ગેબ થઇ ચુકી અને નાઉમેદીની શીહાઇ પંથરાઇ; ત્યાં તે કાતેલ શીહાઇમાં બે ચાર તરફડયાં મારીને મને આ ફનાઇથી કુચ કરી જવા દો. આ જંગના મેદાનમાં મોત સંગ એક ટકકર ખેલતો દાવ ચલાવવા દો.' આ કીનાની જબાન સાંભળીને મોટા દાદની ચશમ એક પળ વીંચાઇ, તેના જઇફ ચેહરા ઉપર અજલની શીહાઇ ફરી વળી.

"જ્યારે દાદે ફરી ચશમ ખોલી જોયું ત્યારે અવ્વલ મારી તરફ જોઇને મોતને મળવા જનારા તમામ બાકી લડાયકો દરમ્યાનથી મને પસંદ કર્યો અને પોતાના બંને દસ્ત જોડીને મને મોટી ઓજરખાહીથી પોતાની છેલ્લી અરજ ગુજારી 'ઓ મોટા ને ભલા ઇરાની, એટલી મારાં મનની મુરાદ બક્ષવાને તું કબુલ થા. જામાસ્પ, આ જંગમાં જાન આપવામાં જે નામદારી છે તે કરતાં કરોડ ઘણી જ્યાદા નામદારી આપણા સરના તાજ મીસાલની હકદાર શાહજાદી ગુલશીરીનાને બદકાર દુશમનોના દસ્તથી બચાવી લીધામાં છે. જંગી જામાસ્પ! તું મને આજે આ વખતે મારી અરજ કબુલ કરી મારી એકની એક એ ઉમેદ નવાજ અને છેલ્લી વખતે સરફરાજ કર.'

"હું આ અરજ સામે કયા સખુન કહાડું? કઇ આનાકાની કરૂં? દાદ જેવા ઇરાનના મોટા ખેરખાહ ને શીરેસ્તે આદમને નાફરમાન થવું કે તાબે રહેવું, એ મને સમજાયું નહીં. મારૂં મોહ બંધ રહ્યું. દાદ એથી ઘણોજ ખુશી થયો. તેના દીલમાં એવી તેજી આવી કે દીન-દુશ્મનો શીરોઇના કીલ્લાને સુરંગ પાડીને ઉડારવાનો મનસુબો કરતા હતા, તે જંગલીઓની એક છેલ્લી જંગથી એવી પાયમાલી કરવી કે મોતના ઘેરાયલા ઇરાની દીલાવરોની જંગની યાદગારી રહી જાય. પછી નામદાર દાદે મને બીજો હુકમ કહયો.

"ઓ નામદાર જંગી, તું જેવો બલ્ખબામીના કીલ્લામાં પોહોચે કે તેવોજ શાહજાદી ગુલશીરીનાને મારી તરફથી નેક દુવા ચાહજે, અને મારા હુકમ ઉપર શીતાબ અમલ નહીં કરીને મોટા સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાને તમામ ઇરાન ને ઇરાનીઓની તારાજી કરી છે, તે સાર સમજાવજે. સપેહસાલાર રૂસ્તમ હુકમ માફક કુચ કરી નીકળ્યો હતે તો મોહાવ્યાને બેશક રાહના દરમ્યાન મલ્યો હતે; જો એમ થતે તો બીલકુલ બલ્ખબામીની પાયમાલીનો પાયો પડયો હતે નહીં. અગર તે શીતાબ કુચથી સીરીયા આવી લાગો હતે તો મોહાવ્યા હાથ બતાવ્યામાં ઓર ફસી પડીને ત્યાંજ જંગમાં ગુંટાયો હતે અને મોહાવ્યા

જેમ ચુપચુપ દાવ સાંધીને બલ્ખ ઉપર ઉતરી પડયો તેમ હું સીરયામાંથી છુટો થઇને બલ્ખ આવી લાગો હતે અને આપણા ઇરાન ને ઇરાનીની આખર આવવા દીધી હતે નહીં.'

"પછી કેહજે શાહજાદી ગુલશીરીનાને કે ઓ શાહજાદી! ઇરાન જીતવાનો હજી વખત હતો અને ઇરાની જોર ફાવવાને હજી વીલંબ હતો; મગર જેનો પાયો અવ્વલ પડવો જોઇતો હતો, તે અવ્વલ પડયો નહીં; તે પાયો શાદી હતી; અને જેનો પાયો આખરે પડવો જોઇતો હતો તે આખર પડવાનો ઠેરાવ રહયો નહીં. તે ઇરાન જીતવાની જંગ હતી. અને હવે આપણે પાયમાલ થઇ ગયા. ઇરાન હારી ગયા. તદન તારાજ થયા. ઇરાન ને ઇરાની બન્ને એખલાશનો બાબ. બનનાર બની ચુકી. ઇરાન ને ઇરાનીઓ દીનદુશ્મનોના ભોગ ઠેડવઇ ચુકા. મારી તકસીરની માફી ચાહું છું. ઓ મારી તાજદાર કયસરા! ઓ મારી જેહાનની અવલ સરતાજ તું નુરને ખુદાના આશરામાં મેલું છું ને આ છેલ્લી ઉમેદની મારી છેલ્લી દુવા ગુજારૂં છું કે મજદાની મદદ ફલો ને દીન દુશ્મનો ફના મલો.'

"દાદના આ સખુનો પુરા થયા અને શીરોઇમાં દુશ્મનોની ફોજની ફોજ કુચ કરી આવી. શીરોઇનો કીલ્લો એક પડતલ મોટો શાહાનશાહી મેહેલ જોઇ લેવો. હાલ તે તદન વેરાન થયલો હતો. માત્ર મોતની ઘડીએ સેજ વીસામો લેવા ખાતરજ આ એકવાર ઇરાનની તવારીખને ઝળકાવનાર કીલ્લા દરમ્યાન દાદ પોતાની મુઠીભર ફોજ સાથ દાખલ થયો હતો. યજદેજર્દના છેલ્લા હદિસાના જમાનામાં આરબો હાથે એ કયાની કીલ્લાના તમામ આતશખાના, મેહેલો, રાજદરબારો ને અદલગાહોની તારાજી થઇ ગઇ હતી. કોઇપણ ઇરાની મકાન બચ્યું હતું નહીં કે તે ઉપર હાલની ઉલટેલી આરબ ફોજોનો કોપ ઉતરે? એક કીલ્લો બે ચાર કલાક જંગ રમત ખેલવા જેવો હતો; જયાં મોતના ઘેરાયલા એક હજાર ને ત્રણ ઇરાનીઓ, ઇરાનના બેકીમતી ખજાનાની કીમતના પોતાનો છેલ્લો દમ મેલવાનો એક જંગી ખેલ કરવાને તૈયાર થઇ

રહયા હતા. આ એક નાની ટુકડી, ગોયા એક દરખત જેને જમીનદોસ્ત કરવાને હજારો હજાર તુફાની પલીદો ઉલટી ધુરકતા હતા. આ પલીદોની ફોજ દરમ્યાન તબ્રીજનો આરબ હાકમ છેક નજદીક ધસી આવ્યો હતો. જે પોતાની કમાનમાં ખોસેલાં તીરની નેમ દાદ ઉપર કસતો હતો. તેને જોતાં દાદે નામદાર શાહજાદા શાપુર તરફ જોયું કે શાપુરે તે પલીદ હાકમ સામે પોતાનો અસ્પ દપટાવ્યો. શાહજાદા શાપુરનો સાસાન્યાન પોહોળો ચેહરો જોતાં તબ્રીજના હાકમ ને તે સાથનું તેનું રક્ષક લશ્કર ઘડીભર ચોંકી ઉભું રહી ગયું. અને શાહજાદા શાપુરે પોતાનો નેજો તબ્રીજના હાકમના દસ્તમાં ખેંચાયલી કમાન ઉપર લગાવ્યો. કમાનનું મોહ ફરી ગયું. તે છુટેલો તીર તેની જાતનાજ બીજાં લશકર દરમ્યાન બે ત્રણ આરબ સીપાહોને જખ્મી કરીને જમીન ઉપર પાડયો. આ મામલો જોઇને તબ્રીજના હાકમે શાહજાદા શાપુર ઉપર શમશેર ખેંચી પણ શાહજાદા શાપુરે એક આરબ મારીને મરવાનું શરમ ભરેલું જાણ્યું. તે નામદાર પોતાના ન્યાગાનોના તરીકા મીસાલે ત્યાં જંગ મચાવીને તબ્રીજના રક્ષક લશકરની ટુકડીનો અંત લાવ્યો. આ ખેજાલત તબ્રીજના હાકમથી ખમાઇ નહીં. તેણે શીતાબ પોતાનો નેજો ઉઠાવીને શાહજાદા શાપુરના સેંકડો તરફથી જખ્મી થયલાં બદન ઉપર માર્યો. બીજો એક જરબ તેના મરોદ લેતા સીના ઉપર લગાવ્યો. ત્રીજો ગરદન ઉપર અને ચોઠો પેહેલુમાં, એ માફક પેદરપે ચાર જરબો મારીને શાહજાદાની જેહાન શીહા કરવા ચાહી; મગર શાહજાદો શાપુર એવા ચાર પાંચ નેજાના જરબોના સબબે જાનથી બેજાન થાય તેવો નબળો હતો નહીં. આ વખતે અજલ પાસે આવી છે અને જાન નામોશી ને નામદારી વચ્ચે હમનબરદી કરતો ઉભો છે; એ જાણીને તેણે તબ્રીજના હાકમની ગરદન ઉપર પોતાની ઝેરી પાણી પાયલી શમશેરનો એક કળાબાજ દસ્ત અજમાવ્યો. તે સપાટો જબરો ને મરદાનગીનો ખેલ કરનારો હોયાથી તબ્રીજનો હાકમ સેજ ઝટક ખાધા મીસાલે પોતાના રક્ષક લશકરીઓનાં લોહી દરમ્યાન રેલતો થયો.

શાહજાદો શાપુર પોતાના દીનદુશ્મનને બેજાન કરી રહયો કે પછી તેના મગજમાં એક પછી એક ચકર આવવા લાગ્યાં. હવે તેનાં તન ઉપર સેંકડો કારી જખમો થયાની અસર પોહોંચી. તે પણ પોતાના અસ્પ ઉપર બે ચાર પાંચ પળ ડાબા જમની ડોલ્યો અને પછી એક મોટા ઝોંકા સમેત દીનદુશ્મનોના મુડદાંના ઢગ ઉપર તુટી પડયો ને મુડદું થયો.

"શાહજાદો શાપુર ને તબીજનો હાકમ જંગમાં પડયા, તે વખતે બીજી બાજુ ખોરાશાનના હાકમ ને તેનાં જબરાં લશકરના ધુજારા સામે હું લગભગ પાંચસો ઇરાનીઓની જબરદસ્ત લડનારી ટુકડી લઇ થયો. આ લડાઇમાં અમો જેટલા ગુંટાયા હતા તે તમામ ફકત હું એક કમબખ્ત શીવાય મેદાનમાં મુડદાં થઇ પડયાં. હવે મુદઇઓના મસ્તાન ટોલામાં આપણા ઇરાની જોર ને જંગની જબરી દેહેશત પેઠી. જે શમશેરબાજી આપણા ઇરાનીઓની આરબો દરમ્યાન ચાલી, તે એવી તો આફતનાક ને અજલગાર હતી કે તેનું જોર જમાનાએ જોયું હોય તો તે વખતેજ. આ અમારી જંગ જોવાને ઘેરાયલાં આસ્માન ઉપર તે જેહાનની તુરી ખલકત જમાવ થઇ હોય અને અમારા કીના ને કેહરથી હદ થયાની હવા ફુકાતી હોય એવો ત્યાં શીહાઇ પંઠરાયાનો તોર જણાતો હતો.

"આ વખતે મોટા દાદને શીરોઇના કીલ્લાના ભોયરાંમાં ઇરાનના શાહાનશાહોના શરાબોના હજારો પીપો ભરી મેલેલાની યાદ આવી, તેથી તે કીલ્લા દરમ્યાનની રદ થયલી નેહેરની નલીમાં ભરવા સારૂ મશગુલ થયો હતો. આ કામ તે નામદારે બાકી પાંચસો ઇરાની દલેર અથોરનાનો સાથ પુરૂં કર્યું અને બીજા ઉલટી આવેલા આરબોના હોમલામાં એ બાકી ઇરાની જંગીઓ સેજમાં સાફ થઇ ગયા. દાદ, એકલો કીલ્લામાં ને હું બાહેર. વખત કેવો કે જાણે કયામતજ બરપા થઇ. આસ્માન કેવું કાળું થઇ ગયું ને સરજમીન કેવી અંધારી બની ગઇ, જાણે આલમોની દુન્યા ઉપર અરહેમનો ઉલટી ફાવ્યાનો રંગ મચ્યો. વાએજેહાન દાદે, બેહરામ યજદની બંદગી કરીને તેની મદદ માગી અને

એક હજાર શાહમુર્ગો આસ્માન ઉપરથી ઉડી આવ્યા મીસાલે દેખાવ થઇ રહયો. તે તમામ શાહમુર્ગો દાદ પાસ આવી સર નમાવી ઉભાં. ત્યાં તેઓ દરમ્યાન કેવી જબાન બોલાઇ અને શું ઇસ્મ મચ્યું તે હું તેઓથી ઘણો દુર તે કશું સમજી કે જાણી શકયો નહીં. આગલ હોતે તોપણ દાદના તરીકા ઉપર હું કાંઇ આપણા તંત્ર મંત્ર દરમ્યાનની રીયાજતને પોહોંચ્યો નહીં હતો કે તેથી વાકેફ થતે. અંતે આ સો શાહમુર્ગો સાથ દાદ વીજળી મીસાલે તમામ કીલ્લાને નાકે નાકાં જોઇ ફરી વળ્યો. એક જેહાન લરજ્યા મીસાલનો ઢપકારો થયો. મને ચેતવણી મળી. હું છુપા માર્ગ માહે ગરયો. તે વખતે મેં આસ્માન સાથ જમીન ઉછલ્યા મીસાલનો એક અવાજ સાંભળ્યો; જ્યારે હું હવા ખાવા ભેદી માર્ગના મુરજાને જંગલના ખુલ્લાં વેરાન માહે નીકળ્યો, ત્યારે ત્યાંના પહાડના શીખર ઉપર મેં શીરોઇના કીલ્લા તરફ મારી નેધાહ કરી તો ત્યાં ના તે કીલ્લો જણાયો કે કાંઇ લશકર કે લડાઇની હીલચાલ. ગોયા ત્યાંની જેહાંનને આકેબતની નીંદ આવી હોય અને રોજે અવ્વલથી તે તરફ કોઇ આદમ અવતાર કે કદમ આશ્કારા થયું નહીં હોય એવો એક સલંગ પાતાલ કોહ મીસાલનો શીહા ગાર ત્યાં જણાયો. સીરયાની જંગ ને દાદનો અંત આ મીસાલનો આવ્યો છે. હું એક કમનસીબ મારા હમશરીકો સાથ બેવફા થઇને ત્યાંથી નાહાસી આવ્યા જેવો પોતાને જોઇને હાલે બેશુમાર શરમીન્દો થાઉં છું. મારી નામદાર શાહજાદી જનાબ હું મારા સપેહસાલાર દસ્તુર દાદનો હોકમ બજાવવા હાજર થયો છું. જ્યાં લગી હયાં જંગ તમામ ખલાસ થાય ત્યાં લગી હયાં મારા ન્યાગાનોની ઓલાદની હકદારના ઇરાની પાદશાહાત ઉપરના દાવા ખાતર જંગમાં ઉતરૂં ને મોટા મોહાવ્યાના જબરા ધુજારાનો સત્રાદ ચખાડું."

જાસુસ બનેલા જંગી જામાસ્પની જુબાનથી મોટા દાદ ને શાહજાદા શાપુર ને અથોરનાન દીલાવર લશકરનો દીન દુસ્મનોની જંગમાં આવેલો અંત સાંભલીને નસીબાની તદન નાઉમેદ થયલી ગુલશીરીનાએ જારી કરી. ગુલબહાર ને તે સાથ બીજી શાહજાદીઓએ પોતાની શાહા-

નશાહજાદીની માહેતમમાં મોહ ને ચેહરા ગરક કર્યા અને સામે ઉભેલા દીલાવર આદરબીજાની જંગીઓની જબાન ઉપર અફસોસના અવાજ ગાજ્યા. પણ હવે કોટની સરીલ ઉપરથી આદરબીજાની લશકરે આફતની નીશાની ઉડારી. તમામ બલ્ખબામી મોતના ચોધરદમ મારાથી તારાજ થવામાં કશું બાકી નહીં હતું. ત્યાં મોહાવ્યાનું લશકર કીલ્લાની સપાટી લગી સીડીઓ બાંધીને ઉપર ચહડી આવ્યું. ઇરાની ને અરબસ્તાની હાથો હાથ કુસ્તીબાજીમાં મસ્ત દેવજાદ મીસાલ વળગી પડયા. ગોયા કોટની સપાટી કુસ્તીનું મેદાન બની ગયું. મોતના ખેલની કુસ્તી માંહે એક બાજુ જંગી ઇરાની ને બીજી બાજુ ઝનુની આરબ પડવા લાગા. જાન સલામત ને હાડકાંનો ચુરેચુરા થયલા હજારો આરબોનો એક વખતે ઉઠતો પોકાર કેવો દેહશતનો દોર ચલાવે, તે લડાઇના મેદાનબાજોનેજ ખબર પડે અને જંગી ઇરાનીને તો અંતે મોતને મેદાન પોહોંચ્યા વગર છુટકો નહીંજ, તેથી તે ગમે એવો દોદરો થયા છતાં બીજા તાજા હરીફના હાડ સાથ વીટલાઇ જઇ અઝદા મીસાલે વળ ઉપર વળ લઇ સંગીન બદનના નવા આરબનો એવો ગલખરો ડાબતો કે મરતાં ના ઠાર કે જીવતાં ના કરાર એવી તેની હાલત થતી. આ જંગ જબરી ચાલી. બલ્ખના કીલ્લામાં હજારો હજાર આરબો ચહડી આવીને જેવું જેનું ઝનુન તેવી તેની જુમબેસ. ગોયા આદમીથી આફત આવી હતી નહીં. પણ અબલીસોથી આફત ઉલટી હોય એવો અફસોસકારક હીંગામ ત્યાં હતો. આ વખત સપેહસાલાર રૂસ્તમને સર તેના રદી નામને રોશન કરવાનો સીતારો બેઠો હતો કે કેમ, તેમ તે જંગીઓના મોટા સપેહસાલારે પોતાની શમશેરનો ખેલ જારી કર્યો અને જંગી જામાસ્પ, અરે તે તનબદન રૂવેરૂંવે રેજરેજ થયલો ને નાઉમેદીની કંટાયલી શીકલ બનેલો એવો તો શાહજાદી ગુલશીરીનાના ખરા હક ખાતર મોહાબ્યાના મસ્તાન ને ખુનખાર લશકર દરમ્યાન કતલ ચલાવા લાગો, કે તમામ કતલ થયલાં ઇરાની લશકરના સીપાહોનાં પાક રૂવાન ગુરૂથમાન બેહેસ્તથી સાબાશ સાબાશ પોકારતાં હોય, એવો તેની

જંગનો જશ ગવાવા લાગ્યો. ઇરાની તે એનું નામ, કે જેની જંગ ને શમશેર ને દીલાવરીનો શુમાર નહીં રહયાથી કોટ ઉપર ચહડી આવતું આરબ લશકર ડર ખાઇ ગયું. ઘડીભર બલ્ખબામીના કીલ્લા ઉપરથી કીરતારનો કોપ કમી થયો હોય એવો એ રોશન હીંગામનો શીતારો તલુ થયલો જણાયો.

કીલ્લાની સફીલ લગી ચોવીસ ફરતી સીડીઓ બંધાયાથી તે તમામ ઉપર આરબ લશકર કીડી મીસાલે ઉભાઇ જતું અને જંગની જેહાન લરજાવનારી ચીચ્યારી પાડતું તે ઇરાની જોર ને જંગ જાનફેશાનીથી આ વખતે જેવું ઝાખુ પડયું તેવું તો તે કોઇ વખતે પડયું હતું નહીં. જંગી રૂસ્તમ બીન ફીરૂજાન પોતાની આદરબીજાની ફોજોની ફોજ સાથ આ છેલી જંગમાં જેવો જબરો ને ખુનખાર શમશેરબાજ જણાયો, તેવો તે આગલી કોઇ લડાઇના હીંગામમાં આશ્કારા થયો હતો નહીં. ઝનુની આરબોએ રાતનો હીંગામ નજદીક જોઇ ગુરૂજ મીસાલની મસાલો રોશન કરી અને મગજમાં ખુબ ધુંઇ રાખી કે આ રાતેજ કઇ પણ રીતે બલ્ખબામીનો કીલ્લો તારાજ કરવો. કઇ કઇ તરફ તો આતશ આશ્નાઇ ચાલી ચુકેલી અને આગના ભભુકા ઉડી રહેલા, મગર મોતનો શીકાર થયલો ઇરાની તેની કશી પણ પરવા વના આંખ વીચીને લડતો રહયો. પલકે પલક સો સો આરબો કીલ્લા ઉપરથી ગગડી પડીને સીડી દર સીડીએથી બીજા આરબોને લઇ છેક ટલવાં ઉપર પછડાઇ બેજાન થતા રહયા. બલ્ખબામીમાં પલકે પલક ચાલેલી મરકીના ભોગ સો સો બુઝર્ગ ને બચ્ચાંઓ થઇને ત્યાં તો માહેતમ ને માહેતમ ચાલી રહી હતી. રૂસ્તમ બીન ફીરૂજાન રાતનો હીંગામ થતાં તે હજારો જખમોથી ગોયા મોતનો બંદીવાન થયા મીસાલે જંગી આદરબીજાનીઓ સાથ દોન દુશ્મનોના ઢગના ઢગ મુડદાં પાડતો રહયો.

મગર યાહોમ દસ હજાર દમની એક સલંગ ચીચ્યારી પડી. બલ્ખબામીનો કીલ્લો ગોયા બોલતો થયો હોય તેમ તેનાં જીગરમાંથી માતહેમ ચાલુ થઇ. એકી પલકે દસ હજાર શમશેર હવામાં ઘુમી અને અને એકી પલકે હજારો ગરદનફરાજ જંગીઓની ગરદન કપાઇને સર

હવામાં ચક્કર ખાતાં ખાતાં કીલ્લાને ટલ્યે ચાલ્યાં. ઇરાનીઓના ધકબા-લનો હીબાબ નકી થયો. રૂસ્તમ બીન ફીરૂજાન કીલ્લા ઉપર બેજાન થઇ પડયો. તેનું મુડદું મુદઇઓએ ઘસડી લઇ જવાનો એક જોર કર્યો. આ વખતે ઇરાની ને આરબ લશકરને નાક જાળવવાની જંગ લાગી. ઇરાનીઓ પોતાના મોટા સપેહસાલારનું મુડદું ઘસડી જતા મુદઇઓ ઉપર પડયા. મુદઇઓ પણ જાનની પરવા વગરના હતા. એક કલાક સુલતાની જંગ મચી મગર બન્ને બાજુ નાસીપાસ રહી હતી. આખરે એક આરબ જંગીએ પોતાની કમરમાંથી ખંજર ખેંચી કહાડીને ઇરાની સપેહસાલારનું સર કાપી લીધું કે બદન ઇરાનીઓ હસ્તક હોયાથી તે વગર ધરનું તેઓના કબજામાં આવ્યું. અફસોસ હવે વધ્યો તેની હદ ક્યાં લાગે? આરબોએ રૂસ્તમનું સર નેજાની નોકમાં ખોસીને કીલ્લા ઉપર ચહડાવ્યું. તમામ બલ્ખબામીની જબાને જેહાનનું જીગર જખ્મી થાય એવી માહેતમ મચાવી. નાતરસ મોતને પણ રેહેમ આવે તેવી તે વખતે દીલાવરોની છાતીનો જોસ ઉઠયો. જંગી જામાસ્પે કપાલ ઉપર ત્રાપ મારી અને ગુલશીરીના પોતાની બાકી બાનુ મંડલ સાથ પોતાના જંગી સપેહસાલારના મોતનો ગમ રડી.

હવે ઇરાનીઓના આખરના ગમનો કીનારો ક્યાં લાગવાનો? સપેહસાલાર રૂસ્તમનાં મોત સાથ બલ્ખ દરમ્યાનની આદરબીજાનની જંગી ફોજનો પોણો ભાગ તારાજ થયો. હવે બાકી ભાગ સાથ જંગી જામાસ્પ કોટ ઉપર હાજર હતો. મુદઇઓએ રૂસ્તમનાં સરને નેજા ઉપર ખોસીને ખુશાલીના પોકાર ખેંચ્યા છે. ચોગરદમ સળગેલી મસા-લોથી રોશની મોતનો સાલ્લો પેહરી ત્યાં પોતાની દેહેશતમંદ ઝલક ફેંકતી હોય તેવો ઘેરો રંગ ઝલકે છે. મુદઇઓની ભારે ખુવારી છતાં નવાં બીજાં મુદઇ લશકરોના આવ્યાથી ઓર વધારો થતાં તેઓની જંગ દમબદમ જ્યાદા ને જ્યાદા ફત્તેહમંદ ઉતરતી ચાલી.

મધરાત લગીમાં તો આ જંગ ગોયા આસ્માની ગજબ મીસાલનો પોતાનો દોર ચલાવી રહી. બાહાદુરીથી દરેક ઇરાની પોતાના દમની

છેલ્લી ઘડી તલક જંગ દરમ્યાન નીભ્યો અને પોતાના એક જાન ને બદન સારૂ મુદઇઓના દસ બદન ને દસ જાન લેનારો રહયો, તોપણ હવે ફકત જામાસ્પ ને સો ઘણા બુઢા બુઝર્ગ કીલેદારોજ બચેલા હતા. લખ્ખો લખ આરબ સીપાહો કોટ ઉપર ચહડી આવ્યા હતા. ચારે તર્ફ આગ લાગ્યાનો સુમાર રહ્યો હતો નહીં. આ દેખાવ જોતાં જામાસ્પે કહ્યું "મારા બુઝર્ગ હમશીરીકો! હવે બંદગી વગર આ જંગમાં બીજો ઇલાજ અજમાવવો રહયો નથી. બંદગીથી મદદ થાય તો થાય બાકી હવે થઇ ચુકું." તમામ બુઝર્ગ કીલ્લેદારોએ એ સંગીન મત કબુલ રાખ્યું.

જામાસ્પે અવ્વલ તીર યજદની બંદગી કરી, અને ચોતરફ આતશના શોહોલામાં વીટાઇ જતા બલ્ખબામીના કીલ્લાનો બચાવ ચાહયો, અને બુઝર્ગ કીલ્લેદારો એક પછી એક તે આગ હોલવવામાં યજદાનનાં નામથી જીગર ઉપર દસ્ત મેલી રહયા. તેને થોડીક સાયત ગુજરી કે તીર યજદ બર્ફનો વરસાદ વરસાવવા લાગ્યો. બર્ફના ગોલા ને ગોલા આસ્માન ફાટીને જેહાંન ઉપર તુટી પડતા હોય તે મીસાલે મઝદાની મેહેરબાની ઉતરી, તેથી આરબ લશકરનાં લશકર તે બરફના વરસાદથી પોતાનો બચાવ કરવા ખાતર જ્યાં સરને બચાવ મળે ત્યાં ત્યાં ભરાઇ જવા લાગ્યાં. જામાસ્પ એ બંદગીમાં લગભગ બામદાદ લગી મશગુલ રહયો અને બર્ફના વરસાદથી તમામ બલ્ખબામી જળી બળી ખાક થતું બચ્યું.

જાણે બલ્ખ મોતનું મેદાન હોય તે મીસાલનો તેનો હાલ મામલો નજર આવવા લાગ્યો. કીલ્લા ઉપરથી લોહીનો વરસાદ વરસતો હોય એવો કીલ્લા ઉપરના લોહીલુહાન મુડદાઓનાં લોહી સાથ બરફનું પાણી મળીને ત્યાંથી ધમધુકાર ખુનની નદી વેહતી હોય એવો તલેસ્માતી તમાશો દેખાતો હતો. આ તલેસ્માત દરમ્યાન ગુલશીરીના પોતાની બાકી લડાયક ત્રણસો બાનુઓની ફોજ સાથ તે કીલ્લાની સફીલ ઉપર કુચ કરતી આવી.

ગુલશીરીનાની ખુબસુરતી કે જુવાનીનો બહાર તદન ગુમ થયો હતો. ફકત હાડકાંનો આકાર ગોયા પલીદ સમ બની જઇને એવો દેહેશત-

મંદ બન્યો હતો કે ફકત તે ઉપર નેધાહ જતાંજ જાન માંહે લખલખાં ચઢવાને શરૂ થાય. તન ઉપર પોતાના ન્યાગાનોમાંના મોટા ન્યાગાન આદેલ નોશીરવાનનું બખતર પેહેરયું હતું. સર ઉપર તે કેસરાનુંજ લડાયક તોપ મેલ્યું હતું. કમરમાં એક સાંકળીની કમરબંદમાં એક પોલાદની ઝેરી પાણી પાયલી તલવાર સાદાં પોલાદી મ્યાનની લટકતી હતી. તેના હાથમાં કયાનીઓના જમાનાની ચાંચી કમાન ધરેલી અને ખભે ઝેરી તીરનો ભાથરો લટકાવેલો હતો. તેની ચશમમાંથી ઝલક જતી રહીને તેમાં આતસ્યા ઘેરો રંગ પુરાયો હતો. તેની શીકલ તદન ફેરવાઇ ગઇ હતી. તે પાસ રેહનારી ને મસહલત આપનારી રાત દીવસની વસેલી બાનુઓ ને શાહજાદીઓ પણ તે આગલી ગુલશીરીના છે એ ઓળખ ખાતરીથી આપવાની હીંમત કરી શકે નહીં એવો અજાયબ ફેરફાર. અરે કોઇપણ માને નહીં કે તે એક મરદ નથી ને ઓરત છે એવો ગુલશીરીનાનો કરક આકાર ફેરવાયો હતો.

તેમજ તે નામદારનું બાનુ લશકર કોઇ બળાઓનું બન્યું હોય એવો મુદઇઓની દેહેશતે તેનો ફેરફાર કર્યો હતો. આ બાનુ લશકરને મન નકી હીસાબ થઇ ચુકેલો, કે આ છેલ્લી જંગમાંથી જીવતાં તો કદી પાછાં ફરનાર નથી. અને હવે જે જીવતી જીંદગીની સાયતો બાકી છે, તે માત્ર કોઇની પા કે અરધીજ બાકી, ત્યાં પછી રૂપ રૂવાની ને રંગ છોક રહે કેમ? અને લખ્ખો દીન દુશ્મનો, તે પણ લોહીના તરસ્યા, તે લશકરો વચ્ચે ફતેહ ફીરૂજગર ઉતરવાની ઉમેદ તે કયાંથી બંધાય? અંત નકી, તે પણ કેવો અંત કે મોત પાછલ ના ખાદીનું કફન કે માટીનું ઢાંકણુ. તે મોત પણ કેવું કે જે હાલ મુદઇ મુડદાંઓના તે હાલ તેઓનો પોતાનો. એ ખ્યાલજ કેવો કે જીવતો જીવ સેજેજ બેહોશ થઇ બદનમાંથી નીકળી જાય.

એ હાલતમાં તે બાનુ લશકર ને શાહજાદી ગુલશીરીના હતાં, તેટલાં ફરી મુદઇઓ કીલ્લા ઉપર ચહડી આવ્યા. ગોયા જમીનમાંથી ફુટી નીકળતા હોય તેવો ગજબ ઉઠયો. એક જંગનો વંટોલ્યો ફુકયો,

ચોગરદમ શમશેરબાજી ચાલી, પણ બાનુ લશ્કરે તીરનદાજીથી મુદઇ-ઓને મરતાં લગી નજદીક આવવા દીધા નહીં. જ્યારે છેલ્લી ગુલબહારે ચીચ્યારી મેલી ને છેલ્લો ખદંગી તીર છોડયા સાથ પોતાનો દમ મેલ્યો, ત્યારે બલ્ખબામીમાં એક ઇરાની સીપાહ કે સરદાર હૈયાત રહયો હતો નહીં. ના એક બાનુ તીરનદાજ કે ના એક બુઢી ઓરત સલામત રહી હતી. ના કોઇ ખલકનો રક્ષક કે ના કોઇ લશકરનો સીપાહ. તમામ તારાજ, તારાજ ને તારાજ. તમામ ઉમેદ ઉપર આતશનો દરયાવ ફરી વળ્યો. શાહજાદી ગુલશીરીનાની તમામ બાજી ફોકટમાં ગઇ અને મોહાવ્યાએ તમામ ઇરાન જીરજબર કર્યું.

પણ છેલ્લી બાનુ લડાયક એક ગુલશીરીના સલામત રહી, અને જંગી જામારપને પેલા દાદની મોત વખતની ફરજ બજાવવાની, તેથી તે પોતાને બનતાં લગી બચાવવાને બંધાયલો, તે એક ફકત ઇરાની સપે-હસાલાર બચ્યો. સપેહસાલારે પોતાની નામદાર શાહજાદીને ઘણી ઘણી સમજાવીને ઓજરખાહીથી આરબોનો ભોગ થતી બચાવી લીધી. જામા-સ્પ મોટી મીનત ગુજારીથી પોતાની શાહજાદીને પોતાની સાથ કીલ્લાના મેહેલમાંના છુપા માર્ગે દીનદુશ્મનોના પંજાથી છટકાવી નસાડવામાં ફાવ્યો.

એ રવેસ ઇરાનની છેલ્લી હકદાર શાહજાદી પોતાની તમામ બાજીથી નામુરાદ થયલી જઇફ જામાસ્પ સાથ ઇરાન સરજમીન ને સરહદને છેલ્લી સલામ કરી ગમખાર ચેહેરે બલ્ખના છુપે માર્ગે તુર્ક-સ્તાન તરફ લાગેલા ગંજાવર કોહે અલબૃઝ તરફ ચાલી. પોતાના વતનને છેલ્લી નેઘાહ કરતાં તેની ચશમની રોશની બીલકુલ ઝાંખી થઇ ગઇ. એક આંધળી હાલતના ઇન્સાન ને તે વચ્ચે કશો તફાવત રહ્યો હતો નહીં.

શાહજાદી છુપા માર્ગે કુચ કરતાં છેલ્લા સખુનો બોલી, તે આ હતાઃ—

"આવ નાસીપાસી હવે તું પુર બળ,
છે રોશન સીતારો થયો શીહા ચલ.
ઉતર્યો છે શાહાનશાહાત ઉપરનો અમલ,
કયાની તખ્તોતાજ ઉતર્યું જ અસલ.

ઓલાદ અસલથી થઇ છું આજ બાતલ,
બાતલમાં ઓર છું બાતલ સીકલ.
શીકલ તો ફરી ગઇ આતશની કાજલ,
કાજલ હજી બેહેતર ચશમ થાય કાતલ.
કાતલ હયાં ચાલી જયાં સરજત સબલ,
ગીર્દેશમાં ગીર્ફતાર કજલ પર અજલ.
કરાર મને મોતના મેહેલમાંજ આ પળ."

---

## બાબ છેલ્લો.

**જામાસ્પ આવાં અદ્રીસુરની બંદગી કરીને રેલ ચલાવે છે—બરખબામીમાં રેલથી તારાજી—જામાસ્પ ને ગુલશીરીના અલબુર્જ ઉપર-જામાસ્પની છેલ્લી બંદગી ને મોત—ગુલશીરીનાનો ગમ—અલબુર્જના પહાડનું ફાટવું—ગુલશીરીનાનો શ્રાપ—ગુલશીરીના કોહે અલબુર્જમાં ગરક.**

યઝદાન, ઓ જેહાનના, જાનના યઝદાન,
આ આફતમાં શું રાજી તું નુરે નુરાન?
કે તારાજ થાય તમામ જરથોસ્તી ઇરાન,
બરબાદ થાય આબાદ જરથોસ્ત્યાન.
નામ નીશાન નાબુદ ને નાબુદ જાન,
છેલ્લી સલામ કરે ઇરાનને જબાન.
ઇરાનને જોય છેલ્લી ચશમ સાસાન્યાન,
હવે કાહાનીમાં કયાની-સાસાની ખુશરવાન.

બરખબામીના મેહેલના છુપા માર્ગમાં જામાસ્પ ઇરાનની હકદાર શાહાનશાહજાદી ગુલશીરીનાને લઇ ચાલ્યો, તે પાછળ આરબ લશકર ધુસની ધુસ તે છુપાં મુખ ખુલેલા માર્ગ માંહે દાખલ થઇ. શીહાગાર મીસાલના માર્ગમાં બે ઇરાની જાન, જોર અને જીગરના અવ્વલ આબવાળા પાછળ હજારો આરબોની ધમાલ પડતાં બચાવના કારી ઉપાય

લેવાને અગર વીલંબ થાય તો પછી થઇ ચુકું, તેથી જામાસ્પ ચોંકયોં અને જેહુન નદીની નેહેરના નાકાં ઉપર આવી લાગતાં આવાંઅદૂીસુરની બંદગી પહડવા લાગ્યો. તે મનમાં બબર્યો ને હાથના ઇશારા કરી રહ્યો. તે મોટા અથોરનાને મોટી રિયાજતથી નેહેરને સજીવન કરી. પાછળ દીનદુશ્મનોને થોડે છેટે દુર જોઇ ભંત્ર અવાજની હદ રહી નહીં. જંદ પદ ને જબાન હદ બન્ને દરમ્યાન જીવતો આતશ રોશન થયો. ગુલશીરીનાએ પણ નવધાર ચશમથી અહુરામજદાને અર્જ કરી અને આ શીહા ગાર દરમ્યાન હેવાન મીસાલનાં મોતે પીસાઇ જવામાંથી બચાવ ચાહયો. પળ આ વખતે કેવી કીમતી ને કામની હતી કે જો જામાસ્પની બંદગીને બારેતાલા કબુલ રાખવાને એક બે પળ વીલંબ થયો તો જોઇ લેવી તે છેલા બે અવ્વલ આબના ઇરાનીઓના બદનની હાલહવાલી. એક પળ માત્ર બાકી હતી આરબોની ધુસની ધુસ તે બન્નેનો ચુરો કરી નાખવાને, તેટલાં તે નેહેરના નાકાં ઉપરનો સંગ માહા જોર કરીને જામાસ્પે ખીસાડતાં ને ગુલશીરીનાને બાજુમાંથી પકડી મોટા કોહે અલબૃઝ ઉપર જવાને રસ્તે ફરી જતાં એક જબરો અવાજ થયો. જાણે પાતાળનું મોહોડું ત્યાં ફુટી નીકળીને ધસી આવતી આરબોની ફોજ ઉપર દરયાવ ઉલટી આવ્યો હોય એવી રેલ આવી. જેહુન નદી તે પડત નેહેરનાં સાધનો પોતાનો ખોફ વરસાવવા ગોયા જંગમાં ઉતરી હોય એ મીસાલે હજારો આરબોને પોતાની સાથ તાણતી બલ્ખબામીમાં આવી. ગોયા શહેર તે નેહેરના યોગે જેહુન નદીની કોઇ શાખા હોય એવો રંગ બન્યો. જીત મેળવી રહેલું આરબ લશકર પોકાર ને તુફાન કરતું ત્યાંથી નાહાસવા લાગું પણ કીલ્લામાંનું તમામ લશકર તે રેલમાં તણાઇ તારાજ થયું. આ રેલથી તમામ બલ્ખબામી પાયમાલ થયું. શેહેરમાં દાખલ થયલું એક પણ આરબ તન સલામત રહ્યું નહીં અને બાકી રહેલા તમામ ઇરાની કારીગરીના મહેલના ભાગ ને કીલ્લાના ખંડયર એવા પાયા માંહેથી ઉખડી ગયા કે ત્યાંની જીત ઉપર મગરૂર થવાને આરબોએ ઓર પોતાને શરમીન્દગી હાંસલ થયલી જોઇ.

, થોડી સાયત ગુજરી કે જામાસ્પ શાહજાદી ગુલશીરીનાને લઇને આસ્માનમાં પેવસ થતો હોય એમ અલઝબૃની ટોચ ઉપર નીકલ્યો. જાણે તમામ જેહાન એક ગોળ દાણો હોય તેમ તે બે તારાજ થયલાં ઇનસાનોની ચશમમાં સમાઇ ગઇ. જામાસ્પ બોલ્યો "અરે અહુરમજદાના અજમતની ભરપુર જેહાન, તું ખાતર જેઓ જંગ ને કીનાથી ખુનની નેહેર ચલાવે છે અને વગર હાંસલની ખુનામરકી ને વેરમાં પોતાનો દસ્ત લંબાવે છે, તે હારેમન ખવાસ ને સેતાન સીનાના શક્ષોને હયાં આવીને પોતાના લોભ ને મતલબનો ચીતાર જોવો જોઇયે કે જે નામદારી ખાતર જેહાન ટળે ઉપર કરવાની ખુન્નસ ચહડાવ્યામાં આવે છે તે તો એક પક્ષીની આંખના ઝીણા ડોળા જેવી નિર્જીવ ને નાની છે. તેનો ઘાટ ફક્ત તસબીના એક દાણા જેવો છે. અરે નથી તે દરમ્યાન અજાયબીનો રોશન રંગ ઝળકતો કે નથી તેના રોબનો ઢંગ ફરકતો. ગોયા ફાનસમાં ઝળકતા ચેરાગ સમ એક નક્ષ શીવાય જાન ને ગુમાનની ચીકાર જેહાન શું છે? કંઇ નથી. એક ખાબ પણ હજી પાયાદાર તેટલી તે નાપાયાદાર છે. એવી નિર્જીવ જેહાન સાથ જેહાનનશીનોએ પોતાના જાન બાંધ્યા છે અને અમન ચમનની ઉમેદ ઉપર ઇન્સાની તરીકાના તહેવાર ઢંગ નીપજાવ્યા છે. મારી નામદાર શાહજાદી! જેવો આ મજદાના મહાન મહીમા મીસાલના કોહે અલબુર્ઝને અને એ ઉપરથી આ ચોખુન જેહાન બાબે તમો નામદાર ખ્યાલ કરો કે આદમી કેટલી શકતી ધરાવે છે? કાંઇજ નહીં. તહેવાર ઉમેદ ને ગુમાન દરમ્યાન છકી છકીને છેવટ પળ મીસાલનો અવતાર મેલી ફના થઇ જવું એજ. હયાંની નાપાયદારી સાથ આદમીને હકતાલાએ જોડી લઇ તેનાં સર ઉપર એક વગર હદની આફતનો જુમ્બો મેલ્યો છે. એ આફતના જુમ્બામાં આદમજાત તરેહવાર કરતુકના પાયા નાંખે છે. તરેહવાર મગજ ને દાનેશના તરેહવાર ખ્યાલ ઉઠી ઉભા થાય છે; અને જેહાનને ઇલ્મના જોરે પીછાણનારા ફીલસુફો ઇન્સાનનો અવતાર તરેહવાર બદ નેક કેરદારના આધાર ઉપર ઠેરવી દીધો છે. જમાનો ગુજર્યા જેટલો લાંબો

વખત અક્લની ચશ્મમાં ફકત એક પલક છે. હાઃ હાઃ જીવતાં જીવતુ હું મારા મઝદા સાથ આસ્માનને લાગેલી અલબુર્ઝ ટોંચ ઉપર ચહડીને મળી જતો હોવું તેવો હું હલકો ને ખાલેસ થયો છું. જાણે આ હલકી ને પાક હવા મારા પીરાનપીર મીસાલના અશકત બદનની તાકાત નથી કે સોસી શકે. અરે આ નાતવાનીમાં મને મારાં આવતાં મોતની બસારત થાય છે. અરે આ શીરદુસ મીસાલની હમેશાં બર્ફથી બરસ્નુમ લેતી અલબુર્ઝની ટોંચ મારો સદાનો મુકામ થાય; એ તો મારા હારેલા ને કંગાળ જીવને ખુદાવંદતાલાથી એક મહાન નવાજેશ થયા સમ નતીજો મળે છે; પણ અરે આ અમારા શાહાનશાહોની ઓલાદની છેલી પરીજાદીનો કોણ વાલી? હાઃ હાઃ એક પછી એક દીવસો વધારે કંગાળ ને વધારે કાળા ગુજરીને આખરે મારી જીંદગી તમામ થાય છે.

"અરે આજે તો એક રજાલ પણ ખુશાલીની મારાં દીલમાં રહી નથી. એક સ્વપ્નો પણ નચીંતાઇનો આજકાલ મને થતો નથી કે આ પલેપલ ઠરઠર થઇ તુટી જતી જીંદગાનીને કાંઇ પણ તરેહથી નીભાવું; જાણે નાઉમેદીનું લશકરજ મારી ઉપર ઉલટીને મારાં હાડેહાડ ગગરાવી ગજબ કરે છે. પલેપલ તે લશકર મારી ઉપર હુમલો લાવીને મારી કાયાને આબાદ ઘેરે છે. એક પળે પણ મને આ મોત વખતે નચીંત રેહવા દેતા નથી. એવો તો મને ચોતરફથી ઘેર્યો છે કે કોઇ દુશમન લશકર દુશ્મનનો કીલ્લો ઘેરીને રાતદીન આતશ ને હથ્યારોનો મારો જારી રાખે તેમ એ લશકરે મારી ઉપર એવો તો જબરો લાગુ પડતો મારો જારી કર્યો છે, કે આજ હું ગમના સાહયામાં જરાતરા પણ પોતાને નીભાવી શકયો નથી. ગમે મારૂં મન, મારા જુસ્સા, મારાં કામ ને મારી લાગણીની લગામ પોતાને સ્વાધીન લીધી છે, અને આ કારી મોતના મારામાં મારી રખેવાલી કરે છે. અરે મોતના માહ કવખ્તના મેલાપથી મારાં તમામ હાર ધ્રુંજે છે. આ આજ અસલની અકલ તો ગઇજ, આજ અસલનું અસલપણું તો રહ્યું નહીંજ. નહીં રહ્યું

તે જોર કે નહીં રહયો તે જુસ્સો અસલનો, અરે સંધી બારેવા-તીના ઉલટેલા તુફાનમાં મોત જે વખત જાય છે તે વખતમાં પોતાની ફત્તેહનું બાકું ફુકીને આ ફનાહથી મને ખેંચી લઇ બરબાદ કરશે. હવે રોજ રોજ નાઉમેદીના લશકરના ઘેરાવામાં મારાં બદનનો કીલ્લો જબરો મારો ખમતાં ગમથી એટલો તારાજ થયો છે કે હવે તેને મોતની દેહેશતનો કશો ખ્યાલ પડતો નથી." પછી જામાસ્પે પોતાના પરવર-દીગારની બંદગી ને આજુજી કરી:

"ઓ ફરેસ્તાઓના શાહાનશાહ! ઓ પૃથ્વીઓના શાહાનશાહ! તારા કંગાળમાં કંગાળ, નાવારેસમાં નાવારેસ તરફ તારી રાએતાની બક્ષેશની એક કણુ ફેંકી દે. હું કાળાંમાં કાળાં માનવીનો મોત એયામ ઉજળો કર. હું અંધાપામાં ઘેરાયલા ગાફેલની અકલ દેખતી કર. હું ગુમરાહીમાં ગોટાં ખાનાર ખુવાર ફનાને માર્ગે લગાડ. બંદાના રૂપમાં હું બનેલા બેફામને તું તાર, અને તદન હાલહવાલીમાં ઉજબક જેવા થયલા ઇન્સાનનો હેવાલ તપાસી લે.

"ઓ સેતારાઓના શાહાનશાહ! ઓ આસ્માનોના શાહાનશાહ! ઓ સુરજ ચંદાઓના શાહાનશાહ! ઓ નુર ઝળકાટોના શાહાનશાહ! ઓ શાહાનશાહોના શાહનશાહ! તારા ખુહારમાં ખુહાર, તારા એકલામાં એકલા તરફ તારી મદદની એક રજ ઉડાર, હું નેહેસમાં નેહેસ, નજીસમાં નજીસ માનવીના અંગને સાફ કર, હું જળાપા ને આફતમાં ઘેરાયલા ગુમની સુરત મોકળી કર, હું ખુની બનેલા બાવરાની બાંહય ધરી બંદો કર, બંદાના અવતારમાંના હું હારેમનને ઉગાર, અને તદન બેજાર બનેલા બુબખ જેવા થયલા જામાસ્પનો સવાલ તપાસી લે. મને હવે બરહક કરાર બક્ષ! મને હવે બરહક મોત બક્ષ!

"તારી મહેરબાનીથી આસ્માનના ચકરાવામાં શેકાર ને શેકારી પંખેરા સાથે ફરે છે ને ઉડે છે ને હવામાં લાડ કરે છે: તારી મહેર-બાનીથી આસ્માનની કુદરતમાં ફીરેસ્તાઓ ને અહેરેમનો પોતપોતાને માર્ગે જાવઆવ કરે છે. તારી મહેરબાનીથી આસ્માનના મુલકોમાં જીન

ને અબલીસો પોતપોતાને મુલક રોબ ને રાજમાં ધીકે છે. તારી મહેરબાનીથી આસમાનના ઝળકાટમાં પરી ને પલીદો પોતપોતાનાં તેજ ને શીહાઇમાં જીંદગી ગુજારે છે. તારી મહેરબાનીથી આસ્માનના નૂરી બાગમાં પવનની ખુશબોદાર લહેકી ને બદબૂદાર પવન અરસપરસ મળતા રહે છે. તારી મહેરબાનીથી આસ્માનના ગૂમ્બજપર ફનાઇ ગુજરી જતો જાન ને ફનાઇ ગૂજારવા આવતો જાન મારગસર રાહ કાપે છે. તારી મહેરબાનીથી આસમાનના નૂર પાસ પહરેજગારની પાકીજા કેરદાર ને ગૂનેહગારની નાપાક કરણી સરધસણી કરતાં દરધાહમાં પડે છે. તારી મહેરબાનીથી આસ્માનની હવામાં જીંદગી ભૂલેલો નાપાક ને જીંદગીનો આબાદ એકશાન તપાસમાં ઉમેદવાર ઉભા રહે છે. તારી મહેરબાનીથી આસ્માનના ભેદમાં કજા ને અવતાર એવા તો સરસ વેહેવાર ચલાવે છે કે જેહાનદાર તે કુંચી પામતો નથી. સરજતના જહાજમાં સવાર થયલો ઇનસાન સરજતના પવને સરજત માફક ખાલી કે ભરપુર જીંદગાનીની સફર કરતો તારી મેહેરબાનીથી આસમાનના મીનારા ઉપર ચહડવાને ચીનવદ પુલના પાવરા ઉપરથી રશ્ના ને સરોશને હીસાબ આપતાં પાર પડે છે અને ઇનસાફ ને દયાના અમર નુરની પનાહમાં તારાં તખત સામે આવી તારાં નુરના મસ સોહોલાને જોઇ બેહેસ્તના બાગમાં ફરવા લાયક છુટકો પામતાં મીનોઇ ખુશાલી ને ખુશબોમાં ખાલેસ તોબા પહડતો સેહેલ કરે છે. હસ્તી ને આતશના હાકમ, હમેશગીના બાપ, મારો મોત એયામ આશાન કર."

આ બંદગી આગળ ચલાવતાં તેની જબાન લઠરી. તેની ચશ્મથી એક આંસુ પડયું. તેની છેલ્લી નેધાહ શાહજાદી ગુલશીરીના ઉપર પડી તેથીજ એક દીલના છેક ઉંડાણુથી હાયનો શોહલો નીકળ્યો. એક પળ માત્ર. પળ પણ કયાં થઇ તેટલાં તેના બદનનો જાન અલબૃઝની ટોંચ ઉપરથી આશાન રાહે બેહેસ્ત મુકામ તરફ ચાલ્યો.

વાયેજેહાન ગુલશીરીના! તારી હાલત ઉપર એહેરેમનને પણ દયા આવે તેવી નાચારીમાં તું ગીર્ફતાર. તે પણ કયાં? જ્યાં માનવી તો શું

પણ પંખીની તાકાત નહીં ત્યાં એકલ ના આધાર કે શરીક, ત્યાં તું અરફ ને હવા ને આસ્માન દરમ્યાન ગીરદાપેચ. એવી હાલતમાં જ્યારે જેની કુમક ને મીનતથી શાહજાદી પોતાને ગીરદેશમાં મેલનારનું રૂવાન પોતાની સામે પડેલું દર પળે જોયા કરે, ત્યારે કેવા તીક્ષણ વીચારોની જુમબેશ જાનમાં જાગે? આખરે આફતથી હેબત ખાઇ ગયલી ગુલશીરીના પોતાને અર્ધી આસ્માન ને અર્ધી અલણુઝ પર જોઇને માહેતમ કરવા લાગી–

"એ મારી જીંદગાનીના અમલમાં મારી કાયાની સર્વે મોટાઇ ને સર્ફરાજી બેઅમલ થઇ મારી મોહીની પોતાના રૂપ ગુણ ને ટેકમાં અટવાઇ છે. મારા ફાંટા પોતાનાજ ઉપયોગે પોતામાં ફેરફાર લાવી રહ્યા છે અને જેઓ મારો ચેહરો જોવાને તલપતા, તેઓ તમામ નીરાશી ને નાચારીમાં બેજાન થયા છે. મારી દરેક પળ પોતાની કીંમત માટે મગરૂર, તે હવે તો વખત પોતે બેહોશ ને દીવાનો થઇ ગયો હોય તેમ તે મારી ઇજતની હરાજી કરાવે છે. મારાં મગજની વખાણ આજ નુકસાન ઉપર અધર લટકતી થઇ છે. જે વખત જાય છે તેટલામાં હું બેજાન થઇ નીચે પડીને છીન છીન થઇશ. અરે મારા મગરૂર જુસાઓ, અરે મારા મગરૂર સખુનો, અરે મારા મગરૂર વહેવારો તમને હવે છેલ્લી સલામ. અરે મારી મસ્ત આપઅખત્યારી, જે મારા બદનને જેમ પહેલવાનને બખતર સર્વે જંગી પંચાતમાંથી બચાવે તેમ બચાવતા, તે તો દુશ્મનોને દસ્ત ગઇ છે. તે હવે કોઇ પણ અજમતથી ફરી અસલતા પામનાર નથી. ઓ તે વખત કે જે વખતે હજારો નાલેશી ને નીરાસી, હજારો વેર ને વસવસા, હજારો હેરાનગતી ને હજારો હાડમારીના બદ્દા કેવળ મજાક જેવા લાગીને પવનની લેહેર માફક ઉડી જતા હતા, તે ઓ વખત તું કયાં ગયો? ઓ તે વખત કે જે વખતે ગમે એવી જંગ, ગમે એવી તારાજી, ગમે એવી હાર મારાં આ મનસે કશાપણ વજનમાં ના ગણાતી; તે ઓ જંગી વખત તું કયાં ગયો? તું કેમ ગયો ને મને આ કદી ન લાગે એવી નાની વાતોથી કેમ નાહીંમત કરતો ગયો? આવ

તું એ તે વખત અને મારા રખેવાલ માફક મારી આ બારીક હાલતમાં મારો દસ્ત પકડીને વેરાન બિયાબાન ફેરવી લાવ. વેરાન બિયાબાન જ્યાં હજારો દરૂજે, પલીદો ને જીનો આદમની કોઇ કન ચાખવા માટે ઇનતેજાર, તેવાં બિહામણા વેરાન બિયાબાનમાં મારો અવતાર જોનારને જુદો જણાય એવો કોઇ કરામતી પરદો મારા ચેહરાપર નાંખીને મને ત્યાં ફેરવી લાવ. દુખ દરદો ને હેરાનગતીના સરસમાં સરસ ચીતારોના ભાસ મરાં મનમાં ઠસાવ, આફત ને જંજાલયતની જંગ મને નજરે નજર દેખાડ. મને પૃથ્વીનાં ઝેહેર, વેર ને કેહેરના ઉંડા માહસાગરોના દર્યાં ને કીનારા બતાવ. મને ખરાબીના ઝરા ને પાયામાલીની નદીની રેલ બતાવ. મને આબરૂ ને શરમનો જંજીર ઠોકાયલો અવતાર દેખાડ. અરે મને સઘળા તેજ પ્રતાપોના દિદાર દેખાડ કે મારૂં દીલ ધારૂં થાય. મને આજ હીંમત ખોહી ખુવાર થતા ને જંજાલીની હાલતમાં આવતાં બચાવી લે. બતાવ મને માનવીના હાડકાંના ચુસનારા પેલા દીનદુશ્મન દેવ દરૂજો. આ બિહામણા વાએ જેહાન વેરાનમાંથી દરદ ને દુઃખે તારાજ થયલીનો હાથ પકડ. મારા આ લુટાયલા હકના વખતમાં જેઓ મારી આ હાલતથી હસતા ને ખીલતા ને રાજી થયા તેઓની વધારે ને વધારે બરબાદી રોજ લાવ. હું હવે એકબાલ ફુટેલાં મસ્તક જેવી થઇ છું. એકબી ખુશાલીનો તાર મારાં દીલમાં રહયો નથી. એકબી ઉમેદની લટી મારા મનમાં કાયમ નથી. એકબી ઉમેદની આબાદીનું ઝુલફું મારાં રૂખ ઉપર લટકતું નથી. હવે તે સઘળી લેહેર ગુમ થઇ ગઇ છે. હવે હું કાંઇ નથી. અસલ મારામાં જે છે તેજ છે, જે તેજ હતું તે છે, તે છતાં વખતે મને તમામ સાંધે સાંધા નાઉમેદીની જંજીર ઠોકી છે. વખતે મારા તમામ હક ઇલાકા ને તખ્તતાજ લુંટી લીધાં છે. વખતે મને માનવીના અવતારમાંથી કહાડીને અહેરેમન જેવી ખપાવી મારી સર્વે રીતે ધુળધાણી કરી છે. હવે અરે તે વખત કે જેને મને સર્વે નીરાશીમાં ટકાવી; તે એ મારા જુવાન વખત, તું પાછો આવનાર નથી તો મારી હૈયાતી કેમ કાયમ રાખે છે?

"હવે એ નુરમંદ અમશાસ્પંદોમાં જેહાનની તમામ સરજમીનના માલેક એ નુરી શેહરેવર અમશાસ્પંદ, તું એક અજમતની કરમ બક્ષેશ કર. તું નુરીઓ દરમ્યાનના મોટી કરામતના સાહેબ, તું એ બુલંદાન બુલંદ, તમામ જેહાનોની જેહાનના પેદા કરનાર પરવરદેગારથી જમીનના મવકલ થયલા સાહેબ, એ મેહેર ભરેલા શહેરેવર અમશા-સ્પંદ, તું નુરી ઝલકાટ ફેંક, અને તારી હકુમતના તાબેદાર કોહે અલબુર્ઝ દરમ્યાન મને બંધ કર. મને હવે એક ઉમેદ ફકત મારૂં શીતાબી ભરેલું મોત બક્ષ. ફાટ એ અશ્રાફ અલબુર્ઝ! ફાટ એ આસ્માનના અલબુર્ઝ! ફાટ એ એકવારના ઇરાનના ખેરખાહ અલબુર્ઝ અને તારા શીહા પોલાણમાં સમાવી દે એક મીસ્કીનમાં મીસ્કીન નાચાર બેચાર ગમખાર બાનુને કે જે ઓલાદે કદીમમાં કદીમ કયાની ને સાસાની શાહન-શાહોની શાહાનશાહાતની ખરી હકદાર વારેસ, પણ હાલે બાતેલમાં બાતેલ ને કંગાળમાં કંગાળ ને ફનામાં ફના ને તારાજમાં તારાજ ને કમનસીબોમાં કમનસીબ ને ખાકસારોમાં ખાકસાર એક બર્ફના ઢેફાં જેવી હલકી ને પવનની લેહેકી જેવી તવાયલી ને શીહાઇ જેવી હીણા-યલી છું તેને એ અલબુર્ઝ તું ગરક કર!" શાહાજાદીને મુખથી આ સખુનો અજાયબ એજમતી વખતે નીકળ્યા કે તે ફળવાને વીલંબ લાગો નહીં. કયામત બરપા થયા જેવો અલબુર્ઝને એક એક લરજો થયો. જેહાન ગમ ને માહેતમ રડતી હોય તેવો એક અફસોસ ભરેલો ભયંકર અવાજ નીકળ્યો. અલબુર્ઝને પળમાં બાળી ખાક કરતી એક સલંગ શોહોલાની વિજળી પડી. ગોયા જેહાન પોતાના પેટમાંથી ચીરાઇ ગયા સમ અલબુર્ઝ આસ્માન ધુજાવનારી ચીચ્યારી મેલીને ફાટો! ફકત એક ખાસ શીહા પળ, જમનાં તમામ લશકરને આશ્કારા કરનારી ગુલશીરી-નાના આફત ભરેલા જાનને કબજ કરવા માટે હકતાલાએ નવી પેદા કરી હોય એ મીસાલે તે પળનો ગજબ ઉલટયો. જીવતી ગુલશીરીના ને જામાસ્પનું મુડદું ફાટેલા અલબુર્ઝમાં વિજળીના ઝમકારા મીસાલે ગેપ.

સમાપ્ત.